# સુભદ્રાદેવી

યાને

# હૃદય સમર્પણ

લેખક

ભોગીલાલ રાજકવિ (ધરમપુર સ્ટેટ.)

# અ. સૌ. બહેન હેમલત્તાકુંવર–બહેન.

( રા. રા. શેઠ મગનલાલ જેચંદભાઇના ધર્મપત્ની ) (મલાડ)



પોતાના શુભ પગલાથી આજે ઘણાજ સુખી અને સંતોષી છે પોતાના પતિના શુભ કાર્યમાં પોતે સારી રીતે ફાળો આપી પોતે પોતાની ફરજ બજાવી રહ્યા છે. અને એક આદર્શ ગ્રહસ્થાશ્રમના આદર્શો વિકસાવી પોતાના જીવનને ધન્ય બનાવ્યું છે, પરમાત્મા તેઓશ્રીનું અખંડ સૌભાગ્ય કાયમ રાખી તેઓશ્રીના પુત્ર–પુત્રીઓ તેમજ કુટુંબને સદા આરોગ્ય સુખી અને દીર્ઘાયુ રાખો. એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

લી. ભોગીલાલ કવિ.

સ. સા. ર. ગ્રં. ના સંચાલક.

## પરમ સ્નેહી સાહિત્ય સહાયક શેઠ મગનલાલ જેચંદભાઈ દોશી

જન્મ સં. ૧૯૬૬ અશ્વની શુકલા ત્રીજ ને ગુરૂવાર (મલાડ)



તેઓશ્રી પોતાની જાત મહેનતથી પુર્ષાર્થ સાધી વ્યાપારી ક્ષેત્રમાં નામના મેળવી છે. તેમજ પોતાના ભાગ્યબળથી લક્ષ્મી દેવીની કૃપા થઈ તેમ તેમ પોતે પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરવા માંડયો. પોતાની નામનાની ઇચ્છા વગર પોતે પોતાની શક્તિ અનુસાર દાનનો પ્રવાહ વહેરાવી પોતાની ફરજ બજાવી છે મારા સાહિત્ય કાર્યમાં પણ આચાર્ય શ્રી ૧૦૦૮ શ્રી વિનય કલ્યાણસૂરિશ્વરજીના સદ્બોધથી સારી સહાય આપી મારી ગ્રંથાવલીને ઉત્તેજન આપી આભારી કર્યો છે. પરમાત્મા તેઓશ્રીને તેમજ તેઓશ્રીના કુટુંબને સદા સુખી અને દીર્ધાયુ રાખો એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના. લી.

ભોગીલાલ કવિ.

સ. સા. ર. ગ્રં. ના સંચાલક

સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રન્થાવલિ વર્ષ ૧ પુ. ૨

# સુભદ્રાદેવી

યાને

# હૃદય સમર્પણ

: લેખક :
ભોગીલાલ આર. રાજકવિ
ધરમપુર સ્ટેટ

છપાવી પ્રસિદ્ધ કરનાર
સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રંથાવલિઃ
પાટણ (ગુજરાત)

કિંમત રૂા. ૪-૦-૦

: પ્રકાશક :
સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રંથાવલી
રાજકવિ ભોગીલાલ રતનચંદ વોરા
ખડાખોટડીનો પાડો, પાટણ (ગુજરાત)



આવૃત્તિ ૧ લી સને ૧૯૪૮

મુદ્રક
શાહ મણીલાલ છગનલાલ
નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ, અમદાવાદ.

# લેખકનું નિવેદન

સરસ્વતિ: સાહિત્ય રત્ન ગ્રંન્થાવલિ તરફથી ત્રીજા વર્ષનું આ બીજું પુસ્તક સુભદ્રાદેવી ગ્રંન્થાવલિના માનવંતા મેમ્બરો અને વાંચકોના ચર્ણે મુકવા ભાગ્યશાળી બન્યો છું ગ્રંન્થાવલિની યોજના ઘણાજ વિચાર પૂર્વક કરવામાં આવી છે. અને મારા ઘણા મિત્રો તેમજ હીતેચ્છુઓએ જે મને સહકાર આપી આભારી કર્યો છે. તેઓનો સદા હું રૂણી છું.

પણ આજના જમાનામાં કાર્ય ઘણુજ સારૂ બનાવવાની તેમજ કરવાની અભિલાષા તો ઘણી ઘણી હોય, પણ કુદરત જ્યારે બધી બાબતથી અનુકુળ હોય ત્યારે તે કામ કરવા માટે જરા પણ આળસ કે પ્રમાદ આવતો નથી. પણ જ્યારે કુદરતની અકૃપા હોય અને કુટુંબની જવાબદારીનો બોજો હોય, બહારગામથી સેવા નિમીત્તે જવા આવવાના પ્રસંગો બનતા હોય, તેવી સ્થિતિમાં કામ કરનારની શું સ્થિતિ થતી હશે તે તો તે અનુભવમાં આવ્યા હોય તેનેજ ખબર પડે.

મારામાં કુદરતે લેખન શક્તિ આપી નથી. તેમજ શબ્દોની ઝમક પણ કેમ ગોઠવવી તે પણ આવડતી નથી. તેવી સ્થિતિમાં મેં મારી, બુદ્ધિ અનુસાર જેવી તેવી ભાષામાં પણ સાહસ ઉપાડી શરૂઆત કરી તેમાં મને મારા મિત્રમંડળે જે સુંદર સાથ આપ્યો છે. તેજ મારા મિત્રોની મારા પ્રત્યેની લાગણીનું પ્રતિંબિબ છે.

ઘણા લેખકો મારા મિત્રો છે. ઘણી વખત આજીજી પૂર્વક મેં મારી ગ્રંથાવલિ માટે લખવાની વિનંતી કરી. પણ તે બાબતમાં હજુ સુધી કોઇ પણ લેખકે ઉદારતા બતાવી નથી. આશા રાખુ છું કે મારા પ્રત્યે પ્રેમભાવ રાખી મારા લેખક મિત્રો મારા કાર્યમાં પોતાની લેખન શક્તિનો પરિચય આપી, મારા કાર્યમાં સહકાર આપશે તો હું મોટો પ્રભુનો પાડ માનીશ, ગ્રંથાવલિ તરફથી લગભગ આઠ પુસ્તકો બહાર પડયા. નવમો મેવાડના અણુમોલ જવાહીર નામનો ઇતિહાસિક ગ્રંથ પણ બહાર પાડયો. ગ્રંથાવલિની પ્રગતિ મારી બુદ્ધિ અને શક્તિ અનુસાર મેં આગળ ધપાવી છે. અને હજુ પણ જેમ જેમ મારા મિત્રો અને સાહિત્ય-પ્રેમી ગૃહસ્થો મારા કાર્યમાં ઉત્સાહ રેડશે તો જરૂર હું મારા કાર્યમાં ફત્તેહમંદ થઇશ.

પરંતુ તે લાગણી અને પ્રેમનો સુયોગ પુન્યના સંજોગ સિવાય મળવો મુશ્કેલ છે. છતાં આશા વાદી તરીકે હું મારૂં નાવ રેતીમાં ચલાવીને પણ આ મારૂં આરંભેલું કાર્ય ચાલુ રાખીશ.

આજની કારમી મોંઘવારી તથા માલની શોર્ટેજ વિગેરે દરેક બાબત જોતાં કાર્ય કરનારને ઘણી ઘણી મુશીબતોનો સામનો કરવો પડે છે. તે છતાં પણ ગમે તેવા કપરા સંજોગોમાં પણ હું મારૂં કામ જરા પણ ઢીલ કર્યા વગર જ ટાઇમસર પુસ્તકો પબ્લીક કરૂં છું અને કરીશ.

મેં તો મારૂં જીવન લગભગ ત્રીશ વર્ષથી જનતાની સેવામાં જ વિતાવ્યું છે. આર્થીક લાભ મેં શોધ્યો હોય તેવું મને સાંભરતું નથી. જ્યારે ત્યારે સુદામાની સ્થિતિમાં રહીને જ મેં મારૂં કર્તવ્ય ચાલુ રાખ્યું છે. મારા મિત્રો

તેમજ મારા અંગતના સગાઓ પણ ઘણાજ સુખી અને ધનાઢ્ય હોવા છતાં બનતાં સુધી મારા કાર્યમાં મેં પ્રભુ સિવાય કોઈની પણ આશા રાખ્યા વગર જ મારા કાર્યમાં વળગી રહ્યો છું. અને તે આશાથી મારા કાર્યમાં મારા મિત્રોનો સહકાર જ્યારે ત્યારે મળતો રહેવાથી હું મારૂં કાર્ય કરીશકયો છું. તેથી તે સહકાર આપનાર મિત્રોનો આભાર માનુ છું.

આ પ્રમાણે મારી પરિસ્થિતિ હોવાથી હું જાહેર જનતા આગળ એક જ માગણી કરૂં છું કે, તેઓશ્રી મારી ગ્રંન્થાવલિના કાયમના મેમ્બર થશે, અને મારા કાર્યને પ્રોત્સાહન આપશે એવી આશા રાખું છું.

સુભદ્રાદેવીની વાર્તા કેવલ મારા મનની કલ્પના છે. અને કલ્પીત વાર્તા છે. તેથી તેમાં કોઈપણ ભુલ ચૂક કે પ્રેસદોષ કે પ્રુફદોષ વાકયદોષ એ કે ઘણો આવ્યો હશે, અને આવે; તે સ્વભાવિક જ છે. કારણ કે મારો અભ્યાસ ફકત ગુજરાતી ત્રણ ચોપડીનોજ છે. તેમજ નાની ઉંમરથીજ આર્થીક મુઝવણના કારણથી મહેનત અને મજુરી કરવામાં જ મારૂ જીવન મે વ્યતિત કર્યું છે, તેવી સ્થિતિમાં વધુ અભ્યાસની આશા તો કયાંથી રાખી શકું. પણ વિદ્યાર્થી તરીકે મેં મારૂ જીવન ચાલુ રાખી જેવી તેવી ભાષામાં આ પુસ્તક હું જનતાના ચર્ણે રજુ કરૂ છું. તો જનતા તેનો સ્વીકાર કરી મારી ભુલ ચુક અને અજ્ઞાનતા માટે ક્ષમા આપી પોતાની ઉદારતા બતાવશે એવી નમ્ર પણે પ્રાર્થના કરૂં છું.

લી:–ભોગીલાલ કવિના
જય હિન્દ

## જનતા જરૂર લાભ લેશે.

સંગીત સાથે ધાર્મિક સામાજીક વહેવારિક ઇતિહાસિક વિગેરે તમામ વીષયો ઉપર



પ્રવચન કરી સેંકડો રાજા મહારાજા અને જનતાનો પ્રેમસાથી સેંકડો સુવર્ણ તેમજ રોપ્ય. ચંદ્રકો મેળવ્યા છે. ધાર્મીક કાર્યોમાં પણ ઘણાજ માનપત્રો તેમજ અભિનંદન પત્રો મેળવી જનતાનો પ્રેમ સંપાદાન કર્યો છે. ગમે તેવા કઠણમાં કઠણ વિષય ઉપર શીઘ્ર કાવ્યો કરી કુદરતી શક્તિનો ખ્યાલ કરાવી. કોલેજના પ્રોફેસરોના પણ સર્ટીફીકેટો મેળવ્યા છે એક વખત લાભ લેવા ખાસ આગ્રહ ભરી વીનંતી કરવામાં આવે છે. ધાર્મીક પ્રસંગ માટે ફક્ત સંગીતના વગાડનારની ફી તથા જવાઆવવાનું ગાડીભાડુ લેવામાં આવે છે.

તો આવો અમુલ્ય લાભ જનતા વગર વિલંબે જરૂર લેશે એજ નમ્ર વિનંતી.

લી.
કવિ ભોગીલાલ

# આભાર

ઉપરોક્ત પુસ્તકમાં મહુંમ શેઠ ધોળીદાસ ડુંગરશીભાઈના સુપુત્રો ભાઈ ચીનુભાઈ તથા રા. રા. ભાણુભાઈ શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી. તથા શેઠ મગનલાલભાઈ જેચંદભાઈ, તથા શેઠ ચીમનલાલ માહસુખભાઈ, તથા શેઠ લાલભાઈ ઉમેદચંદ લઠ્ઠા વિગેરે ગૃહસ્થોએ આગળથી ગ્રાહક થઈ મારા કાર્યમાં જે ઉત્સાહ અને પ્રેરણા રેડી છે. તેના માટે તેઓશ્રીનો ખરા અંતઃકરણથી હું આભાર માનું છું. અને ભવિષ્યમાં સદાને માટે પ્રોત્સાહના આપશો. એવી આશા રાખું છું.

લી:-ભોગીલાલ કવિ



# અનુક્રમણિકા

# પાત્રો

| | |
|---|---|
| સુવર્ણસિંહ | સુર્યપુર નગરનો પ્રજાપ્રેમી રાજા. |
| સુવર્ણલત્તા | મહારાણી (બીજીવારના) |
| રાજનસિંહ | મહારાજ કુમાર. |
| વીરસેન | તેનો વફાદાર માણસ. |
| પ્રેમલત્તા | મહારાણીની નિમક હલાલ દાસી, |
| સોમદત્ત | સુર્યપુરનગરનો પ્રતિષ્ઠત ગ્રહસ્થ, |
| સાગરદત્ત | તેમનો વફાદાર મુનિમ. |
| સદ્‌ગુણા | સુશીલ પત્નિ. |
| શુભદ્રાદેવી | સંસ્કારી ચારિત્રવાન પુત્રી. |
| માલતી | તેની ખાસ બેનપણી. |
| રમાવતી | શશીકાન્તની વિધવા માતા. |
| શશીકાન્ત | સંસ્કારી નવયુવાન. |
| વિનયકુમાર | તેનો વફાદાર દોસ્ત. |
| બુદ્ધિનિધાન | સુર્યપુર નગરનો આમાત્ય. |
| દુષ્ટસિંહ | નગર કોટવાળ |
| દયાવતિ | પાપીદુષ્ટસિંહની ધર્મપત્નિ. |
| દુર્મદસિંહ | તેનો પાપી સાથીદાર. |
| ભગવાનદાસ | લોભી ધનાઢ્ય ગ્રહસ્થ. |
| ભદ્રકુમાર | તેનો અસંસ્કારી પુત્ર. |
| ભદ્રાવતિ | તેની માતા. |
| મધુરી | નર્તીકા, કાવાદાવા વાળી સ્ત્રી |

# મુંબઇની જીવદયા મંડળીના પ્રેસીડેન્ટ

**મહુંમ દયાલંકાર શ્રીમાન શેઠઃ—લલ્લુભાઇ** દીપચંદ ઝવેરીની આરસ પ્રતિમા રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદના હસ્તે અનાવરણ વિધી વખતે નાગરીકોએ આપેલી ભવ્ય અંજલી

તા. ૨૬–૧૨–૪૮ મુમ્બાઈ તે પ્રસંગે કવિ **ભોગીલાલને** રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદના હસ્તે ચંદ્રકની ભેટ.

**શીઘ્ર કવિ ભોગીલાલ રતનચંદ વોરા.** જેઓએ જીવદયા મંડળીના આશયો ફેલાવવા માટે ઘણા-વર્ષોથી પોતાની માનદ સેવા આપી હતી. અને જેઓ સ્વ. દયાલંકાર શેઠ લલ્લુભાઈ ઝવેરીના સ્નેહી હતા. તેમણે તેમની શીઘ્ર કવિતા દ્વારા સ્વ. દયાલંકાર શેઠ લલ્લુભાઈ ઝવેરીના ઉચ્ચ જીવન અને મહાન કાર્યોની અજંલી આપી હતી.

**સેવાની કદર**

**કવી ભોગીલાલે** જીવદયાની કરેલી સેવાઓની કદર તરીકે તેમને રાષ્ટ્રપતિ શ્રી. રાજેન્દ્રપ્રસાદને હસ્તે સુંદર ચંદ્રક રાષ્ટ્રપતિના નામ સાથેનો અર્પણ કરવામાં આવ્યો હતો. કવિશ્રીએ તેમની કરેલી સેવાની કરેલ કદર માટે આભાર માન્યો હતો; અને જીવદયા મંડળીની હમેશાં સેવા કરવાની તત્પરતા જાહેર કરી હતી

મેલાવડો તા. ૨૬–૪–૪૮

રાજેન્દ્ર પ્રસાદ
૨૬–૪–૪૮

જીવદયા માસીક પત્રના તંત્રી જયન્તિલાલ એન. માન્કર.
ઠે. ૧૪૯ શરાફ બજાર મુંબઇ નં. ૨

# પ્રકરણ પહેલું

## સંસ્કારી ગ્રહસ્થનું કુટુંબ

વિશ્વના વહેવારમાં દરેક વસ્તુ વિચારવા જેવી હોય છે. મનુષ્ય જો પોતાના જીવનમાં વહેવાર કુશળ ન હોય તો તેની કિંમત જગતમાં અંકાતિ નથી. જેમ ગાડીના બે પૈડા હોય તો જ ગાડી ચાલી શકે છે. તેમ જો સંસારમાં પતિ પત્નિના જો સુંદર સંસ્કાર તેમના જીવનમાં ન હોય તો તે સંસારમાં જોઈએ તેવી પોતાની પ્રગતિ સાધી શકતા નથી.

સુર્યપુર નગર ઘણું જ રમણીય અને ઉદ્યોગી શહેર છે. ત્યાંની પ્રજામાં કોઈ પણ જાતની દુઃખની કે ચીંતાની લાગણીનો અંશ પણ નથી. જ્યાં જુઓ ત્યાં સાર્વજનીકના

લાભની જ સંસ્થાઓ, વિદ્યાપીઠો, ઉદ્યોગો જ જોવામાં આવે છે. વાઘ, બકરી એક જ આરે પાણી પીએ છે. નગરનો રાજવી પણ પ્રજા વાત્સલ્ય અને દયાનો સાગર છે. પ્રજાને કોઈ પણ જાતનું દુઃખ ન પડે તેની રાજા સુવર્ણસિંહ સંપુર્ણ કાળજી રાખે છે.

આ નગરમાં સોમદત્ત નામનો એક ગૃહસ્થ રહે છે. તે ઘણો જ પરોપકારી અને ઉદારવૃતિ વાળો છે. તેની ધર્મ પત્નિ સદ્‌ગુણાદેવી પણ મહાન ચારિત્રવાન અને સેવા ભાવી છે. તેના હૃદયમાં ગરીબો પ્રત્યેની મમતા તેમ જ ધર્મપર સંપુર્ણ શ્રદ્ધા, વિવેક, વિનય અને વહેવારમાં સંપુર્ણ નિષ્ણાંત છે. બન્ને દંપતિ યુગલ જાણે ધર્મના અવતાર જ ન હોય ! તેવા શોભે છે. તેઓને સંતાનમાં એક જ પુત્રી જેનું નામ શુભદ્રા છે શુભદ્રાને માતા પિતા એ શરૂઆતથી જ સુંદર કેળવણી આપવાની શરૂઆતના પ્રતાપે તેનામાં ધર્મપ્રત્યે પ્રેમભાવ પ્રભુ ભક્તિ પર શ્રદ્ધા ચારિત્ર ઉપર સચોટ ભાવના વળી વિવેક, વિનય અને સંપુર્ણ સમય અનુસાર વહેવારીક વિગેરે જીવનના વિકાસના સદ્‌ગુણોનો તેનામાં સંપુંર્ણ વાસ હો તેથી તેના જ્ઞાન વડે તેની વહેવારીક કુશળતા વડે પોતે બધાને પ્રીય લાગતી હતી. પોતાનું સૌંદર્ય પણ પ્રભુએ તેવુંજ બક્ષ્યું હતું.

આ પ્રમાણે જ્ઞાનનો વિકાસ સાધતાં સાધતાં તેની ઉંમર લગભગ અઢાર વર્ષની થઈ. શુભદ્રામાં તેના માતા પિતાના ચારિત્રના સદ્‌ગુણોનો સુંદરમાં સુંદર વિકાસ પામ્યો હતો. પોતે પોતાની મર્યાદા બહાર જરાપણ જતી નહોતી. પોતાના માતા પિતા સુખી અને ધનાઢ્ય હોવા છતાં ઘરનું તમામ કામકાજ પોતે પોતાના હાથે જ કરતી હતી. તેથી તેનું શરીર નિરોગી અને ઘણું જ સુંદર શશક્ત હતું.

પોતે ઘરનું તમામ કામકાજ પરવારીને સૂર્યપુર નગરમાં આવેલી માનસૂરી અધ્યાપકની વિનય વિદ્યાપીઠમાં ટાઇમસર ભણવા જતી તે વિદ્યાપીઠમાં નગરના ઘણા બાળકો, બાળીકાઓ તેમ જ યુવકો અને યુવાન બાળાઓ ભણવા માટે આવતા હતા, તેમાં મુખ્ય 'વિદ્યાર્થી' શશીકાન્ત અને વિનયકુમાર હતા, તેઓ ઘરના સાધારણ સ્થિતિના હોવા છતાં અભ્યાસથી પોતાના જીવનમાં સારામાં સારા સદ્‌ગુણો તેમ નિડરતા કેળવી હતી.

આ સિવાય તે નગરના લોભી ધનીક જગજીવનદાસનો પુત્ર મદનકુમાર પણ ભણવા આવતો હતો. પરંતુ તેનું ભણવામાં બીલકુલ ચીત નહોતું. કેવળ સ્વચ્છંદીપણે વર્તતો હતો, તેમ જ યુવાન બાળાઓની છેડતી પણ કરતો હતો. તેથી તેના માટે વિદ્યાપીઠમાં જરાપણ આદર નહોતો.

કાર્તીક સુદી પુર્ણીમાના રોજ જાહેર તહેવાર હોવાથી વિદ્યાપીઠમાં જ્ઞાન, ગમ્મતનો એક સાધારણ પ્રોગ્રામ ગોઠવ્યો હતો, તેમાં નગરના સૌ સંભવિત ગૃહસ્થો તેમ જ ખુદ મહારાજા તથા મહારાણી તેમ જ રાજાના કર્મચારીઓને પણ આમંત્રણ આપવામાં આવ્યા હતા.

મેળાવડાના પ્રમુખસ્થાને મહારાજા સાહેબને બીરાજવામાં આવ્યા હતા. આ સુંદર મહોત્સવ પ્રસંગે સુભદ્રાદેવી પોતાના માતા-પિતાની પાસે વિદ્યાપીઠમાં જવા માટે વિનયથી આજ્ઞા માંગી, ત્યારે પિતા સોમદત્તે તથા તેની માતાએ પણ સાથે આવવાની ભાવના જણાવી, અને વિદ્યાપીઠમાં સાથે જવા માટે નીકળવા તૈયારી કરી તેટલામાં સોમદત્ત શેઠનો મુનિમ સાગરદત્ત ત્યાં આવી પડ્યો. અને શેઠને કહેવા લાગ્યો કેઃ—

મુરબ્બી ! આપ શીદ જાવો છો ?

આજે માનસૂરી આચાર્યની વિદ્યાપીઠમાં, કાર્તીક શુકલ પૂર્ણીમાનો વાર્ષીક મહોત્સવ હોવાથી ત્યાં જવા સારૂં સૌની ભાવના છે. અને આમંત્રણ પણ આવેલું છે. તો આપની આજ્ઞા હોય તો હું પણ સાથે આવું.

જેવી તમારી મરજી! સાથે આવો તેમાં મને વાંધો નથી.

સૌ તૈયાર થઈ પોતાની ઘોડાગાડીમાં બેસી વિદ્યાપીઠ તરફ પ્રયાણ કર્યું.

# પ્રકરણ બીજું

## વિદ્યાપીઠમાં મહોત્સવ

કાર્તિક પૂર્ણીમાના પવિત્ર દિવસે આજે વિદ્યાપીઠના સંચાલકોમાં અપૂર્વ ઉત્સાહ આવ્યો છે. કારણ કે આ વિદ્યાપીઠમાં ઘણી સારી રીતે સર્વ વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓને સારામાં સારો અભ્યાસ કરાવવામાં આવતો હતો. તેને લીધે વિદ્યાપીઠના ગામ પરગામ ઘણા જ સારા વખાણ થતાં હતાં માનસૂરી આચાર્ય ઘણા જ જ્ઞાની તેમ જ વિદ્વાન હતા. તેઓનું ચારિત્ર સ્ફટીક માફક સુંદર હતું. તેઓનો સંયમ ઘણો જ વખાણવા લાયક હતો, પોતે પોતાના શારિરીક વિકાસમાં જરાપણ વિકાર ભાવના ઉત્પન્ન ન થાય. તેવો જ આહાર વિહાર કરતા હતા સંધ્યાકાળ પહેલાં જ ભોજન વિગેરેનું કામકાજ પતાવી લેતા હતા અને રાત્રે પાણી પણ વાપરતા નહોતા, પોતે દરેક પોતાની ધાર્મીક ક્રિયામાં જરા પણ ઉણપ આવતા દેતા નહોતા.

આ ગુરૂદેવના સંસ્કારની તમામ પ્રવૃત્તિ આપની વાર્તાની નાયીકા સુભદ્રાદેવીમાં ઓતપ્રેત ઉતરી હતી, પોતે જાણે સાક્ષાત સરસ્વતિનો અવતાર ન હોય ? તેવી શોભતી હતી, પોતાનું ચારિત્ર અને શીલ ઘણું જ ઉત્તમ પ્રકારનું હતું. ગરીબો પ્રત્યે સંપૂર્ણ હમદર્દી રાખતી હતી, ધર્મપ્રત્યે પોતાના નિયમના વર્તનમાં જરાપણ ખામી આવવા દેતી નહોતી આવા ઉત્તમ પ્રકારે સદ્‌ગુણોનો વિકાસ તેના જીવનમાં ઉતર્યો હતો.

સમારંભનો સમય થવા આવ્યો, સવારના નવ વાગે તમામ રાજ્ય કર્મચારીઓ, પ્રજાજનો, નગરના આગેવાનો, વિગેરે સૌ ઠીક ટાઇમસર આવી હાજર થઇ ગયા.

શેઠ સોમદત્ત તેના મુનીમ સાગરદત્ત તેમના ધર્મપત્નિ સદ્‌ગુણા તથા સુભદ્રા વિગેરે પણ આવી પહોંચ્યા. દવાવર્તિ દુષ્ટસિંહની પત્નિ પણ આવી.

આ સિવાય શશીકાન્ત, વિનયકુમાર, ભદ્રકુમાર તથા સભાની સરભરા સાચવવા માટે નગર કોટવાળ દુષ્ટસિંહ તથા દુર્મદસિંહ પણ આવેલા હતા. આ સિવાય મહારાજા સાહેબ તથા મહારાણી સાહેબા તથા રાજકુમાર સજ્જનસિંહ વિરસેન વિગેરે પણ આવી પહોંચ્યા, દાસી પ્રેમલત્તા પણ મહારાણી સાથે આવેલી છે.

હજારો માણસોની માનવ મેદની વચ્ચે મહારાજા સાહેબના અધ્યક્ષપણા નીચે સભાના કામની શરૂઆત કરવામાં આવી પ્રધાન બુદ્ધિનિધાન પણ મહારાજાશ્રીની બાજુમાં બેઠા છે. સભામાં બાળાઓએ સુંદર મધુર શબ્દથી મંગલાચરણની શરૂઆત કરી. અધ્યાપકજી ગુરૂ માનસૂરિ આચાર્યે મહારાજા સાહેબને તેમ જ આવેલા નગર જનોને વિદ્યાપીઠની તમામ

હકીકત નિદિત કરી. અને માનસુરી આચાર્યે-ભાઇઓ અને બહેનો જે અભ્યાસ કરે છે. તેના અભ્યાસમાં સુંદર અને સારી પ્રગતિ કોને સાધી છે. તે પણ જણાવ્યું. તેમાં પ્રથમ નામ સુભદ્રાદેવી અને બીજું નામ શશીકાન્તનું બોલ્યા, આખરે તમામ હકીકત ઘણી જ કુશળતા પૂર્વક સમાજને અધ્યાપ કછગુરૂ માનસુરીએ પોતાનું સ્થાન લીધું અને મહારાજશ્રીને વિનંતી કરી કે વિદ્યાપીઠમાં અભ્યાસ કરનારને આપ, ગમે તે વિષય ઉપર સવાલ પુછશો. એવી વિનંતી કરવામાં આવી તરત જ મહારાજાએ પ્રથમ સુભદ્રાદેવીને બોલાવી.

મહારાજા—દિકરી સુભદ્રા, જીવનની મહત્તા શાથી વધે. ?

સુભદ્રાદેવી—મન, વચન, કાયાથી મનોબળ મજબુત કરવું બને તેટલી સારી અને મર્યાદિત રીતે વર્તવું. માતા પિતાની પરમભક્તિ જીવનમાં ઉતારવી. અને જીવનને બગાડનારા જે તત્વો વ્યાજબી લાગતા તે તત્વો પોતાના સરકાર વડે દુર કરી બને તેટલો જીવનનો વિકાસ સાધવો એ જ ખરી મહત્તા છે.

મહારાજા—રાજાનો ધર્મ શું છે ? તે કૃપા કરી સમજાવો.

સુભદ્રા—રાજાએ પ્રજા પ્રત્યે વાત્સલ્યભાવ રાખવો, પ્રજાના સુખદુઃખમાં રાજાએ પોતાનો હિસ્સો આપવો, રાજ્યના કર્મચારીઓ પણ પ્રજાના રક્ષણની જવાબદારી સમજે પ્રજાની બ્હેન દીકરીઓની ઇજ્જત સચવાય અને લાંચ રૂશ્વતના ખાનારા તેમ જ પાપી વાસના પોષનારા જે કોઇ વ્યક્તિ હોય તેને સખતમાં સખત શીક્ષા કરવી, અને પ્રજાને શક્તિશાળી અને ચારિત્રવાન બનાવવી. પ્રજાના તાત ગણાતો ખેડુતને તેના દરેક કામમાં રાજાએ સહાયતા આપવી, પ્રજાની તમામ

જરૂરયાતી ચીજો કેમ સસ્તા ભાવે મળે અને પ્રજા પોતે પોતાની શાંતિ અને સંતોષથી વહેવાર બરાબર ચલાવી શકે.

ગરીબ અને તવંગરનો જરાપણ ભેદ ન હોય, સૌને મનુષ્ય તરીકે જીવવાનો સંપૂર્ણ સ્વતંત્ર હક્ક હોવો જોઈએ પ્રભુના દરબારમાં નતો નાનાનો ભેદ કે ન તો મોટાનો ભેદ માટે ખરી રીતે તો રાજા તો પ્રજાની મિલ્કતનો દૃષ્ટિ છે. માટે રાજામાં તો લોભ સત્તા અને અભિમાનનો અંશ જ હોવો જોઈએ નહિ, કેવળ ન્યાય, નિતિ અને દયા વૃત્તિપર સુંદર રીતે પ્રેમ હોય તો જ તે રાજા પ્રજાનો પિતા થવા માટે લાયક હોઈ શકે.

એમ હજારો નગર જનોની મેદની વચ્ચે મહારાજા સન્મુખ શુભદ્રાદેવીએ જેજે સવાલના જવાબો આપ્યા તેથી તમામ નગરજનોને તેના વકૃત્વને તાળીઓના ગડગડાટ સાથે વધાવી લીધું. મહારાજાએ શશીકાન્તને બોલાવ્યો.

મહારાજા—શશીકાંત, તમે તમારા જીવનમાં કઈ કઈ આશાઓ સાથે જીવનને વિકસવા માગો છો ?

શશીકાંત—નામદાર ! જ્ઞાન લેવાનું મુખ્ય કારણ જીવનમાં આવતા દુરાચારો અટકાવવા જીવનને સંયમી બનાવવું. જીવનમાં સંતોષથી, પોતાનો વહેવાર ચાલી શકે તેવી રીતે પ્રમાણીકપણે રોજી મેળવવી. રાજ્ય તરફથી કે રાજ્યના કર્મચારીઓ તરફથી કે રાજ્યના કહેવાતા ધનવાનો તરફથી જો રાજ્યની પ્રજાનું સ્વમાન સચવાતું ન હોય તેના લોહી ચુસીને તેના પર સત્તા જમાવવાનો જુલ્મ થતો હોય નગરમાં બેન બેટીની ઇજ્જત માટે પણ વાંધા હોય વળી ખેડુત, મેહેનત મજુરી કરતાં પણ રાજ્ય અને રાજ્યના કર્મચારીઓના

જુલ્મથી ભૂખે મરતો હોય, પ્રજાના સાધારણ ગરીબ માણુસને વેઠે લઇ તેના જીવનને મહેનત મજુરીના કામમાં ઉપયોગ લેતા હોય તો તેવા જુલ્મોનો સામનો કરતા જે કાંઇ કષ્ટ આવે તે શાંન્તીથી સહન કરી તમામ નગરજનોની સેવા સાથે વિકાસવા માટે જ જ્ઞાનની તેમ શાંન્તીની જરૂર છે. જેથી જીવનનો વિકાસ સધાય છે. અને સધાવી શકાય છે. અને પ્રજામાં જાગૃતી અને શક્તિ લાવી શકાય છે

ઉપર મુજબનો શશીકાંતનો જવાબ સાંભળ્યા પછી મહારાજા મનમાં ખુશ થયા, પણ તેઓએ કાંઇને જણાવવા દીધું નહિ. અને તરત જ વિનયકુમારને બોલાવ્યો.

વિનયકુમાર? પ્રેમની મહત્તા મનુષ્ય જીવનમાં કેવી રીતે વધે? કહે જોઇએ? મહારાજાએ પુછ્યું.

મહારાજ? જીવનમાં મહત્વનો ભાગ તો પ્રેમ સિવાય કોઇ ભજવતું નથી વિનયકુમારે તરત જ આગળ રહી જવાબ આપ્યો.

કેવી રીતે? મહારાજા એ પુછ્યું.

જેમ મહારાણા પ્રતાપે સ્વમાન ખાતર પોતાના રાજા તરીકેના માનભર્યા જીવન ખાતર હૃદયમાં પ્રજા સેવા અને દેશસેવા અને ધર્મસેવાનો પોતાના જીવનમાં પ્રેમ રાખી તેની મહત્તા સાધી. રાજપી હરિશ્ચંદ્ર પણ સત્યને ખાતર તમામ રાજપાટ તથા પુત્રનો ત્યાગ કરી ભંગીને ઘેર ચાકરી સ્વીકારી.

પોતે સત્યવડે પ્રેમની મહત્તા વધારી. વળી વીર ભામાશાહે પોતાના દેશ ખાતર, પોતાના રાજાને ખાતર, સમગ્ર હિંદુ જાતને ખાતર પોતાની તમામ મીલ્કત દેશના કલ્યાણર્થે

આપી સેવા ભાવ તરીકે પ્રેમની મહત્તા વધારી. વળી મહા મંત્રી વિમળશાહ, વસ્તુપાળ—તેજપાળ તેમ જ કર્મચંદ્ર મહામંત્રી જેવા વીર પુરૂષોએ પોતાની કરોડોની મિલ્કત લોક કલ્યાણ માટે ખર્ચી અને જીવનની આહુતી આપી શા માટે ! પ્રેમની મહત્તા માટે જ.

શાહ અકબર જેવાએ પણ હિંદુ અને મુસલમાનમાં જરાપણ ભેદભાવ ન સમજતા પોતે પોતની સત્તાની વિશાળતા કેવી સુંદર રીતે વધારી તેનું મુખ્ય કારણ અને બાજુ પ્રેમની મહત્તાથી પ્રેમથી સત્તા વધારી.

સતી પદ્મણીએ પોતાના શીયળમાટે જરાપણ નમતું ન આપતાં પોતે જીવનનું બલીદાન આપ્યું શા માટે ? પોતાના ધર્મના પ્રેમ માટે.

જસમા જેવી ઓડણ સાધારણ સ્ત્રી પણ મહારાજા સિદ્ધરાજ જેવા શક્તિશાળી રાજાની મહારાણી ન બનતાં પોતાના જીવનનું તેમ જ પોતાના પતિનું પોતાના દીકરાઓનું બલિદાન શા માટે ? આપ્યું ! કેવળ સ્ત્રી જાતિના સ્વમાનના પ્રેમ માટે તેથી જ મારૂં પણ જીવન પ્રેમની મહત્તા માટે પ્રેમ પવિત્ર છે. તે સાબીત કરવા માટે પ્રેમ ભક્તિથી પ્રભુને સંભારવા માટે પ્રેમથી ગરીબ પ્રજાની સેવા કરવા માટે મારે પણ પ્રેમની મહત્તા વિનયથી અને વિવેકથી સેવા કરી પ્રેમનો વિકાસ વધારવા માટે પણ જીવનની આહુતી આપવી પડે તો તે આપવા માટે જરાપણ પાછી પાની ના કરૂં તે શા માટે ? સત્ય પ્રેમની મહત્તા વધારવા માટે.

આ વખતે સભા મંડપમાં સુભદ્રાદેવી મહારાણી પાસે બેઠી

હતી. મહારાણીની દાસી પ્રેમલત્તા પણ પોતે વાક્ય ચાતુર્યથી સુભદ્રાદેવી સાથે મીઠી મીઠી ભાષામાં વાત કરી તેની સાથે સહીપણીની માફક પોતે તેની પાસે છુટથી વર્તતી હતી.

આથી સુભદ્રાને પણ સ્વાભાવિક રીતે પ્રેમલત્તા પ્રત્યે આદર ભાવ થયો.

આ વખતે નગર કોટવાળ દુષ્ટસિંહે પણ પ્રેમલત્તાને આંખના ઈસારાથી સુભદ્રાદેવીને પોતાના પક્ષમાં લેવા સમજાવી દીધી હતી તેથી પ્રેમલત્તા સુભદ્રાની સાથે વધુને વધુ નીકટમાં આવતી જતી હતી. તેથી પ્રેમલત્તા પોતાને લાગ મળતાં સુભદ્રાદેવીને કબજામાં લઈને પોતાની પાપી ધારણા પાર પાડવાની યોજના ઘડી રહી હતી. મહારાણી પણ સુભદ્રાની સુંદરતાની અને તેના જ્ઞાન માટે સુભદ્રાની પ્રશંસા વારે વારે કરતા હતા,

ભદ્રકુમાર તો સુભદ્રાની વાકય ચાતુર્ય જોતાં તે તો મનમાં સંકલ્પ કરીને જ બેઠો હતો કે ગમે તે ભોગે સુભદ્રાને મેળવવી અને પોતાની ઇચ્છા પુરી પાડવી.

દુષ્ટસિંહ તો સુભદ્રા ઉપર એકી નજરે આડકતરી રીતે જોઈજોઈને પોતે તેની સુંદરતાનું પાન કરી રહ્યો હતો. દયાવતિ પણ પોતાની બુદ્ધિવડે પોતાના પતિની દ્રષ્ટિપર નજર કરતી હતી અને મુંઝાતી હતી.

મહારાણી સાહેબ પણ દુષ્ટસિંહનો ભવ્ય સુંદર ચહેરો જોતાં તેના પર કંઈક મોહિત થયાં હતાં. આ બધી હકીકત એકએકના વિચારોનું પ્રતિબિંબ હતું. આખરે મહારાજાએ ભદ્રકુમારને બોલાવ્યો.

મહારાજા—ભદ્રકુમાર, તમારો અભ્યાસ કેટલો થયો અને ક્યાંસુધી ભણ્યા છો ?

ભદ્રકુમાર—મહારાજા સાહેબ મને અભ્યાસ કરવાની આદત ઓછી છે. ફક્ત વિદ્યાપીઠમાં આવું છું પણ મારૂં ચીત્ત ચોટતું નથી. હું તો એવા વિચારનો છું. કે જે કંઇ મને સાધન સંપતિ મળી છે તેનો સુંદર ઉપભોગ કરવો અને રાજ્યની વફાદારીથી સેવા કરવી અને રાજ્યની આમાન્યામાં રહીને મારે મારૂં કાર્ય બજાવવું અને રાજ્યના સારા અમલદારો પ્રત્યે પ્રેમભાવ રાખવો, અને મનની જે જે અભિલાષાઓ હોય તેને સંતોષવી. કારણ કે મારા પિતાએ કરોડોની મીલ્કત ભેગી કરી છે. તેનો જેટલો બને તેટલો ઉપભોગ મારે મારા વૈભવ માટે કરવો તે જ મારા જીવનનું ધ્યેય છે. માટે મને કંઇ નામદાર અભ્યાસ જેવો બાબતમાં ઝાઝો રસ નથી. દરેક વિદ્યાર્થી તેમ જ વિદ્યાર્થીનીઓની જ્ઞાનની ચર્ચા પુરી થઇ મહારાજાએ બુદ્ધિનિધાન પ્રધાનને હુકમ આપ્યો કે સુભદ્રાદેવીને રાજ્ય ભંડારથી સુંદર પોષાક અને એક હજાર રૂપિઆ, શશીકાંતને પોષાક ને એક હજાર રૂપિઆ વિનય કુમારને પણ તે જ પ્રમાણે પોષાક તથા રૂપીઆ આપવાનો હુકમ કર્યો.

સભા વિસર્જન થવાની તૈયારી થતાં અધ્યાપક માનસૂરી આચાર્યે મહારાજાશ્રી તથા મહારાણી સાહેબ તથા યુવરાજ શ્રીનો આભાર માનવા જાય છે ત્યાં સજ્જનસિંહ તરત જ ઉભો થયો અને બોલ્યો કે આજનો સમારંભ જોતાં મને ખાત્રી થાય છે કે બ્હેન સુભદ્રાદેવી તથા ભાઇ શશીકાંત તથા ભાઇ વિનયકુમાર જરૂર પોતાની નામના પોતાના ચારિત્રવડે જ મેળવશે અને રાજ્યની તેમ જ પ્રજાની સુંદર સેવા બજાવશે.

આ વખતે ગામડામાંથી ચારપાંચ પ્રજાના માણસો દોડતા દોડતા આવ્યા મહારાજા પાસે ફરીયાદ કરી કે મારી બે દીકરીઓને બદમાસો ઉપાડી ગયા છે. માટે અન્નદાતા ! તેમની શોધ ખોળ કરીઆપો ! અને અમારી દિકરીઓને બચાવો. !

આ વખતે સમારંભનું કામ તરત જ બંધ કરવામાં આવ્યું અને રાજાએ પોતાના મહાલય તરફ પ્રયાણ કર્યું. સૌ કોઈ સૌના સ્થાને વિદાય થયા.

# પ્રકરણ ત્રીજું

## દુષ્ટરાય અને ભદ્રકુમાર મધુરીને ઘેર.

સમારંભ પૂરો થયો અને સૌના વિસર્જન થયા પછી ભદ્રકુમાર અને દુષ્ટસિંહ બન્ને જણા પોતાની માશુક મધુરીના આવાસે ગયા. મધુરી સુંદર નાયકા હતી, તેમ જ ઘણી જ સુંદર અને સૌદર્યવાન સુંદરી હતી. વળી રાજાની માનીતી નૃતિકા હતી. તેના મધુરા અવાજથી અને તેની સુંદરતાથી ઘણા લોકો તેની સુંદરતાનું પાન કરવા માટે આંધળા થતા હતા, તેમ જ પોતે ઘણી જ સુખી હતી. અને પોતે હિન્દુ બ્રાહ્મણ હતી. અને કર્ણાટક બાજુથી આવેલી હતી. ફક્ત તેના ઘરમાં તેની મા અને પોતે બે જણા જ રહેતા હતા. તેમ જ તેણે નોકર–ચાકર તથા દાસ દાસીઓ પણ સારા પ્રમાણમાં રાખ્યા હતા.

સમારંભમાંથી નિકળતી વખતે કુમાર સજ્જનસિંહને વહેમ આવવાથી જરા વાર નજીકના રસ્તા ઉપર ઉભો રહ્યો હતો. દુર્ષ્ટસિંહ અને ભદ્રકુમારને જતા જોયા તેથી તેને પોતાના વફાદાર વિરસેનને કહ્યું કેઃ—

તું જરા તેઓની પાછળ જા, અને તેઓની હીલચાલ ઉપર નંજર નાંખતો રહેજે, અને જે હકીકત બને તે મને સત્વર જણાવ.

વિરસેન તરતજ શીર નમાવી બંનેની પાછળ ચાલતો થયો.

મધુરીનું ભવ્ય મકાન નગરની બહારના ભાગમાં એકાન્ત સ્થળે આવેલું હતું. તે જગાએ લોકોની અવર જવર ઘણી ઓછા પ્રમાણમાં રહેતી હતી તેના મકાન પાસે સદા શાંત વાતાવરણ રહેતું હતું

દુષ્ટસિંહ અને ભદ્રકુમાર બેઉ જણા મુંગા મુંગા ચાલતા હતા, વિરસેન પણ બહુ જ સંભાળપૂર્વક તેઓની પાછળ પાછળ બહુ જ ચુપકીદીથી ચાલ્યો જતો હતો.

જ્યારે મધુરી ઝરૂખામાં ઉભેલી હતી અને દુષ્ટસિંહને આવતી જોઈ તે તરતજ નીચે આવી અને બોલી કેઃ- પધારો! પધારો! મારા હૃદયેશ્વર!!! પધારો ધન્યભાગ્ય કે આજે આ કિંકરીનું મકાન પાવન કરવા આવી પહોંચ્યા.

ઓહોહો! કોણ સાહેબ, ભદ્રકુમાર! પધારો. આજ તો મારા આંગણીએ જાણે સોનાનો સુરજ ઉગ્યો આપ જેવા મહાન કોષાધિપતિઓનું આગમન થવાથી મને તો સોનું અને સુગંધ બેઉ સાથે જ મળ્યા.

મધુરીની વાક્‌ચાતુર્ય સાંભળ્યા પછી દુર્જસિંહ અને ભદ્રકુમાર મધુરીના આવાસમાં દાખલ થયા. અને આરામ ભુવનમાં ગોઠવેલ કોચ ઉપર બેઉ પાપી આત્માઓ બીરાજમાન થયા.

બોલો નામદાર! આ દાસીને શો હુકમ છે? મધુરીએ પુછ્યું.

પહેલાંતો એક સુંદર સુરાનો જામ (દારૂ) સુવર્ણ ગ્લાસમાં લાવ. અને મારા હતાશ થએલા હૃદયને શાન્તવન આપ. દુર્જસિંહે કહ્યું.

લ્યો! દાસીને હુકમ થવાંની સાથે જ હાજર છે. એમ બોલતી સુવર્ણ ગ્લાસમાં સુરાનો જામ લાવી તેઓના સમક્ષ આવી ઉભી.

પ્રથમ આ મ્હારા જીગરજાન દોસ્તને તારા સુકોમળ કરતે આપ. દુર્જસિંહે સંકેત કરતાં કહ્યું

ભદ્રકુમાર ભણી મધુરીએ સુવર્ણ ગ્લાસ ધર્યો. ભદ્રકુમાર તો મધુરીને જોતાં જ તેના સૌંદર્યમાં અંજાઈ ગયો હતો તેથી તેણે તો સુરાનો જામ ભરેલો ગ્લાસ હાથમાં લીધો અને તરત જ આરોગી ગયો.

થોડીવાર પછી દુર્જસિંહે પણ બીજા ગ્લાસને ન્યાય આપ્યો.

મધુરી! કેમ પેલા માણસો કોઈ બુલબુલને લાવ્યા છે કે નહિં? દુર્જસિંહે પુછ્યું.

હા, નામદાર! તે બુલબુલ લાવ્યા છે. પણ તે છે ગામડીયણ તેમજ શરીરે સશક્ત અને સુંદર છે. જો આપ કહો તો આપની સેવામાં હાજર કરૂં. આ મકાનના બગીચામાં

આવેલી ઓરડીમાં તેઓને રાખ્યા છે. મધુરીએ ડાવકાઇથી કહ્યું.

હવે તો તે આપણા પંજામાંથી ક્યાં જવાની છે ? આજે જ રાતના તેનો ઉપયોગ કરીશું, હાલ તો એક મુદ્દાની વાત કહેવાને આવ્યો છું. દુષ્ટસિંહે કીધું.

બોલો ! બોલો ! એવી તે શી મુદ્દાની છે ? ઝટ કહોને ? મધુરી અધિરાઇ બતાવતી બોલી.

આજના વિદ્યાપીઠના સમારંભમાં સુગુણચંદ શેઠની દિકરી સુભદ્રાને જોતાં હું તો ઘાયલ થઇ ગયો છું. માટે કોઇ બી હિસાબે તેને મેળવવી જોઇએ. તે માટે ગમે તેવું જોખમ ખેડવું પડે તો પણ ખેડીને તેને મેળવવામાં તું મને મદદ કર. દુષ્ટસિંહે મુદ્દાની વાત કહી સંભળાવી.

અરે ! નામદાર !! તે તો મારૂં ડાબા હાથનું કામ છે. આજથી પંદર દિવસમાં જ આપના ચર્ણો સમક્ષ રજુ કરીશ. મધુરી મર્દાનગી સાથે બોલી.

જે વાત મારે તમને કહેવાની હતી તે વાત તમને મારા દિલોજાન દોસ્ત તરીકે કીધ , હું તો તેના પિતા પાસે તેના હાથની માગણી કરવાના વિચાર કરતો હતો. અને ગમે તેવા કાવાદાવાનું જોખમ ખેડવામાં આવે તો પણ હું ખેડવા તૈયાર છું. એક વખતે લાખો રૂપીઆ ખરચ થઇ જાય તો પણ પરવા નહિં. પરંતુ કોઇ બી શરતે તેને મેળવવી. એજ મારા હૃદયનો નિશ્ચય છે. માટે મધુરી, વહાલી ! મધુરી ! તું તારા મધુર અવાજથી એટલું જ કહે, કે પરીને હું મેળવી આપીશ ! ભદ્રકુમારે કીધું.

અરે ! શેઠ તમે એ શું બોલ્યા ? દામ કરે કામ, અને લુંડી કરે સલામ. આપ જરાપણ ચીંતા કરશો નહિં. હું

હવે આજથી જ તેને મેળવવા માટે પ્રયાસ ચાલુ કરીશ. મધુરીએ કહ્યું.

આ બધી વાતચીત વિરસેનના સાંભળવામાં આવી. તે એવી સુંદર જગાએ ઉભો રહ્યો હતો કે તેની દૃષ્ટિ બધા ઉપર પડી શકે અને તેઓની વાત સાંભળી શકે પણ બીજાઓ તેને બીલકુલ જોઇ પણ ન શકે તેવી રીતે તે ઉભો રહ્યો હતો.

બરાબર આ સમયેજ બહાર ગામડામાંથી ત્રણ ચાર જણા જાગીરદારો જેવા સરદારો આ જગ્યા ઉપર આવી ચડયા. અને કોટવાળ સાહેબ છે ? એવા સમાચાર પૂછયા.

કોટવાળને ખબર આપી અને અંદર આવવા માટે હુકમ થયો. તેથી ત્રણે જાગીરદારો અંદર ગયા. આ ત્રણેના નામ. અભયસિંહ, માનસિંહ, અને પર્વતસિંહ હતાં. અને તેઓએ સલામ કરી સામા આસન ઉપર જગ્યા લીધી.

બોલો ! આમ એકદમ અચાનક કેમ આવવું થયું ? દુષ્ટસિંહે પુછ્યું.

આપની ઇચ્છા મુજબ રાજ્યના તમામ સરદારોમાં રાજ્ય વિરૂદ્ધ પ્રચાર કરવાનું ચાલુ કરી દીધું છે. અને આમ પ્રજા ઉપર પણ જુલમનો કાયદો વીંઝવાનું શરૂ કરેલ છે. જેથી તમામ સરદારો આપના તરફેણમાં આવવા તૈયાર થયા છે. તો હવે આપ જ્યારે જે હુકમ કરશો તે જ વખતે તે હુકમ અનુસાર તમામ બાબતનું પાલન થશે. તેનું મુખ્ય કારણ કે તેઓ બધા લાલચી, દારૂડીયા અને જુગારી છે તેમ જ પૈસાના લોભી પણ છે. બહુ જ ધીમેથી સમાચાર આપ્યા.

શાબાશ! સરદારો, સાબાશ!! તમે પણ મારા કાર્યમાં ઘણી સારી મદદ કરી છે અને મને સહાયતા આપી આભારી કર્યો છે. હા...પણ આ કાર્યમાં જ્યારે સંપૂર્ણ પૈસાની સગવડતા હોય ત્યારે જ બની શકે તેમ છે તેવું તમારૂં માનવું અક્ષરશ સાચું છે, તો હવે તે બાબત શું કરવું? જો આ કાર્યમાં આપણને કોઇ શાહુકારનો સહારો મળી શકે તો જ આપણું કાર્ય સહેલાઇથી પાર પડી શકે. કેમ ખરૂંને? ભદ્રકુમાર સાંભળે તેમ મોટેથી દુષ્ટસિંહ બોલ્યો.

આ સાંભળી મધુરી તરત જ બોલી ઉઠી. જાઓ! જાઓ!! મારા સરદાર જાઓ! આપણા આ દીલોજાન દોસ્ત ભદ્રકુમાર જેવા ધનવાન હોવા છતાં આપ આટલી હિંમત કેમ હારી જાઓ છો? શું તેઓ આ તમારા નેક કાર્યમાં મદદ નહી આપે એમ તમે માનો છો? આવા કાર્યમાં મદદ નહીં આપે તો કયારે આપશે? ભદ્રકુમાર વિચારક છે. અને આ તમારા રાજદ્વારી વાતાવરણમાં જ્યારે કામ નહિં આવે ત્યારે તમારી ને તેમની દોસ્તી લજવાય. માટે આ પૂછીતો જુઓ!

બરાબર છે! તમારી વાત બરાબર છે! પણ ભદ્રકુમાર જેવા મારા જીગરજાન દોસ્તને પોતાના પિતાની સમંતિ વિના કશું ન કરી શકે!

ના. ના. મધુરી બોલી.

તેમને શા માટે આપના જોખમી કાર્યમાં તસ્દી આપવી જોઇએ? દુષ્ટસિંહએ કહ્યું.

શું બોલ્યા! શું મારા પૈસા જ્યારે તમારા શુભ કાર્યના ઉપયોગમાં નહિં આવે તો પછી ક્યારે કામ આવશે. આપ

જરાપણ સંકોચ રાખ્યા વગર બોલો કે હાલ તમારે કેટલા રૂપીઆની જરૂર છે ? તમે ન બોલો તો મારી સોગન છે શું મધુરીના બોલનુ મારાથી અપમાન થાય ખરૂં કે ! મધુરી એ તો મારી અને તમારી દોસ્તી માટે જે કહ્યું તે યથાર્થ છે. તો આપ બોલો ? આપને કેટલા રૂપીઆની જરૂર છે ? ભદ્રકુમાર અભિમાનના જુસ્સામાં આવી બોલ્યો.

જ્યારે આપશ્રીનો અતિ આગ્રહ છે તો જણાવું છું કે હાલ તો અમારે ફક્ત ત્રણ લાખ રૂપીઆની જરૂર છે. અને તે છ મહિનામાં પાછા આપવાની શરતે. જો તમે આપી શકો તો આઠ દિવસમાં તેનો બંદોબસ્ત કરીને અમોને ખબર આપશો. પણ જો જો આ વાત જરાપણ બહાર ન જાય. તે ખાસ લક્ષમાં રાખશો. નહિં તો બધાનું મોત આવ્યું સમજશો. દુષ્ટસિંહે કહ્યું.

અરે એ શું બોલ્યા ! અમે તો વાણીયાભાઈ, ડાહીમાના દિકરા, તેની ચિંતા આપ જરાપણ ન રાખશો. ભદ્રકુમારે જવાબ આપ્યો.

ઉપર મુજબની તમામ પ્રકારની વાતચીત આપણો વિરસેન બહુ જ સાવધાનીપૂર્વક સાંભળી રહ્યો છે.

સરદારોની સાથે બીજી કેટલીક ગુફતેગો કરી તેને વિદાય કર્યાં પણ આખરે સરદારો ઉઠતા ઉઠતા એટલું બોલ્યા કે સાહેબ યુવરાજ સજ્જનસિંહથી સાવધાન રહેશો.

આપણા માર્ગમાં જે કોઈ માથું ઉચકશે તે તમામનો નાશ કરવામાં આવશે. એ દૂધ પીતા રાજકુમારથી ડરવાનું જરાપણ નથી. દુષ્ટસિંહ તાડુકયો.

સરદારોના ગયા પછી જ્યારે મધુરી બોલી કે શાબાશ. મારા બહાદુર સરદાર. તમે તો ખુબ જ કરી પણ આ બધું શા માટે કરો છો ? મધુરીએ પુછયું.

મારો હક્ક લેવા. માટે અસલ રાજ્યનો વારસદાર હું પોતે જ છું. તેથી આમ કરૂં છું. તું જો તો ખરી! હું કેવી રીતે રાજ્ય કબજે કરૂં છું. પછી તો તું રાણી અને હું રાજા અને ભદ્રકુમાર દિવાન, કેમ બરાબર છે ને? દુષ્ટસિંહે જણાવ્યું.

આ પ્રમાણે શેખચલ્લીના વિચારોના હવાઇ કીલ્લાના ઘોડા દોડાવવા લાગ્યા.

કેમ દોસ્ત! પેલા બુલબુલો ક્યાંથી આવ્યા છે! ભદ્રકુમારે પૂછ્યું.

અરે! યાર તે તો આપના પાસેના ગામડામાંથી બે આહીર જાતિની સુંદર છોકરીઓ છે, જ્યારે તું તેને જોઇશ ત્યારે તું મધુરીને પણ ભૂલી જઇશ તે માટે તેનો પ્રોગ્રામ તો રાતના જ રાખીશું કારણ કે શાન્તિ સિવાય તે કાર્યમાં આનંદ અને મગ્ન આવે નહિં. તો આપ કેટલા વાગે પાછા આવશો? મધુરીએ કહ્યું.

બરાબર નવ વાગે તું બધી ખાનપાનની અને સુગની તેમ જ સુંદરીઓની તૈયારી રાખજે. જોજે શિકાર છટકી જાય નહિં. ભદ્રકુમારે કહ્યું.

મધુરી પાસેથી હવે દુષ્ટસિંહે ઉઠવાની તૈયારી કરી અને ઉઠતાંની સાથે મધુરીએ કહ્યું. મારા સરદાર! આપણા ભદ્રકુમાર સાહેબ પણ આવશે કે નહિં?

અરે ગાંડી રે ગાંડી! તે તો હવે હંમેશા રોજ રોજ નવા નવા બુલબુલોને ભેટવા માટે આવશે જ. કે! ભદ્રકુમાર આવશો ને?

હા, હા, જરૂર આવીશ. જે મોજ ભોગવી તે આપના બાપની. ઠીક ત્યારે હવે હું જઇશ.

ભલે, પધારો!!

## પ્રકરણ ચોથું

### સજ્જનસિંહ અને વિરસેનની મુલાકાત.

વિરસેનને મોકલ્યા પછી સજ્જનસિંહ પોતાના નિવાસસ્થાનમાં આવ્યો અને વિરસેનના આવવાની રાહ જોઈ રહ્યો છે. તેવામાં તો વિરસેન બધી બાતમી લઈને યુવરાજ પાસે આવી ગયો.

કેમ વિરસેન! શા સમાચાર લાવ્યો છે? યુવરાજશ્રીએ પુછ્યું છે.

સાહેબ! તમારી ધારણા તદ્દન સાચી પડી છે. પાપીઓએ જાળ બીછાવવામાં બાકી રાખી નથી. માટે હવે આપણે ચેતતા રહેવાની ખાસ જરૂર છે. કારણ કે કયા વખતે આફત આવી પડશે તે કહી શકાય તેમ નથી. બહારના દુશ્મનોને પહોંચવું તે સહેલું છે પણ આ તો

આપના ઘરનો જ દુશ્મન ઉભો થયો. છે. વિરસેને જવાબ આપ્યો.

એવી શી હકીકત છે. કે તું એટલો બધો ગભરાય છે? સજ્જનસિંહે પુછ્યું.

સુભદ્રાદેવીને પાપી લોકો ફસાવવાના છે. વિરેરે તમામ હકિકત સવિસ્તારથી કહી સંભળાવી. તેમ જ આવેલા સરદારોની હકીકત, અને ગામડામાંથી આણેલી બે યુવાન બાળાઓની હકીકત કહી અને વિશેષમાં તે બાળાઓ ઉપર આજે જ રાતના અત્યાચાર ગુજારવાના છે તે બધા સમાચાર કહ્યાં. તો હવે આપણે પ્રથમ તો એક કામ એ કરવાનું છે. એ બાળાઓને કોઇ પણ હિસાબે આપણે બચાવી લેવી જ જોઇએ. વિરસેને વિસ્તારથી સર્વ હકીકત જણાવી.

આ સર્વે હકીકત સાંભળી સજ્જનસિંહ વિચારમાં પડી ગયો અને આખરે હસ્યો. પ્રભુ જે કરે છે તે સારૂં કરે છે. વાર્યું નહિં કરે તો હાર્યું તો જરૂર કરશે. વિરસેન! તું હાલ ને હાલ જઇ તે રસ્તાની તમામ માહિતી મેળવી લે. અને રાતના હું અને તું બન્ને જણ હથીઆર સહિત વેશપલટો કરી તે બાળાઓને બચાવી. તેમના ગામ પહોંચાડવી. અને પાપીઓની બાજી ધુળમાં મેળવવી આ કામ પતાવ્યા પછી દુષ્ટસિંહના કામની તમામ બાતમી તારે લાવવાની અને કોઇપણ હિસાબે મધુરીને તારે હાથ પર લેવાની કોશીષ કરવી. તે પછી શશીકાન્તને અને વિનયકુમારની સાથે તારે દોસ્તી બાંધવી. અને પ્રજામાં જાગૃતી લાવવાના માટે તારે તેને ભલામણ કરવી અને સોમદત્ત શેઠને ત્યાં તારે અવાર નવાર જવું અને ત્યાં આગળ કોણ કોણ વ્યક્તિઓ આવે

છે તેની તપાસ કરવી. આ પ્રમાણે વિરસેનને તમામ કારવાઈની હકીકત સમજાવી.

મારી તો સલાહ એક જ છે. પહેલાં તો જે બાળાઓને પાપીઓ ઉપાડી લાવ્યા છે તે બાળાઓને પહેલાં તો મુક્ત કરવી અને ત્યાર પછી જ બીજું શું કરવું તેનો વિચાર કરીશું. કારણ કે મહારાજા પાસે ગામડીઆઓ એ ફરીયાદ કરી છે. અને તેનો જવાબ પણ મહારાજાએ આશ્વાસનનો આપ્યો છે. તો હવે મહારાજા તરફથી શું શું કારવાઈ કરવામાં આવે છે તે જોઈએ અને તે બાબત દુષ્ટસિંહ શું પગલાં લે છે. તે જોયા પછી આપણે આપણી ગોઠવણ કરવા વિચાર કરીશું. વિરસેને સમજાવ્યું

વાંચકવર્ગ ! વિરસેનનો વિચાર એવો હતો કે આપણે એકદમ ઉતાવળીયું સાહસ ન કરવું. અને જેમ બને તેમ બધા નક્કર પુરાવા એકઠા કરવા. કારણ કે તે પાપીની મુરાદ રાજ્ય કબજે કરી રાજા બનવાની છે. માટે હવે આપને તે પાપીથી તેમ જ તેના માણુસોથી ઘણા જ સાવચેત રહેવાની જરૂર છે.

ઠીક! તું જા, બરાબર બધી તપાસ કરી રાતના આઠ વાગે આવજે. આપણે બંને જણા ત્યાં જઈને બાળાઓને બંધનમાંથી મુક્ત કરીશું.

ઠીક! ત્યારે હવે હું રજા લઉં છું. એમ બોલતાં વિરસેન ઉભો થયો. અને વિદાય લીધી.

# પ્રકરણ પાંચમું

## શશીકાન્ત અને વિનય.

વિદ્યાપીઠમાંથી નીકળી શશીકાન્ત તથા વિનયકુમાર બન્ને સાથે પોતાના મકાન પર આવ્યા. તેની માતા રમાવતિ શશીકાન્તની વાટ જોતી હતી. તેવામાં શશીકાન્ત આવ્યો. સાથે વિનયકુમાર પણ હતો. બંને યુવાનોએ માતાના પગે લાગી. બધી બનેલી તમામ હકીકતની વાત કરી રાજા તરફથી ઇનામ મળ્યું. જેથી માતા ખુશી થઇ.

તે જ વખતે માલતી, શશીકાન્તને ભેગી થવા માટે તેના મકાન ઉપર આવી.

માતુશ્રી શશીકાન્તભાઇ ઉપર છે? માલતીએ આવતાં જ પુછયું.

હા, બેન! જા, ઉપર છે. માતાએ જવાબ આપ્યો.

ઉપર બંને મિત્રો વાતો કરતાં બેઠાં છે એવામાં તો માલતી આવી બોલી. આપ બંને જણાને હું અભિનંદન પાઠવું છું.

ઓહો ! હો ! ! માલતી ? તમે અત્યારે અહીં ક્યાંથી ? શું કાંઈ કામે આવ્યા છો ? કે અમસ્થા જ.

ખાસ કામ તો કાંઇ નથી પણ સાધારણ વાત કરવા આવી છું.

શી વાત છે ? વાંધો ન હોય તો કહો !

તો સાંભળો ! હું જ્યારે વિદ્યાપીઠમાંથી નીકળી ત્યારે સુભદ્રાદેવી તેમના પિતાશ્રી સાથે ગયા. અને મને દાસી પ્રેમલત્તા પોતાના સાથે મહારાણીના મહેલે લઈ ગઇ તે વખતે મને જે કંઇ જાણવાનું મળ્યું તે હકીકત તમને કહેવા માટે જ મને ખ્યાલ આવી લાગવાથી હું આવી છું.

પ્રેમલત્તા તો મારી સાથે એટલી બધી છૂટથી વાત કરવા લાગી કે જાણે મારી ઘણા વર્ષોની સહચરી ન હોય અને પોતે બોલી કેઃ—

સુભદ્રાદેવી, રાજ્ય મહેલમાં શોભે તેવી છે. કેમ ખરૂં ને ? માલતી બ્હેન.

એટલામાં મહારાણી સાહેબ પધાર્યાં અને પ્રેમલતાને વરધી આપી કે આવતીકાલ સુભદ્રાદેવીને આપણે ત્યાં આવવાનું આમંત્રણ આપી આવજે. અને સાથે સાથે તે પણ કહેજે કે મહારાણી સાહેબ તેની બુદ્ધિ ઉપર ખુશ થવાથી તેનું સ્વાગત્ કરવા માટે બોલાવે છે, અને પેલા બે ભાઇઓ હતા તેણે પણ કહેજે તેમ જ આપણા નગર કોટવાળને પણ કહેજે. ભુલીશ નહીં. અને પ્રેમલતાએ મને કીધું કેમ

માલતી બ્હેન, તમે આવશો કે નહિં ?—

ત્યારે મેં કહ્યું હા, જરૂર આવીશ. પરંતુ મને તો સુભદ્રાદેવી માટે કંઈપણ આફત આવે તેમ લાગે છે. કારણ કે

મને શંકાનું ખાસ કારણુ તો બન્યું નથી છતાં પણ મારૂં હૃદય એમ કહે છે કે ભવિષ્યમાં સુભદ્રાદેવી માટે જીવનની કસોટીનો પ્રસંગ આવી જાય. તેથી મારી તમોને વિનંતી છે કે આપ જરા આ બાબતની કાળજી રાખશો. આજકાલ નગરમાં જે સ્ત્રીઓનાં અપહરણુ અને અત્યાચારો થઈ રહ્યાં છે તેથી તે બાબત પણ વિચારવાની જરૂર જણાય છે. તેથીજ હું આપને વિદિત્ કરવા આવો છું. માલતીએ વાતનો ખુલાસો કરતાં કહ્યું.

આપણા નગરમાં રાજ્ય કર્મચારીઓ તરફથી જે બેદરકારી તેમ જ ગુન્હેગાર પ્રત્યે આંખ મીંચામણા થાય છે તે મારી લક્ષ બહાર નથી. પરંતુ હું સમયની રાહ જોઈ રહ્યો છું. આખરે સમય આવતાં પાપનો ઘડો ફૂટયા સિવાય રહેવાનો નથી. હા, પણ...તું જ્યારે મહારાણીના રંગમહેલમાં જાય ત્યારે દરેક બાબતની બારીકાઈથી તપાસ રાખતી રહેજે તો જરૂર તેમાંથી કાંઈપણ નવું જ જાણવાનું મળી રહેશે. સમજી ને ! શશીકાન્તે કહ્યું.

ભાઈ, મારી સલાહ જો આપના હૃદયમાં ઉતરે તો એક વાત કહેવા ઇચ્છા રાખું છું. વિનયકુમારે આજ્ઞા માંગી.

કહે! તું શું કહેવા માગે છે. જલ્દી કહે ભાઈ! શશીકાન્તે આશ્ચર્ય સાથે જવાબ આપ્યો.

વિદ્યાપીઠના સમારંભ પ્રસંગે ગામડીઆ લોકો પોતાની દિકરીઓના અપહરણ સારૂ ન્યાય માગવા રાજા સમક્ષ આવ્યા હતા. તે બાબતમાં જો આપણે આજે જુદી જુદી દિશાઓમાં તપાસ કરવાનું કાર્ય બહુ જ બુદ્ધિ પૂર્વક કરીએ તો કેમ ? વિનયકુમારે હકીકત જણાવતાં પૂછ્યું.

તો તે કેવી રીતે કરવું ? શશીકાંતે સામો પ્રશ્ન પૂછયો.

ભાઈ ! નગર જનોની વાત ઉપરથી તો એટલું ચોકકસ જણાય છે છે. તમામ નગર જનોને નગર કોટવાળ દુષ્ટસિંહના પ્રત્યે નફરત છે અને તે માણસ માટે કોઈપણ પ્રજાજનનો પ્રેમ નથી. માટે જ્યાં જ્યાં દુષ્ટસિંહના જવા આવવાનો વહેવાર હોય તે જગ્યાએ વેશ પલટો કરી આપણે ગુપ્ત રીતે કાર્યનો પ્રારંભ કરીએ તો ? અને જો બની શકશે તેટલી સાચી અને વજુદવાળી હકીકતો મેળવી શકીશું. તે હકીકતો મેળવ્યા પછી શું કરવું તેનો વિચાર કરીશું. કેમ, મારી વાત ઉપર તમને કંઈ યોગ્યતા લાગે છે ખરી ! વિનયકુમારે વિનય પૂર્વક પોતાના હૃદય વાત કહી સંભળાવી.

હા, બરાબર છે ! બરાબર છે ! માલતી વચ્ચમાં જ બોલી ઉઠી. વિનયકુમારની યોજના બરાબર છે અને તે જરૂર વિચારવા જેવી છે જેમ બને તેમ જલ્દી પ્રમાદ વગર અમલમાં મુકવી જોઈએ.

વિનય ! તારી વાત મારા હૃદયમાં ઉતરી છે હવે આપણે આજથીજ આપણી પ્રજાના કલ્યાણર્થે કામ કરીએ અને તેનો પ્રારંભ કરીએ. મને ખાત્રી છે કે પ્રભુ જરૂર આપણને સહાયરૂપ બનશે. કેમ માલતી બરાબર છે ને !

હા, હા, બરાબર છે. માલતી બોલી.

માલતી ! હવે તું જા ! જરૂર પડશે તો તને બોલાવીશું. અને તને જે પ્રમાણે સુચના આપી છે તે પ્રમાણે તું તારૂં કાર્ય ગમે તેવા સંજોગોમાં પણ નીરાશ અને હતાશ થયા વગર ચાલુ જ રાખજે. જરૂર આપણને તે નેક કામમાં પરમાત્મા ! સહાયતા આપશે અને શક્તિ આપશે. શશીકાંતે કીધું

જ્યારે જરૂર પડે ત્યારે માલતી આપની સેવામાં તન, મનથી હાજર રહેશે! સમજ્યા! પ્રણામ કરી ચાલી નીકળી.

માલતીના ગયા પછી વિનયકુમાર બોલ્યો કે ભાઈ શશીકાન્ત માલતી ઘણી જ હોંશીયાર અને ચાલાક છે. ભલભલા મુત્સદીઓને પણ હથેલીમાં લઇ કામપાર પાડે તેવી બાહોશ છે.

તે તો સુભદ્રાદેવીની ખાસ બ્હેનપણી છે. ભલે બંનેના શરીર જુદા છે પણ આત્મા તો એક જ છે. બિચારીની નાની ઉંમરમાં તેના માતાપિતા ગુજરી જવાથી મામાના આશરે રહી છે. અને મામાના મહેણા ટોણા ખાઈને મોટી થઇ પણ તેને તેના અભ્યાસે સહારો આપ્યો. અને આજે દરેકના દિલમાં તેના માટે માન-પ્રતિષ્ઠા વધી છે. માટે પ્રભુ જે કરે છે તે સદાય સારૂં જ કરે છે.

"સુખના સમયમાં તો સહુ કોઇ ધીરજ-શાંતી ભોગવી શકે છે. પણ દુઃખના સમયમાં એક જ ભાવ રાખવો તેમાં જ જીવનની ખરી મહત્તા છે."

હવે તું પણ આ રાતના આઠ વાગે વેષપલટો કરી ગામ બહાર દરવાજાની પાસે આવેલા બગીચામાં મળજે.

સારૂં! જરૂર મળીશ, એમ કહી વિનયકુમાર પોતાના નિવાસસ્થાને ચાલતો થયો

# પ્રકરણ ૬ ઠું

## સુભદ્રાદેવીને મહારાણીનું આમંત્રણ

પવિત્ર ભાવનાવાળા આત્માને હંમેશાં પવિત્ર જ વિચારો આવે છે. વિદ્યાપીઠનો સમારંભ પુરો થવા પછી સુભદ્રા તેના માતા પિતા સાથે ઘેર આવવા નીકળી. તે વખતે માનસૂરી આચાર્ય આવ્યા અને એટલું જ કીધું કે દીકરી પ્રાણ જાય તો ભલે પણ શીલ ન જાય તેટલો જ સવાલ તું તારા અંતર આત્મા સાથે નક્કી કરજે કારણ કે સ્ત્રીનું સાચું આભુષણ પોતાનું શીલ અને ચારિત્ર જ છે. તરત જ સુભદ્રાદેવી બોલી કે જેવી ગુરૂ દેવની આજ્ઞા. આપ નિશ્ચંત રહેશો જીંદગી કુરબાન કરીશ પણ ઇજ્જત સાંચવીશ. અને જરૂર આપના આશીર્વાદથી પ્રભુ તે બાબતમાં મારી રક્ષા કરશે જ. બેટા સુખી થા. માતાપિતા સાથે ચાલી વચમા જીનેશ્વર ભગવાન શ્રી ચિંતામણ પાર્શ્વનાથનું ભવ્ય મંદિર

આવ્યું માતાપિતા અને સુભદ્રા ત્રણે જણા પ્રભુ દર્શન કરવા માટે ગયા. સુભદ્રાએ મન વચન અને કાયાથી પવિત્ર ભાવે પ્રભુ ભક્તિ કરી પ્રભુને બે કર જોડી પ્રાર્થના કરી કે હે પરમાત્મા આ તારી કીંકરી પર દયા રાખજે મારા માતા પિતાની સેવા કરવા તથા મારૂં શીલ સાચવવા માટે મદદ કરજે ગમે તેવી આપત્તિમાં આવું તો પણ મારૂં ચિત્ત તારી ભક્તિમાં જ રહેશે હે જગતના તાત મારી લાજ તે તારી લાજ છે. શાશનદેવ મને તમામ શક્તિ અર્પો તે પછી તરતજ સોમદત્ત શેઠ અને સદ્‌ગુણા તથા સુભદ્રા વિ, ત્રણે પોતાના મુકામ પર આવ્યા ત્યાં તો મહારાણી સાહેબની દાસી પ્રેમલતા સુભદ્રાદેવીને આમંત્રણ આપવા સારૂં આવીને બેઠી હતી. પ્રેમલત્તાને જોતાં જ સુભદ્રા બોલી કે અહો બ્હેન પ્રેમલત્તા આપ ક્યાંથી ચાલો સારૂં થયું કે તમારી મુલાકાત પહેલી થઈ કહો શા માટે આવવું થયું છે.

પ્રેમલત્તા—રાજ્યમાતા મહારાણી સાહેબા, તારૂંથી આપને તેઓના મહેલમાં આવવા માટે આમંત્રણ આપવા આવી છું તો જરૂર આપ બપોરના ચાર વાગે પધારવા તસ્દી લેશો આપના જ્ઞાનમય વચનો ઉપર મહારાણી સાહેબ ખુશી. થવાથી આપના સ્વાગત માટે તેમની ઇચ્છા થઇ અને તેથી હું આપને કહેવા માટે આવી છું.

સુભદ્રાદેવી—રાજ્યમાતા તો મારાં પણ માતુશ્રીજ કહેવાય તેમના આમંત્રણનું અપમાન શી રીતે થઇ શકે હું જરૂર બપોરના ટાઇમે આવીશ.

પ્રેમલત્તા—તો બ્હેન. ગાડી કે પાલખી. બોલાવવા મોકલું કે આપ આપનાજ વાહનમાં આવશો.

સુભદ્રાદેવી—ના ના હું મારા પિતાશ્રીની આજ્ઞા લઇ મારા જ વાહનમાં આવીશ માટે આપ મારી વતી રાજમાતાને સવીનય પ્રણામ કહેશો.

પ્રેમલત્તા—ઠીક ત્યારે હું હવે રજા લઉં છું કારણ કે હજી મારે નગર કોટવાલ સાહેબને ત્યાં તેમ જ બુદ્ધિનિધાન પ્રધાનને ત્યાં પણ આમંત્રણ આપવા જવાનું છે. સુભદ્રાબેન તમારા ઉપર કુદરતી પ્રેમ આવે છે જાણે તમારાથી જરાપણ હું વિખૂટી ન પડું એવું મારા હૃદયને થાય છે કોણ જાણે તમારામાં તે એવો કયો જાદુ છે.

સુભદ્રા—દરેક મનુષ્યના જીવનમાં જો વાણીમાં વિવેક અને વિનય હોય, અને પોતાના જીવનમાં સુંદર સંસ્કાર હોય તે જ માણસ જગતમાં સર્વને પ્રીય થઇ શકે છે. બહેન હું તો મારા માતા પિતાના આશીર્વાદ અને તેઓશ્રીના સુંદર સંસ્કાર જ મને મારા જીવનમાં અલૌકિક સહારો આપી રહ્યા છે.

પ્રેમલત્તા—બ્હેન ધન્ય છે આપની પ્રભાવિક ભાષાને શું જાણે કોયલના ટહુકાર જેવી મીઠાશ જાણે કોઇ દેવાંસી અવતાર જેવા જ આપ જણાઓ છો જેના ભાગ્યમાં હશે તેજ આપના જીવનનો સુંદર સાથી બનશે.

સુભદ્રા—બ્હેન આપના જીવનમાં હજુ જીવનના પરિપકવ અનુભવ સિવાય વૈભવ વિલાસની વાતો આપના જીવનમાં સોભી શકે નહીં કારણ કે તે વૈભવ રૂપી રાક્ષસ જીવનના કાચા અનુભવના લીધે, જીવનને બરબાદ કરવામાં જરાપણ બાકી ન રાખે માટે. હાલ તો આપના વિદ્યાર્થી જીવનમાં શુદ્ધ વિચાર અને મનનો શંયમ, ઠીક હવે આપ પધારો

જરૂર મારા માતા પિતાની આજ્ઞા માગીને હું વખતસર આવી પહોંચીસ તેની ચીંતા આપ કરશો નહીં.

સુભદ્રાએ પ્રેમલત્તાને જવાની રજા આપી. તે સીધી બીજાઓને આમંત્રણ આપવા સારૂ ચાલી ગઈ સુભદ્રા એકલી જ પોતાના નિવાસસ્થાનમાં પડી ત્યારે વિચારવા લાગી કે આજે મારા હૃદયમાં શંકાનું વાતાવરણ કેમ ઉભું થાય છે મહારાણી જેવી પવિત્ર રાજ્યમાતા મારૂં સ્વાગત કરવા બોલાવે તેમાં મારા હૃદયમાં શંકાને સ્થાન કેમ આવે છે. નાના તે તો હૃદયની નબળાઇ સિવાય મને કંઇ લાગતું નથી કદાચ માનો કે કંઇપણ વિપરીત પરિણામ આવવાનું ભાવિ નિર્માણ થયું હશે તો તેને કોણ રોકી શકે તેમ છે ભલભલા મહાન પુરૂષો પણ ભાવિને આધિન થયા છે તો હું કોણ. માટે હરકત નહીં જે કાળે જે બનશે તે કાળે તેનો ઉપાય યોજાશે હાલતો માતા પિતાની પાસે રજા માગી ટાઇમસર રાજ્યમાતા પાસે જવું જોઇએ. તરત જ પોતે માતા પાસે રજા માગવા ગઈ.

## પ્રકરણ ૭ મું

### પ્રેમલત્તા દુષ્ટસિંહને ત્યાં

પ્રેમલત્તા—પ્રધાન બુદ્ધિનિધાનને આમંત્રણ આપી તરત જ દુષ્ટસિંહના આવાસે ગઈ દુષ્ટસિંહ આરામ ચેરમાં હુક્કો પીતો હતો, કોઈના આવવાનો પગરવ સાંભળી સચેત થયો, તેવામાં લટકતી ચાલે ચાલતી પ્રેમકટાક્ષ ફેંકતી, પ્રેમલત્તાને આવતી જોઈ મનમાં ખુશી થયો, અને બોલ્યો પધારો દેવી પ્રેમલત્તા જીહા. દાસી આપની પાસે જ આવી છે દુષ્ટસિંહ બોલ્યો કે કહો શા કામે પધારવું થયું છે. શું કરીએ અમે અબળા જાત એટલે નિષ્ઠુર પુરૂષોના ગુલામ પુરૂષોને અમારી કોઈ જાતની કીંમત છે એટલે જ અમારે આવવું પડે ને તમે કંઈ થોડા જ આવો એવા છો કારણ કે તમે મોટા અમલદાર વળી નગર કોટવાલ બાંધો તેને બાંધો અને છોડો તેને છોડો એટલે જ અમારે આપ જેવા મહાશયોની ગુલામીમાં આવવું જ પડે ને.

દુષ્ટસિંહ—હવે આપની વાક્યચાતુર્યતા બંધ કરી ને આવવનું કારણ સમજાવશો.

પ્રેમલત્તા—આવવાનું કારણ પછી પણ તમારી હીલચાલ કંઇ કંઈ ચાલે છે આજે આપ ગંભીર વિચારમાં કેમ દેખાઓ છો શું કોઈ શિકારની શોધમાં છો કે બીજી ખટપટમાં છો

દુષ્ટસિંહ—વ્હાલી પ્રેમલત્તા તારી હકીકત સત્ય છે. પહેલો તો હું એ વિચારમાં છું કે મારે મારા રાજ્યનો હક પુરો કરવો. અને રાજગાદી હાંસલ કરવી. બીજો વિચાર એ કે તને મહારાણી બનાવવી, ત્રીજો વિચાર એ કે ત્યાં તો બોલ્યો કે ના ના હવે એ વાત જવાદે. કારણ કે તે વાતમાં કંઈ સાર નથી. માટે મેં તો તારી પાસે મારા સ્પષ્ટ વિચારો જાહેર કર્યા તેમાં તું કંઇ ઓછી મદદ આપે તેવી છે.

પ્રેમલત્તા—શું બોલ્યા શું તમને મારા પ્રત્યે વિશ્વાસ નથી શું હજુ સુધી મેં આપના વચનનું પાલન નથી કર્યું કે આજે તમને મારા પ્રત્યે આવી અવિશ્વાસની ભાવના જાગી. આપ મને સત્ય હકીકત ન કહો તો ..ને આપની વહાલીના સોગન છે. તરત જ દુષ્ટસિંહ બોલ્યો કે ફુરસદ લઈ ને આવી છે કે ઉતાવળથી જવા માટે આવી છે. ના ના હું તો બધું કામ પતાવીને જ આવો છું તો સાંભળ દુષ્ટસિંહે કીધું ને તેજ વખતે તો નાસ્તો તથા દુધ વીગેરે મંગાવવા માટે માણસને હુકમ કર્યો દયાવતિ આ વખતે પ્રભુ પુજામાં બેઠી હતી તેથી તેને માલમ નહોતું કે કોણ આવ્યું છે પાછળથી ખબર પડી કે મારા સુખમાં અંતરાય કરનારી પિશાચિની પ્રેમલત્તા આવી છે.

એટલે તરત જ દયાવતિ તેઓની વાતચીત સાંભળવા માટે અલાયદા રૂમમાં બેઠી. આ બંને હવસોને માલુમ નથી કે પોતાની

વાત કોઇ સાંભળે છે. માણસ નારતો અને દુધ લઈને આવ્યો, સામસામી ટેબલ ઉપર સુંદર ચીનાઈ કાચની રકાબીઓમાં મૂકયો અને સામસામી નારતાની આપલેની આગ્રહપૂર્વક ખેંચતાણ થાય છે તે વખતે દુષ્ટસિંહે પોતાની જાળ બીછાવવાની શરૂઆત કરી.

દુષ્ટસિંહ—મારા કામમાં બે જ વ્યક્તિઓ નડતર રૂપ છે એક તો યુવરાજ સજ્જનસીંહ અને બીજો બુદ્ધિનિધાન પ્રધાન જો તે બન્નેનું કાટલું કાઢી નાખવામા આવે તો જ બધી બાજી સહેલાઇથી પાર પડે તેના માટે જો તારી પાસે ઉપાય હોય તો બતાવ.

પ્રેમલત્તા—ઉપાય બતાવું તો આપ મને શું ઇનામ આપશો કદાચ આપ મારાથી દગો કરો તો મારૂં શું થાય માટે પહેલા આપ વચનથી બંધાઓ તો જ હું આપને સરલ ઉપાય બતાવું.

દુષ્ટસિંહ—શું તને મારા ઉપર વિશ્વાસ નથી લે આ વચન પ્રાણ જસે પણ વચન નહીં જાય હવે થયું.

નાના તેનું તો રીતસર લખાણ થવું જોઇએ તો જ એ વાતની ખાત્રી થઈ શકે.

દુષ્ટસિંહ—લખાણ કેવું અને લખાણને તું શું કરીશ લખાણથી કદાચ ફરી ગયો તો તું શું કરીશ માટે વહાલી મારા વચન ઉપર વિશ્વાસ રાખવો તે તારો ધર્મ છે.

પ્રેમલત્તા—ના ના મારા હૃદયેશ્વર તમારા ઉપર વિશ્વાસ નથી તેવું શા ઉપરથી જાણો છો કારણ સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ માટે લખાણ હોય તો મને જરા ખાત્રી વધારે થાય છતાં તમને મારા પ્રત્યે જયારે વિશ્વાસ નહિ આવતો હોય ત્યારે જ તમે લખાણ લખી આપવા માટે આનાકાની કરતા હશોને. હશે રંકનું આગ્રજ રંકજ હોય લ્યો ત્યારે હવે હું જઈશ.

દુષ્ટસિંહ—આ તું શું બોલી મારી વ્હાલી પ્રેમલત્તા તારા ભરૂસા ઉપર તો એક દસ્તાવેજ નહીં પણ તું કહે એટલા દસ્તાવેજ લખી આપું મારી વહાલી હવે સારા કામમાં ઢીલ નથી કરવી લે હું તને લખી આપું છું તે તું વાંચી જોજે.

દેવી પ્રેમલત્તા વાઘેલા રજપુત વરોયાવ ગામના જાગીરદાર સામંતસિંહની દિકરી, હાલમાં સુવર્ણનગર જત આ દસ્તાવેજ હું મારી રાજી ખુશીથી લખી આપું છું કે કુમાર યુવરાજ અને પ્રધાન બુદ્ધિનિધાન બંને જણાનું નડતર દુર થાય અને રાજગાદી મારા હાથમાં આવે અને તે કામમાં તેં મદદ આપવાની ખાત્રી આપી હોવાથી. જ્યારે રાજગાદી મારા હાથમાં પુર્ણ સત્તા સાથે આવશે ત્યારે હું તને મારા રાજ્યની મહારાણી બનાવીશ તેમાં જો હું ફરી જાઉં તો તને મારે પચીશ લાખ રૂપીયા જામીનગીરીના આપવા.

મીતી ૧૫૦૭ વૈશાખ સુદ ૫ વા બુધવાર
લી. દુષ્ટસિંહ નરપતસિંહ જાડેજાની સહી દ. પોતે.

---

આ પ્રમાણે લખાણ લખી વંચાવી સહી સીક્કા કરીને પ્રેમલત્તાના કર કમલમાં સોંપ્યું. પ્રેમલતા પણ પોતાનો પાસો પોબાર પડયો જાણી (હૃદયમાં ખુબ હાસ્ય કર્યું) તરત જ દુષ્ટસિંહ બોલ્યો કે હવે તું યુવરાજ અને બુદ્ધિનિધાન પ્રધાનનો કાંટો કાઢવાનો ઉપાય બતાવ.

પ્રેમલતા—સાંભળો આવતી કાલે ત્રણ વાગે મહારાણી સાહેબને ત્યાં સુભદ્રાદેવીને સ્વાગત કરવા બોલાવ્યા છે તેમાં આપને પણ આવવાનું આમંત્રણ આપવા માટે મહારાણી સાહેબે મને ખાસ મોકલી છે મહારાણી સાહેબ પાસે મેં

આપની સુંદરતાની અને બહાદુરીના ઘણા જ વખાણ કર્યાં છે મહારાણી સાહેબને મહારાજા તરફથી સંસારી સુખનો સંતોષ નથી તેથી કદાચ આજના મેળાવડામાં આપને જોવા માટે અને તે બહાને મુલાકાત થાય તેટલા જ માટે બોલાવ્યા હોય તો ના નહિ માટે મહારાણી સાહેબને કબજામાં લઈ લેવાનું પહેલું પગલું ભરો અને તેને કબજામાં લીધા પછી તે તમારા પ્રેમમાં લટુ બની જાય તેવી રીતે તમે તેની સાથે વહેવાર રાખશો અને પછી તે બંને જણ માટે જે યોજના ઘડવી હોય તે યોજના મહારાણીની સલાહ મુજબ કામ કરશો, ત્યારે દુષ્ટસિંહે જવાબ આપ્યો કે મહારાણી સાહેબને કેવી રીતે મેળવવા તેનો કોઈ રસ્તો છે, તે તો હું પણ તે બાબતમાં મહારાણી સાહેબનું તમારા પ્રત્યે વલણ વધે. તેવી રીતે તેમની સાથે વાતચીત કરી તેનું મન તમારા પ્રત્યે આકર્ષાયા તેવો ઉપાય હું કરીશ શાહબાસ રે શાહબાસ મારી દીલોજાન તેં તો હદ કરી

સુભદ્રાદેવી પણ ત્યાં આવશે એટલે તેના સૌંદર્યનું પાન કરવાની પણ તક મલશે ત્યારે પ્રેમલત્તાએ કીધું કે સુભદ્રાદેવીના ઉપર કંઈક ભાવના તમારા હૃદયમાં જાગી હોય તેમ લાગે છે. ના ના તેવું તો કાંઈ નથી પણ સુભદ્રા તે સુભદ્રા જ છે, વહાલી તું ધારે તો તે પણ કામ તારા વહાલાનું પાર પાડી આપો શકે તેમ છે પ્રેમલત્તા કહે જરૂર તે જ્યારે તેના મુકામે જવા નીકળે તે જ વખતે તમારા છુપા માણસોને વરધી આપી તેને પકડી મંગાવી તમારી મુરાદ પાર પાડો સમજ્યા મારા કોટવાલ સાહેબ શું મારા સાહેબ બીજી જેટલી પણ તમારી હીંમત નથી ત્યારે તમે શી ધાડ મારશો કેવી રીતે તમારો હક લેશો માટે આવો સમય ફરી ફરી નહીં આવે

સમજ્યા ઠીક હવે હું જાઉં છું આપ જરૂર પધારવા કૃપા કરશો દુષ્ટસિંહ બોલ્યો કે જ ર આશીસ.

વાંચકને જણાવવાનું કે પ્રેમલત્તા દુષ્ટસિંહ ઉપર કોઈ કારણસર ઉપરનો પ્રેમ બતાવી તેને કબજામાં લઈ તેનો બદલો લેવાની તક ખોળતી હતી અને તેથી જ તે બનાવટી પ્રેમ બતાવ્યા સિવાય તેની સાથે બીજો કોઈ જાતનો અનિષ્ટ વહેવાર કરતી નહોતી. અને તે ઘણી જ કુશળતા પુર્વક તેમાંથી છટકી જતી, તેનો વિચાર શું હતો તે આગળ ઉપર સમજાશે

# પ્રકરણ ૮ મું

## મધુરીના નિવાસમાં ગામડીયણ બાળાઓ

પ્રેમલત્તાના ગયા પછી સંધ્યા સમય થવા આવ્યો તેટલામાં ભદ્રકુમાર પણ બાપ કમાર્ગવાળો જેલ બટાઉ થઇને દુષ્ટસિંહને ત્યાં આવ્યો. અને બંને પાપીઓ મધુરીના આવાસે જવા નીકળ્યા, આપનો વીરસેન પણ ચાર પાંચ મજબુત માણસોને લઇ પ્રથમથી જ મધુરીના પાછલા વંડામાં થઇ આવેલા બગીચા તરફ ગયો હતો ઓરડીઓ જોઇ અને તાળું ઉઘાડી શાન બતાવી બીલકુલ બોલીસ નહિ તુ અમારી બ્હેનો છે તારૂં શીલ અહીંયા જોખમમાં છે, માટે બોલ્યા ચાલ્યા વગર પાછળના રસ્તે ચાલી આવ બાળાઓ તરત જ સમજી ગઇ વીરસેનના કહેવા મુજબ ચાલવા લાગી. અને વીરસેને પોતાના જ માણસો સાથે વાહનમાં બેસાડી તેના ગામ વિદાય કરી દીધી—બાળાઓની મુક્તિ કરી બીલકુલ તદ્દન ન ફકરો થઇને વિચાર કરવા લાગ્યો હવે ઉભું રહેવું નકામું છે પાપીઓને કંઇપણ શક પડે તેના કરતાં ચાલ્યા જવું સારૂં છે

તેજ વખતે વિનયકુમાર પણ તે જ રસ્તા ઉપર આવતો જણાયો બંને જણાને દષ્ટિ મળી. અને એક એકને સાનમાં વાત થઇ કહો વિનયકુમાર આપ કયાંથી વીરસેને પુછયું આ બાજુ જરા મગજને શાંતી આપવા આવ્યો હતો. અને જરા દિલમાં એવું હતું કે મધુરીનું સંગીત પણ સાંભળવા જવું. કેમ સાહેબ તેમાં આપનો અભિપ્રાય શું છે મારો તો અભિપ્રાયમાં જરા ફેરફાર છે સાંભળો વિનયકુમાર કોઇ દિવસ નૃત્ય સાંભળવાનો વિચાર જ ના કરે પણ યુકિત પ્રયુકિત સિવાય ત્યાં જવાની હીંમત પણ ના કરે માટે જવા વિચાર હોય તો મોટા શાહુકારી ઠાઠથી જાઓ. અને પછી બુદ્ધિનો ઉપયોગ કરો વીરસેન બોલ્યો, પણ શાહુકારી ઠાઠ લાવવો કયાંથી.. વિનયકુમાર બોલ્યો, તેની ચિંતા હું કરીશ ચાલો મારી સાથે તરત જ વિનયકુમારને વેશપલટો કરવાનું સાધન લાવી આપ્યું કોઇ કરોડાપતિ જેવો ઠાઠ કરી વિનયકુમાર કોઇ રાજવંસી જેવા લેબાસમાં વીરસેનની રજા લઇ મધુરીને ત્યાં જવા સારૂ ચાલ્યો.

દુષ્ટસિંહ અને ચંદ્રકુમાર બંને જણા ઘણા આનંદની સાથે મધુરીના રંગમહેલમાં આવી પહોંચ્યા મધુરીએ સુંદર આવકાર આપ્યો બંને જણા સોફા ઉપર બેઠા અને મધુરીને સુચના આપી કે કેમ પેલા બુલબુલને તૈયાર કરી રાખ્યા છે ને, તે જ વખતે વિનયકુમાર બનાવટી શેઠના લેબાસમાં મધુરીને ત્યાં આવી પહોંચ્યો અને તેના માણસ સાથે કહાવ્યું કે આપને કોઇ શેઠ મળવા માટે આવ્યા છે નોકરે મધુરીને ખાનગીમાં કીધું બા સાહેબ કોઇ મોટા શ્રીમંત આપશ્રીને મળવાં માટે આવેલ છે મધુરીએ આવેલા માણસને બીજા ખંડમાં લઇ જવા જણાવ્યું, અને કીધું કે કોઇના જાણમાં ન આવે તેવી રીતે બેસાડજે અને કહેજે કે હું હાલમાં જ આપની સેવામાં હાજર થઉં છું.

મધુરીની સૂચના મુજબ આવેલા શ્રીમંતને બીજા સુંદર રૂમમાં લઈ જઈ આસન ઉપર બેસવા જણાવ્યું રૂમ પણ એવો ભપકાદાર હતો કે વિનયકુમાર જોઈને જ અજબ થયો અને મનમાં બડબડયો કે દુનીયામાં પાપ સિવાયની ભાવના કોઈના હૃદયમાં વસતી નથી વિનયકુમાર શાંતીથી જેમ પોતાના મકાનમાં બેઠો હોય તેવી રીતે બેઠો અને ચારે બાજુ બધુ નિરીક્ષણ કરી રહ્યો હતો દરેક હોલના રસ્તા જુદા જુદા હતા તે પણ મળેલા ટાઈમમાં જોઈ લીધા અને પોતે કદાચ આફતમાં આવી જાય તો કેવી રીતે ભાગી છુટવું તે બધો પ્લાન મન સાથે નક્કી કરી લીધો હતો.

મધુરી આવેલા મહેમાન માટે જે બાળાઓને દુષ્ટસિંહે પકડી મંગાવી હતી તે બાળાઓને મધુરીના આવાસમાં પુરી રાખવામાં આવી હતી મધુરી સુંદર પોષાક અને આભુષણો લઈ પોતાના નોકરને સાથે રાખી, બગીચામાં આવેલી ઓરડી તરફ ગઈ ઓરડી જેવી સ્થિતિમાં બંધ હતી તેવી જ સ્થિતિમાં બંધ જોતાં મનમાં હરખાણી. ચાલો આજ તો તડાકો જરૂર પડશે માણસને ઓરડીનું તાળું ઉઘાડવા હુકમ કર્યો જેવું તાળું ઉઘાડયું અને કમાડ ખોલતાંની સાથે ઓરડીમાં કોઈ ન જણાતાં મધુરી ચમકી નિશ્ચય. આપના ભેદની કોઈને માલમ પડી હોય તેમ જણાય છે તે તો તરત જ શ્વાસભેર દોડતી દુષ્ટસિંહ પાસે આવી અને બોલી કે નામદાર શીકાર હાથમાંથી છટકી ગયો અને આપના ભેદની કોઈને માલુમ પડી ગઈ હોય તેમ લાગે છે.

જ્યાં શીકાર છટકી ગયો તેવું સાંભળતાં જ દુષ્ટસિંહના મનમાં ધ્રાસકો પડયો કે આ શું કોણ છોડાવી ગયું હશે કોણ આ વાત જાણતું હશે હવે શું કરવું શુકનમાં જ અપશુકન

જેવું થયું આ પ્રમાણે વિચાર કરતો હતો અને પોતાની હવસ ભરેલી ભાવના ને પોષવાના જે વિચારથી આવ્યો હતો તે વિચારો પળવારમાં જ ધુળધાણી થઇ ગયા અને કરેલી મહેનત ઉપર પાણી ફરી ગયું શું આ વાતને કોઈ જાણી ગયું હશે તેને કોઈના પર વહેમ આવ્યો નહીં ફક્ત ગામવાળા ઉપર જ વહેમ ગયો હવે તો એ ગામના ઉપર જ જેટલો જુલમ થાય, તેટલો કરવો કારણ કે ભવિષ્યમાં મારી સામે કોઈ ચું કે ચાં બોલી ન શકે.

ઠીક મધુરી હું હવે હું જઈશ ભદ્રકુમાર પણ હવે પોતાના નિવાસ સ્થાને જશે તું તારે ચીંતા કરીશ નહિ કદાચ તને કોઈ પણ વ્યક્તિ આ સંબંધમાં પુછે તો તદ્દન અજાણપણાનો જ જવાબ આપજે.

ઠીક હું પણ જોઉં છું કે આ દુષ્ટસિંહને સતાવવામાં સાર નથી એ બાળાઓને બચાવનારને તો હું આકાશ કે પાતાળમાંથી શોધી કાઢી તેનું લોહી પીસ ત્યાં ભદ્રકુમાર પણ તેના જેવા જ સંસ્કારનો હતો તેને પણ આ વાતનો કીનો લેવામાં પ્રોત્સાહન આપ્યું અને હિંમત આપી આપણા દરેક કાર્યમાં તન મન અને ધનથી આપ સાહેબને મદદ આપીશ, માટે હવે આપ જે કંઇ કાર્ય કરવામાં આપે આપના જીવનને હોડમાં મુક્યુ છે તો તે હોડ હવે પાછી ન પડે માટે આપ એક જુદું મંડળ તૈયાર કરો અને તે મંડળ દ્વારા આપ રાજ્યમાં અંધાધુંધી પેદા કરો અને જાહેરમાં તે મંડળને પકડવા હીંમત કરો અને ગુપ્તપણે મંડળને સહાયતા કરો આ વાત દુષ્ટસીંહના ગળે બરાબર ઉતરી અને તે પ્રમાણે નક્કી કરી લીધું અને ચાર જ દિવસમાં મંડળને ઉભું કરવું અને તેને જોઇતી તમામ મદદના માટે તઇયારી કરવી તે જ વખતે ભદ્રકુમારે ત્રણલાખ રૂપીયા જેવી મોટી રકમ દુષ્ટસિંહના હવાલે કરી અને અંતે

જણા તે કામ કરવાના નિશ્ચય ઉપર આવ્યા, કારણ કે હાર્યો જુગારી બમણું રમે બન્ને જણાના ગયા પછી મધુરી આવેલા શ્રીમંતને મળવા માટે તમામ શણગાર સજી અને અલંકારો પહેરીને મળવા સારૂ ગઈ, શ્રીમંતનો ચહેરો એવો તો સુંદર હતો કે તેને જોતાં જ તેના ઉપર ફીદા થઈ ગઈ, અને બોલી કે માફ કરજો શેઠ સાહેબ જે આપને ખોટી થવું પડયું તેના માટે ક્ષમા માગું છું ત્યાં તો ગૃહસ્થ બોલ્યો કે નાના ક્ષમા માગવાનુ તમારે માટે હોય જ નહીં બન્ને જણા સામસામા આસન ઉપર બેઠા કહો શેઠ આપને આ દાસીનું શું કામ પડયું મધુરી બોલી.

ગૃહસ્થ—આપની પ્રશંસા મારા સાંભળવામાં ઘણી આવી હતી તેમ જ આપ એક મહાન શકિતશાળી છો તે પણ મારા જાણવામાં આવ્યું ત્યારે આપની મુલાકાત લેવાનુ મને આકર્ષણ થવાથી આપનો સેવક આપની સેવામાં હાજર થયો, અને તેની પ્રથમ મુલાકાતમાં આ મારી હીરા જડીત અંગુઠી આપને હું આજની મુલાકાતની યાદગીરી માટે ભેટ આપું છું આશા છે કે મારી નજીવી ભેટ આપ આનાકાની વગર જ સ્વીકારશો.

મધુરી—મારા માટે આપનો માયાળુ પ્રેમ માટે આભાર અને આ ભેટની જરૂર નથી છતાં આપનો આગ્રહ હોવાથી સ્વીકારૂં છું, તરત જ વીંટી લઈ પોતે પોતાની આંગળીએ ચઢાવી દીધી આપ કયાંના વતની છો અને આપનું નિવાસ સ્થાન કયાં છે આપ શા કામે આ નગરમાં આવ્યા છો હરકત ન હોય તો આ દાસીને જણાવશો.

ગૃહસ્થ—આપના આશીર્વાદથી મારે ધંધાની જરૂર નથી પરમાત્માએ મને અઢળક લક્ષ્મી આપી છે સાથે સાથે મને જ્યોતિષી વિદ્યા જાણવાનો શોખ વિશેષ હોવાથી મેં તે વિદ્યા સારી રીતે

પ્રાપ્ત કરી તેમજ જ્યોતિષની વિદ્યા પ્રત્યે મને ઘણી શ્રદ્ધા હોવાથી તે વિદ્યા હું ભણ્યો સાથે સાથે હસ્તરેખા જોતાં પણ સારી રીતે શીખ્યો, ત્યારે આ નગરમાં આવેલી વિદ્યાપીઠમાં રહેતા માનસુરીજીની વિદ્વતા ઘણી સાંભળેલી હોવાથી તેવા પવિત્ર પુરૂષના દર્શન અર્થે આવ્યો, અને થોડો વખત તેના સહવાસમાં રહેવાનો વિચાર કર્યો, પણ મને કંઇ આનંદ અને મોજ કરવાની ટેવ હોવાથી આપની સાંભળેલી પ્રસંશાથી આપને શોધતો હું આવી ચઢયો.

મધુરી—મારા અહોભાગ્ય કે આપ જેવા ભાગ્યશાળી પુરૂષના દર્શનનો લાભ મળ્યો, મને આશા છે કે હવે આપ મારા ભુવનને કદાપી નહી ભુલો, વળી મારા પ્રત્યે આપનો સદ્ભાવ જોઇ હું મારા મનમાં ઘણી જ ખુશી થઇ છું આપ જ્યોતિષ વિદ્યામાં નિપૂણ હોવાથી, જો આપને હરકત ન હોય તો મને મારૂં ભવિષ્ય જાણવાની અભિલાષા થઇ છે તે આપ વિના સંકોચે પૂરી કરશો એવી આ દીકરીની અરજ છે.

ગૃહસ્થ—સમય જાણી પોતાની વાકયચાતુર્ય વડે શરૂઆતના કામમાં જ યશ મલતો હોવાથી તરત જ વિના સંકોચે હા પાડી અને બોલ્યો કે લાવો તમારો હાથ તરત જ મધુરીએ પોતાનો હાથ લાંબો કર્યો, તે વખતે ગૃહસ્થે પોતાની વાકય ચાતુર્યતા ચલાવી, તે ગૃહસ્થ કોણ હતો તે જ આપના શશીકાંતનો મિત્ર વિનયકુમાર હતો.

હાથ જોતાં જ બોલ્યો કે આપ કોઇ ઉંચા કુળના લાગો છો નાની ઉંમરમાં વિધવાપણું પ્રાપ્ત થયું સાધારણ સ્થિતિના કારણથી સૌંદર્યનો ઉપભોગ કરવાની અભિલાષા થઇ, આપના પિતાશ્રી દેવ થયા આપના માતુશ્રી હયાત હોવા જોઇએ ત્યાં તો મધુરી બોલી કે બરાબર છે તમારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. ઉભા રહો હું મારી માતુશ્રીને બોલાવું તરત જ

માતુશ્રીને બોલાવી આવી હવે કૃપા કરી આગળ કહો તે પછી આપ સંગીત શીખ્યા કંઇક નૃત્યનો શોખ થયો, તેમાં તમે ફત્તેહ મેળવી શકયા, અને રાજ્યના માનીતા થયા હોય તેમ તમારો હાથ કહે છે હા, હા. બરાબર છે. પછી શું પરંતુ પુર્વ જન્મના પાપના કારણથી જીવનને બીજા રસ્તે ઢાળ્યું આજે આપનું સૌંદર્ય અનેકના ચર્ણોમાં સોંપ્યું હોય તેમ લાગે છે ત્યાં જરા મધુરી શરમાણી ત્યારે ગૃહસ્થ બોલ્યો કે માફ કરજો મારે આવું કહેવું ન જોઇએ, પણ તેમાં મારો દોષ નથી મને તો જેવું જણાયું તેવું. ઠીક છે ત્યો હવે નહીં કહું ત્યાં તો મધુરી બોલી કે ના ના મને કંઇપણ ખોટું લાગ્યું નથી મને જે સત્ય હોય તે જણાવો તો સાંભળો જ્યારથી આ દેશમાં આવ્યા હો તે પછી ત્રણ વર્ષના ગાળામાં આપ ગમે તે કારણથી કોઇના શીકાર થયા છો. તેમ લાગે છે અને તેમાં તમે ભવિષ્યની આશાએ ઘણી જ મોટી ઉમેદવારીની-હોવી જોઇએ ત્યાં મધુરી બોલી કે આપ તો શાક્ષાત દેવ જેવા લાગો છો આપે કીધું તે બરાબર છે તો તે આશામાં હું ફલિભુત થઇશ કે નહીં ત્યારે ગંભીરતાથી જાણે વિચાર ન કરતો હોય તેવો ડોળ કરી થોડીવાર પછી બોલ્યો કે તેમાં તમે નહીં ફાવો અને જેના ઉપર તમે ભરૂસો રાખ્યો હશે તે જ તમને દગો દેશે માટે મારી વીનંતી છે કે બહુ જ સંભાળીને કામ કરશો નહિં તો અપયશ મળશે તેની તો ચિંતા નથી પણ વખતે ફાંસીના માંચડે જવાનો પ્રસંગ પણ આવે માટે હવે આગળ પુછશો નહીં લ્યો હવે હું રજા લઇશ. મધુરી બોલી કે ના ના હવે તો થોડી વાર બેસો અને આપ મને જે કાંઇ હજુ કહેવા જેવું હોય તે કહો ઠીક તમારો અતિઆગ્રહ હોવાથી કહું છું કે તમે ઘણાજ ભોળા અને સજ્જન હોવાથી તમે ગમે તેના પર વિશ્વાસ રાખી કામ

કરો છો પણ તમને વશ મળતો નથી ત્યાં તો તેની માતા બોલી કે શેઠ સાહેબ આપનું કહેલું યથાર્થ છે હવે એવો ઉપાય બતાવો કે અમે દુઃખી ન થઇએ ત્યાં ગૃહસ્થ બોલ્યો કે માલુશો હું તો આપના પુત્ર જેવો છું મારો ધર્મ તમને ચેતાવવાનો છે બાકી તો સ્વાર્થ જ્યાં હોય ત્યાં સારી શીખામણ કામ લાગતી નથી છતાં આપનો મારા પ્રત્યે વાત્સલ્ય ભાવ હોવાથી આપને તથા મધુરી ભવિષ્યમાં દુઃખી ન થાઓ તેટલા જ માટે આટલું કરજો શનીવારે શનીવારે પ્રભુ ભક્તિ કરજો એક વખત ભોજન લેશો. અને અનિતીથી દુર રહેજો ગમે તેવા સંજોગોમાં પણ શનીવાર ચુકશો નહીં અને પાપી પુરૂષોના નિશાન ન બનતાં તેમને નિશાન બનાવજો. અને વખત આવે રાજ્યની વફાદારીમાં જીવનને અર્પણ કરજો તો ભવિષ્યમાં જોજો કે મારા જેવા સાધારણ માણસે સચું કીધું હતું કે નહીં ત્યાં તો મધુરી બોલી કે જરૂર હવે તેમજ કરીશ તે છતાં મારા બોલવા ઉપર ભરૂસો ના પડતો હોય તો એક હકીકત કહું તે ધ્યાન દઇને સાંભળો શી હકીકત છે તે કૃપા કરીને કહો તો સાંભળો આ ત્રણ દીવસથી તમારો ચંદ્રમા તમારા જન્મના ગ્રહથી ચોથા સ્થાનમાં આવેલો હતો તેથી તમારા હાથે કોઇ ભયંકર કામ કરવાની જવાબદારી આવેલી હોવી જોઇએ અને તે જવાબદારીનું જોખમ તમે ઉઠાવવા પણ ભવિષ્યની આશાએ હા પાડેલી હોવી જોઇએ, પરંતુ તમારા સદ્ભાગ્ય કે તે ચંદ્રમા ચાર કલાક પહેલાં જ ઉતરી ગયો તેથી તમે ભયંકર ગુનામાંથી બચી જવાં જોઇએ, અને પાપીઓની ધારેલી ધારણાનું હરણ થએલું હોવું જોઇએ, અને તે ચંદ્રમા રાજ્યદ્વારી બાબતમાં સંડોવાએલો હોવાથી તેમાં રાજ્યના જ માણસોનું કૃત્ય અને કોઇ સારો ધનવાન તેમાં મળેલો હોવો જોઇએ પણ માફ

કરજો તેમાં તમને પ્રભુએ બચાવ્યા છે માટે શ્રી ભગવાનનો ઉપકાર માનો કે આજે તમે ભયંકર આફતમાંથી ઉગર્યા હો એમ મને લાગે છે, મધુરી આ બધી વાત જાણીને છક થઈ ગઈ અને પોતાના જીવન ઉપર ધીક્કાર આવ્યો, અને હવે કદાપી પાપના કામમાં ભાગ ન લેવો તેવી પ્રતિજ્ઞા મન સાથે કરી, અને બોલી કે પ્રભુ આપે તો મારા પતિત જીવનનો ઉદ્ધાર કર્યો, અને પ્રભુનો ઉપકાર માનું છું કે આજે મારા નસીબે મને પારસમણી સાંપડી કે હું લોઢામાંથી કુંદન બની તેની માતુશ્રી પણ ખુશી થઈ અને બોલી કે ભાઈ તમારો ઉપકાર જીવીશું ત્યાં સુધી નહીં ભુલીએ હ્યો માતુશ્રી હવે હું રજા લઈશ. ગુરૂદેવ મારી વાટ જોતા હશે મધુરી આંખમાં અશ્રુ લાવી બોલી કે શું આ ગરીબનું ઘર તજી જશો ત્યાં ગૃહસ્થ બોલ્યો કે ના ના મારે તો ગરીબ તવંગર દુઃખી કે સુખી સર્વને હું એક જ માનું છું પ્રભુના દરબારમાં નાના મોટાનો ભેદ નથી મારો મનુષ્ય ધર્મ તો મને આ સુચવે છે.

પરધન પત્થર જાણીએ પર સ્ત્રી માત સમાન,
ઇતના કરે પ્રભુ ના મીલે તો તુલસીદાસ જમાન.

આટલું કહી પાછો આવવાનો વાયદો કરી મધુરીએ પુછ્યું કે આપ આપનું નામ તો બતાવ્યું નહીં હા. હા. તે તો હું ભુલી ગયો મારૂં નામ બિહારીલાલ છે ઠીક લાગે તો જીવનની કીંમત આંકતાં શીખજો કારણ કે આખર ધર્મે જય અને પાપે ક્ષય.

## પ્રકરણ ૯ મું

### મહારાણીના મહેલમાં સ્વાગત

મહારાણી સુવર્ણલત્તાએ આજે પોતાના મહાલયમાં એવી તો સુંદર ગોઠવણ કરી છે કે આવનારાઓના મનને આકર્ષણ થયા સિવાય રહે નહીં. ભવ વિલાસના સંપુર્ણ સાધનો વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવ્યા છે મહારાજા માટે તેમજ બીજા આમંત્રીત ગૃહસ્થો માટે પણ સુંદર બેઠકો શણગારવામાં આવી છે સ્ત્રીઓ સ્ત્રીઓની બેઠકમાં પુરૂષો પુરૂષોની બેઠકમાં એવી ગોઠવણ કરવામાં આવી છે. તેમાં કોઇ પણ જાતની ત્રુટીઓ રહેવા દીધી નથી. પ્રેમલત્તા અને અન્ય દાસીઓ મહેમાનોનું સ્વાગત કરવાની ધમાલમાં પડી છે, મહારાણીએ પોતાના વિચાર મુજબ પોતાની બેઠક મહારાજાની પાછળની લાઈનમાં ગોઠવી છે. કારણ કે દુષ્ટસિંહની સામે પોતાની નજર કરી શકાય અને એક એકના મનો ભાવ સમજી સકાય.

તમામ જાતની સ્વાગતની તૈયારી પુરી થતાં સુભદ્રાદેવી પણ પોતાના માતા પિતાની આજ્ઞા લઈ પોતાની બેનપણી માલતી સાથે આવી પહોંચી શશીકાન્ત અને વિનયકુમાર પણ આવી પહોંચ્યા બુદ્ધિનિધાન પ્રધાન પણ મહારાજાના આગમન પહેલાં આવી પહોંચ્યા દુષ્ટસિંહ તેમજ બીજા રાજ્ય કર્મચારીઓ પણ સૌના સૌના નામ પ્રમાણે ગોઠવેલી બેઠકમાં બેસી ગયા મહારાજાશ્રી અને યુવરાજ અને વીરશેન પણ ટાઈમસર આવી પહોંચ્યા સૌએ ઉભા થઈને મહારાજાને સલામ કરી મહારાજા તથા યુવરાજ પોતપોતાના સિંહાસન પર આરૂઢ થયા વીરશેન યુવરાજની પાછળ બુદ્ધિનિધાન પ્રધાન પણ મહારાજાની બાજુમાં બેઠા તે વખતે મહારાણીશ્રીએ મહારાજાને નમન કરી પુષ્પોથી વધાવ્યા અને બોલ્યા કે આજનો જે કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો છે તેનું કારણ શુભદ્રાદેવીની મધુરી વાણી સાંભળવાનો લાભ મળે, તેથી મને આશા છે કે ગુરૂદેવે આપેલા જ્ઞાનનો લાભ શુભદ્રાદેવી બેન સુંદરમાં સુંદર રીતે આપીઆભારી કરશે એવી હું વિનંતી કરૂં છું.

જેવી મહારાણીજીની આજ્ઞા—તે વખતે સુભદ્રાએ સુંદર રીતે ગીતથી શરૂઆત કરી.

શુભદ્રાદેવી—

જગતના સમજો સૌ ઈન્સાન ભુલો નહીં હૃદય થકી ભગવાન<br>
જ્ઞાન તણી શુભ ભાવના સમજી, રહેવું સદા નીતિવાન<br>
દુઃખ પડે તો નિતિ ન મુકવી, જાય ભલે નિજ પ્રાણ<br>
ભુલો નહીં

રાજ્ય પ્રજામાં સંપ સરિતાગી મળે આનંદની લ્હાણ<br>
પ્રજા તણી પીડ જાણે તે રાજા, કરે પ્રજાનું કલ્યાણ<br>
ભુલો નહીં

જીવન કેરૂં સાચું ઘડતર, મન સંયમ દીલ આણુ
જીવનમાં શીલ ગુણ વિકસાવો, એ ગુરૂ તણું ફરમાન
ભુલો નહીં

રાજ્ય સેવા અને પ્રજા સેવામાં, દેજો આત્મ બલિદાન
કહે (ભોગી) જે ચુકયો વફાદારી, તે મનુષ્ય નહીં પણ શ્વાન
ભુલો નહીં

શુભદ્રાદેવીનું આત્મ અને જીવનની ઉન્નતિ કરનારૂં ગીત સાંભળી બધાને આનંદ થયો અને વાહ વાહના પોકારો કરી. સૌએ તે ગીતને વધાવી લીધું મહારાજા યુવરાજ પ્રધાન વિગેરેને શુભદ્રાની વાણી ઘણી જ પ્રિય લાગી મહારાજા બોલ્યા દીકરી શુભદ્રા તું તો મારા રાજ્યનું અણુમુલ રત્ન છે બ્હેન પ્રભુ તારૂં કલ્યાણ કરો.

આ વખતે મહારાણી પોતાની બેઠક ઉપરથી દુષ્ટસિંહના સામું ને સામું આડકતરી રીતે જોઇ રહી હતી, પોતાની દાસી પ્રેમલત્તાને તેના માટે કરેલા વખાણ સાચાં લાગ્યાં અને મનમાં પોતાને તેના પ્રત્યે લાગણી ઉભી થઇ ને મન સાથે નક્કી કર્યું કે આ પુરૂષ મને આનંદ આપવા તરીકે મળી જાય તો મારૂં ધારેલું કાર્ય પાર પડે, અને મને વૈભવ ભોગવવામાં આનંદ મળે:મહારાણીનું મન આ વિચારો તરફ વળવાનું મુખ્ય કારણ તો એક જ હતું કે પોતાનું લગ્ન વૃદ્ધ ઉંમરના મહારાજાની સાથે થયું હતું મહારાજામાં અશક્તિ અને શરીરમાં અમુક રોગ હતો તેના કારણથી તેના આત્માને રાજા પ્રત્યેનો પ્રેમ નાસ પામ્યો હતો વળી પોતાને કંઇ પણ સંતાન નહીં હોવાથી પોતાને પોતાની આશાઓ ધુળમાં મળી જતી હોય તેમ લાગતું હતું વળી પોતે ખુબસુરત પણ હતી તેમ યુવાન વયની આસક્ત

બાંધાની હતી આવા અનેક કુદરતી કારણને લઈને તે અન્ય પુરૂષનો સાથ શોધતી હતી તે.

પ્રેમલત્તાના પ્રયાસથી આપો આપ મળી ગયો, તેથી પોતાના મનમાં સંતોષ માનતી હતી, દુષ્ટસિંહના કાવા દાવાની વાતથી તે તદ્દન અણજાણ હતો, મહારાજાએ શુભદ્રાદેવીને આશીર્વાદ આપ્યો, પ્રધાન બુદ્ધિનિધાને પણ પ્રસંશા કરી યુવરાજે, પણ તેની શક્તિ અને જ્ઞાનનાં વખાણ કર્યાં.

આ વખતે યુવરાજે શશીકાંતને વિનંતી કરી કે આ અવસરને ઉચીત કંઇ બે શબ્દો બોલસો

શશીકાન્ત—જેવી આજ્ઞા.

જીવનનું ઘડતર ઘડવામાં માતા પિતાનું સુંદર ચારિત્ર જીવન ઘડવામાં જેટલું સુંદર કામ કરે છે તેનું બીજું કોઈ કરતું નથી જીવનમાં સંસારિક વ્યવહારિક અને આત્મિક વિચારને વિકસાવવા, સાચા નિસ્વાર્થી ગુરૂદેવ જેટલું કાર્ય કરી શકે છે તેવું બીજું કોઈ કરતું નથી, સંસારની વિકટયાત્રાનો પંથ કાપવામાં મદદ જેટલો સંસ્કારી મીત્ર આપી શકે, અને કરી શકે તેવું બીજું કોઈ કરી શકતું નથી રાજ્ય અને પ્રજા સ્ત્રી અને પુરૂષ જેઓ સંસારના મુખ્ય બે અંગો કહેવાય છે, તે બન્ને અંગ જો બરાબર વફાદાર અને નિતિમાન હોય તો, બન્ને વસ્તુઓ આદર્શ અને સ્વાશ્રયી બની શકે છે. પરંતુ એક જ અંગ જો નબળુ હોય તો બધી સુધરેલી બાજી બગડી જતાં વાર લાગતી નથી. તેથી બન્ને બાજુ સત્ય અને પવિત્ર હોય તો જ સંસારમાં સુંદર ધ્યેય સાધી શકાય, અને આત્માની ઉન્નતિ વિકસાવી શકાય

છે ત્યારે મહારાણીના ઇસારાથી દુષ્ટિસિંહને ઉઠવાની ફરજ પડી

દુષ્ટસિંહ—સત્તા અને સાણપણ બન્ને સાથે કામ આવતું નથી સત્તા કાયમ રાખવા માટે મનુષ્યોને હરેક આપત્તિનો સામનો કરવો પડે છે અને સત્તા ટકાવવા સારૂ અનેક પ્રપંચો પણ ખેલવા પડે, છે તેનું કારણ એક જ કે રાજા તે રાજા અને પ્રજા તે પ્રજા, બન્નેનો મુકાબલો એક સરખો રાખવાથી ભવિષ્યમાં રાજાઓને પોતાની સત્તા છોડવી પડે છે, માટે મારૂં તો માનવું એવું જ છે રાજવી તો દેવ તુલ્ય ગણાય છે. માટે તેમની આજ્ઞા સાચી કે ખોટી ગમે તેવી હોય, પણ તેનું પાલન કરવા પ્રજા બંધાયેલી જ હોવી જોઈએ. કારણ એજ કે રાજા પ્રજાનો રક્ષણ કર્તા છે, મને આશા છે કે મારા આટલા જ શબ્દોથી આપ સમજી શક્યા હશો, પરંતુ સાથે સાથે તે પણ જણાવવાની રજા લઉં છું કે શુભદ્રાદેવી અને અન્ય વિદ્યાર્થીઓ, જે આપની વિદ્યાપીઠમાં જે સુંદર અભ્યાસ કરી રાજ્ય અને પ્રજાની શોભા વધારી છે તેના માટે મારા અંતઃકરણના અભિનંદન છે

દુષ્ટસિંહના મામીંક ભાષાના શબ્દો સાંભળી શશીકાન્તની કાંઈ જવાબ આપવાની ઇચ્છા થઈ, અને નામદાર મહારાજા સાહેબની આજ્ઞા લઈને બોલવા રજા માગી મહારાજાએ રજા આપી.

શશીકાંત—આજના આનંદના મહોત્સવમાં જે આનંદ અને પ્રેમની લાગણી પ્રસરી રહ્યા છે તેમાં જરા પણ ગ્લાની ઉત્પન્ન થાય તેવી મારી ઇચ્છા નથી, પરંતુ આટલું તો કહેવું જરૂરનું છે કે ગમે તેવા પ્રજાજન હોય પણ તેને પોતાના સ્વમાન તરીકે જીવવાનો અધિકાર તો

હોવો જ જોઇએ અને તે હક્ક પ્રાણના ભોગે સાચવવો તે પ્રજાજનની ફરજ છે, એ ફરજ માટે સારા સારનો વિચાર કરવો તે પણ સમજવું જોઇએ.

આપના નગરના કોટવાલ સાહેબના વક્તવ્ પછી મારે ખુલાશો આપવો તે જરૂરી હોવાથી, હું નામદાર મહારાજા તથા આવેલા ગૃહસ્થોને એટલું જ જણાવું છું કે, પ્રજાની બ્હેન બેટીઓ ધોળે દીવસે ઉપડી જાય તેનું હરણ થાય તેના ઉપર બળાત્કારો થાય તેના રક્ષણના બદલામાં ભક્ષણ થાય તો શું તે અટકાવવાની ફરજ રાજાની નથી. તો તેના માટે કઇ જાતના ચાંપતા ઇલાજો લીધા રાજ્યના કર્મચારીઓએ કંઈ જાતની પ્રજાના જાન માલની બાંહેધરી આપી તે કૃપા કરી કોટવાલ સાહેબ જણાવશે, કારણ કે આગળની વાત જવા દો પણ ગઇ કાલે જ જે ગામડીયા ભા ભાઇઓએ પોતાનો દીકરીના અપહરણની વાત કરી હતી તેના માટે રાજ્યે તથા કોટવાલ સાહેબે શું પગલાં લીધા અને તે બાળાઓને ઉપાડી લાવનાવાળા ગુન્હેગારોને પકડયા કે નહીં તેને શીક્ષા આપી કે નહીં, કેમ સજ્જનો કંઇ બોલતા નથી શા માટે મૌન સેવો છો શું તમને તમારી મા—દીકરીનું પણ જરા લાગણી કે અભિનાન આવતુ નથી, આવા ભયંકર ગુન્હાઓના ઢાંક પીછોડા કરવાથી ભવિષ્યમાં રાજ્યના ગમે તેવા મજબુત પાયાઓ હશે તો પણ ડગમગી જશે, માટે પ્રજાએ પોતાના સ્વ બળ ઉપર રહેવું અને પોતાને થતા અન્યાયના સામે પ્રચંડ પોકાર શાંતીથી સંગઠન કરીને ઉપાડવો, આશા છે કે મારા બોલવાની ખોટી અસર ન કરતાં જે સત્ય લાગે તેનું અનુકરણ કરશો એ વિનંતી, શશીકાન્તના શબ્દો સાંભળી સુભદ્રાદેવીના

મનમાં તેના પ્રત્યે કુદરતી ભાવના જાગૃત થઈ વિનયકુમારની શક્તિ ઉપર માલતીને પણ કુદરતી પ્રેમ ઉત્પન્ન થયો, દુષ્ટ-સિંહની છટા ભરી ભાષા સાંભળી મહારાણીને પણ તેના પ્રત્યે મીઠી નજર થઇ, અને પ્રેમલત્તા મનમાં આ બધો તમાશો જોતી જોતી વિચારતી હતી કે વખત આવે વાત.

યુવરાજ પણ શશીકાન્તના શબ્દો ઉપર પણ આફ્રીન થયો આ પછી મહારાણી સાહેબે બધાનું ઉચીત સ્વાગત કરી સૌનો આભાર માન્યો.

તે વખતે મહારાણીએ પ્રેમલત્તાને ખાનગી વાત કરી કે દુષ્ટસિંહને સમાચાર આપજે કે આજ ને આજ હું તેમને મળવા માગું છું અને તે સંધ્યાકાળના આઠ વાગે બગીચામાં આવેલા જીર્ણ મહાલયમાં આ પ્રમાણે ગોષ્ટી કરી પ્રેમલત્તાને કામગીરી બતાવી.

સૌ કોઇ પોત પોતાના સ્થાને જવા સારૂ રજા માગી જ્યારે સૌએ વીખરાયા પછી પ્રેમલત્તાએ દુષ્ટસિંહને તક જોઈ સમાચાર આપ્યા તે વખતે આપનો વિનયકુમાર પ્રેમલત્તાની ચેષ્ટા ઉપર ખ્યાલ રાખતો મનમાં કંઇ વિચાર ગોઠવતો હતો શુભદ્રાએ તરત જ બધાને નમન કરી શશી-કાન્તને પાસે આવી બોલી કે તમારી નીડરતા માટે તમને ધન્યવાદ આપું છું તે વખતે સુંદર હાસ્ય કરી પોતે ચ લી ગઈ.

દુષ્ટસિંહ પણ પોતાની કામગીરી પર ગયો મહારાણી અને પ્રેમલત્તા બન્ને જણા એકલા પડયા.

# પ્રકરણ ૧૦ મું

## દુર્મદસિંહ પોતાની કામગીરી દુષ્ટસિંહને કહે છે

દુષ્ટસિંહની સુચના મુજબ દુર્મદસિંહ આજુબાજુના ગામડાંમાં ગયો હતો ત્યાં તમામ જાગીરદારોને મળ્યો અને તેમને રાજ્ય વિરૂદ્ધની કેટલીક વાતો સમજાવી, અને વ્યવસ્થિત રીતે વીસ માણસની ટોળી તૈયાર કરી, અને રીતસર બાર-વટાનું કામ કરવાની સુચના આપી અને હમેશાં ગામડાં ભાગવાં સ્ત્રીઓનું અપહરણ કરવું. અને જે આપણા કાર્યના વચમાં આવે તેનો ખાતમો કરવો, વિગેરે. તમામ લોકોના હૃદયમાં દુર્મદસિંહે સમજાવ્યા મુજબ ઝેર ભર્યું અને સૌએ નાયક તરીકે દુષ્ટસિંહને કબુલ કર્યો, અને દરેક કામ તેની સુચના મુજબ કરવા તેવા પથ્ય લીધા અને આવતી કાલથી જ કામની શરૂઆત કરવી તે પણ નક્કી કર્યું, અને પહેલો ધડાકો બુદ્ધિનિધાન પર ગુપ્ત. સંદેશો મોકલવાનું પણ નક્કી કર્યું છે અને દરેકને ભેગા થવાનું સ્થાન નગરથી ત્રણ કોસ ઉપર

આવેલા ચાંમુંડાના પહાડ ઉપર ચાંમુંડા દેવીની ગુફામાં રાખવામાં આવ્યું છે કારણકે તે જગા ઘણી જ અનુકુળ છે ગમે તેવા સંજોગોમાં પણ બચાવ થાય તેમ જ આપની ધારેલી મુરાદ પાર પાડવાનું બરાબર સાધન છે અને આપે આપેલા રૂપીયા પણ આપ્યા છે તેમાં હથીયારો શસ્ત્ર સામગ્રી દારૂ-વિગેરે તમામ ચીજો અનાજ તેમજ રહેવા કરવાની તમામ વસ્તુઓનો પણ તે જગાએ સંગ્રહ કરવા માટે ભદ્રકુમારે આપેલા રૂપીયામાંથી લગભગ બે લાખ રૂપીયા પણ આપ્યા છે સમજ્યા સાહેબ દુષ્ટસિંહના ધાર્યા મુજબ તમામ ગોઠવણ દુર્મદસિંહ કરી આવ્યો. જાણી, આનંદ થયો અને પોતે દુર્મદસિંહને હવે શું શું કામ કરવાનું છે તેની સુચના આપવા માંડયો ( આ વખતે તેની ધર્મ પત્નિ દયાવતી ) ને કંઇક શંકા પડવાથી પોતે તમામ વાત સાંભળવા માટે ગુપ્ત ભાગમાં ઉભી રહી હતી. )

દુષ્ટસિંહ—જો આજ સાંજરે સાત વાગે મને મહારાણી સાહેબે બગીચાના જુનાં મહાલયમાં બોલાવ્યો છે, તેથી હું ત્યાં જઈશ અને મહારાણીને કબજામાં લઈશ તારે મધુરીને ત્યાં જવું અને મધુરીને હાથમાં રાખવા મીઠી મીઠી વાતોથી તેને લલચાવવી, તે પછી પ્રેમલત્તાને પણ એવી જ હાથ તાલી આપવી જોઈએ.

અને પેલા શશીકાન્તને ગમે તેવો રાજ્યદ્રોહનો ખોટો ગુન્હો લાગુ કરી તેને પકડી લેવાનો છે એટલે તેને છોડાવવા સારૂ શુભદ્રાદેવી ગમે તે પ્રયત્ન કરશે, તેટલે શુભદ્રા સહેલાઈથી આપના પંજામાં આવી જશે બુદ્ધિનિધાનને પણ સમય જોઈ તેના ઉપર પુરતો જાપતો રાખવો, અને તેની રૂમમાં જે જે રાજ્યના મુદાના દસ્તાવેજો હોય, તે તમામ કબજે

કરવા યુવરાજ માટે મહારાણીના હૃદયમાં ઝેર ભરાવું અને તેના વિરૂદ્ધની વાતો કરવી તેને ઉશ્કેરવી અને તેના હાથે જ યુવરાજને દેશ નીકાલની સજા અપાવવી અને આપણો માર્ગ મોકળો કરવો, વખત આવે મહારાજાને શીકારના બહાનાથી શીકારે લઈ જવા, અને જંગલમાંજ આપણા માણસોને સંતાડવા, અને સુચના આપી દેવી કે તરત જ તેને પણ જકડી આપની ગુફામાં લઈ જવા, તે પછી શું કરવું તે આગળ ઉપર વાત સમજ્યો દોસ્ત માટે તો મારા વડવાઓ ઉપર રાજ્યે કરેલા જુલમનો બદલોજ લેવો છે તેમાં ભલે મારી જીત થાય કે હાર થાય તેની મને પરવા નથી પણ મારા વડીલોના ઉપર વર્તાવેલા ભયંકર જુલ્મોનો બદલો તો ચક્રવર્તી વ્યાજ સાથે લઈશ ત્યારે જ આ દુષ્ટ-સિંહને શાંતી થશે, ઠીક હવે તું જા મારે પણ મહારાણી સાહેબને મળવાનો સમય થવા આવ્યો છે, માટે હું પણ જવાની તૈયારી કરૂં પણ જોજે હાં રાખેલા વિશ્વાસનો વિશ્વાસઘાત થાય નહીં, સમજ્યો અરે સાહેબ આ દુર્મદ-સિંહનો પ્રાણ જશે પણ વચન નહીં જાય તેમ કહી મનમાં ફુલાતો ફુલાતો ચાલ્યો જાય છે દયાવતિ આ બધો ભેદ સમજી ગઈ પાપીઓના હાથમાંથી દરેકને કેવી રીતે બચાવવા તેનો ઉપાય યોજવા લાગી દુષ્ટસિંહે પણ ગજવંશી પોશાકમાં સજ્જ થઈ મહારાણીને મળવા માટે ચાલ્યો.

## પ્રકરણ ૧૧ મું

### દયાવતિ પુરુષના લેબાસમાં સોમદત્તના ઘેર

દયાવતિનું જેવું નામ હતું તેવા જ તેનામાં ગુણ હતા અબળા છતાં પ્રબળા હતી, ગમે તેવા સંકટના સમયમાં પણ પોતાનું સ્વમાન અને ઇજ્જત કેમ સાચવવી તેના માટે તેની નસેનસમાં અભિમાન હતું. પોતે સાચી ક્ષત્રાણી હતી ચારીત્રવાન હતી, તેમજ સત્યની સાથી હતી, અને તેના વિરૂદ્ધમાં કદાપી પોતાનો પતિ કે પિતા હોય તો પણ જરાપણ નમતું આપવાની તેનામાં ઉદારતા હતી નહીં. પોતે પોતાની જવાબદારી સારી રીતે સમજતી હતી. પાપીઓ પર તેનો હંમેશાં ધીક્કાર હતો. સત્ય વાત ઉપર પોતાના પ્રાણનું બલિદાન આપવું પડે તો પણ આપવા માટે પાછી પાની કરવાનો તેનો સ્વભાવ નહોતો, પોતાના પતિના ગયા પછી પોતે વિચાર કર્યો કે હવે મારા પતિના જુલમથી બધાને કેવી રીતે બચાવવા. તરત જ પોતાને

ખ્યાલ આવ્યો અને પોતે સ્ત્રીના કપડાનો ત્યાગ કરી એક ક્ષત્રીને શોભે તેવો પોષાક પહેરીને બરાબર પુરૂષની ગાફક જ પોતે તૈયાર થઈ, અને કોઈને પણ જાણ કર્યા સિવાય સીધી જ સોમદત્ત શેઠને ત્યાં આવીને સમાચાર મોકલાવ્યા કે કોઈ ભાઈ આપશ્રીને મળવા માગે છે તરત જ આવનાર માણસનો પ્રભાવ જોઈ તરત જ પોતાના દીવાનખાનામાં આવ્યા. અને આવનાર વ્યક્તિને માનપૂર્વક બેસાડયા અને નામ પુછ્યું, તેને પોતાનું નામ દયાળસિંહ બતાવ્યું.

સોમદત્ત—આપશ્રીનું આગમન શા કારણથી થયું છે જણાવવા સારૂ કૃપા કરશો.

દયાળસિંહ—સાહેબ હું તો એક પરદેશી છું. કંઈ કારણસર આવ્યો છું આપના નામથી પરિચિત છું. આપને કહેવાનું એટલું જ કે આપની દીકરી શુભદ્રાનું રક્ષણ કરવા માટે આપ બનતો ઉપાય કરશો કારણ કે રાજ્યના વસ્તા દુશ્મનો કયારે હલ્લો કરશે તે કહી શકાશે નહીં. શેઠે જ્યાં પોતાની પુત્રીના માથે આવતી આફત સાંભળી ઘણા જ વિચારમાં પડયા. અને બોલ્યા કે આપ કયા આધારથી કહો છો તે મારા સમજવામાં આવતું નથી.

દયાળસિંહ—સત્યવાદીના સમજવામાં પાપીની વાતો આવતી જ નથી. પાપીઓ પોતાની પીશાચ લીલામાં હરહંમેશાં મસગુલ રહે છે આપ કૃપા કરી શુભદ્રાબેનને બોલાવો તો સારૂ.

સોમદત્ત—શુભદ્રાબ્હેન થોડી જ વાર થઈ, દેવમંદીરમાં પ્રભુની પુજા કરવા ગઈ છે. હજુ તેને આવતાં કલાક લગભગ થશે કારણ કે તેણે પ્રભુ ભક્તિ ઉપર અપાર શ્રદ્ધા છે માટે હરકત ન હોય તો આપ બેસો.

સારૂ.

દયાળસિંહ—ઠીક હું બેસીશ અને બોલ્યા કે શેઠ લક્ષ્મીનો ઉપયોગ પાપીના વિનાશ પંથે કરજો દુ:ખી દીનની સેવા અર્થે કરજો અને હૃદયમાં નીડરતા રાખશો ભવિષ્યમાં મામલો ગંભીર બનશે તેવી મને આગાહી થાય છે માટે હું તો એક ચેતવણી આપવા માટે આવ્યો છું.

આપને મારા પ્રત્યે વિશ્વાસ હોય તો બહુ જ સંભાળીને ચાલજો તેવામાં કંઇ કામસર વિનયકુમાર અને શશીકાંત બન્ને જણા આવ્યા તરત જ શેઠે બન્ને જણને પોતાના નિવાસ સ્થાનમાં બોલાવ્યા અને આવનાર દયાળસિંહે આપેલા સર્વે સમાચાર વિનયને અને શશીકાન્તને સમજાવ્યા.

બન્ને જણા આ વાત સાંભળી આવનાર વ્યક્તિના સામું જોયું અને લાગ્યું કે આવનાર વ્યક્તિ તદ્દન શાંત અને ગંભીર વિચારમાં જ બેઠેલી જોઈ તેના હૃદયમાં કોઇ પણ જાતની કપટ ભાવના હોય તેવું લાગ્યું નહીં. ત્યાં શશીકાન્ત બોલ્યો શુદ્ધ મહાશય અમો આપના અત્યંત આભારી છીએ. આપે વેળાસર સમાચાર આપ્યા છે.

અમો પણ કંઇ જુદા જ વિચારે જ શેઠ સાહેબની સલાહ લેવા આવ્યા હતા. તેમાં આપનો સુંદર સાથ મળ્યો તેથી અમારા કાર્યમાં અમને સરળતા પડશે અને પાપીઓના ધારેલા મનસુબા ધુળમાં જશે.

દયાળસિંહ—આપ શા વિચારે આવ્યા હતા તે હરકત ન હોય તો જણાવશો. અમે સાંજે મહારાણીના આમંત્રણને માન આપી ગયા હતા તેમાં દાસી પ્રેમલત્તાની ગોષ્ટી કાંઇ કોઇ રાજ્યના મોટા કર્માચારી સાથે વાતચીત થતી હતી તે વખતે આ મારા મીત્ર વિનયકુમારની દ્રષ્ટી તેની ઉપર ગઇ, તે વખતે અમારા મનમાં શંકા ઉત્પન્ન થઈ અને તે વાતચીત શું હતી તેનું મુળ શોધવા ઉપર શેઠ સાહેબની

સલાહ લેવા આવ્યા હતા તેમાં આપનો સુમેળ મળ્યો.

દયાળસિંહ—ઠીક હવે એ વાતચીતનો ભેદ મેળવવો હોય તો હું કહું તેમ તમે કરો. આજે સાંજે સાત વાગે નગરના બહાર આવેલા બગીચાના જીર્ણ મહેલમાં પાપીઓ ભેળા થવાના છે, ત્યાં કોઇ પણ રીતે જઇને તમે બુદ્ધિપુર્વક બાતમી મેળવો તે બાતમી મેળવવાથી જ તમારે કેવી રીતે કરવું તેનો રસ્તો આપોઆપ જડી આવશે બનશે તો હું પણ તે રસ્તે બનતાં સુધી મળીશ, પણ મારી રાહ ન જોશો.

શશીકાન્ત—ઠીક અમે જરૂર વિચાર કરીને કેવી રીતે ત્યાં જવું અને મહેલમાં કેવી રીતે દાખલ થવું તે ગોઠવીશું. અને પ્રાણના ભોગે અમે અમારા કાર્યમાં યશ મેળવીશું.

દયાળસિંહ—ઠીક પ્રભુ તમારૂં કલ્યાણ કરો, અને પાપીના હાથ હેઠા પડો. પ્રભુ તમને જરૂર સહાય કરશે જ ઠીક ત્યારે હવે હું આપની પાસેથી રજા લઈ શકું છું.

ભલે પધારો પાછા આપ ક્યારે મળશો, પ્રભુનો હુકમ તો આવતી કાલ બપોરે આજ જગ્યાએ મળીશું તેવામાં શુભદ્રાદેવી પણ આવી પહોંચી તરત જ દયાળસિંહે નમસ્કાર કર્યા શુભદ્રાએ નમસ્કાર ઝીલ્યા અને બોલી કે આપના પધારવાથી ઘણો આનંદ થયો છે. ત્યાં તેના પિતા બોલ્યા કે આવનાર સરદાર કંઈ તારી પાસે વાત કરવા માંગતા હતા શુભદ્રા બોલી કે ભલે ખુશીથી વાત કરો.

દયાળસિંહ—બ્હેન સ્ત્રીનું સાચું ધન શીલ છે, પોતાનું ચારીત્ર છે મનુષ્યોની ફરજ ગરીબોની સેવા છે. તે તો તમને યાદ હશે માટે ગમે તેવા સંકટમાં પણ ઉપરના સદ્ગુણો પ્રાણના ભોગે સાચવશો.

શુભદ્રા—આપની શુભ લાગણી માટે આભાર રક્ષણ કર્તા મારા માતા પિતાનો આશિર્વાદ અને મારા પ્રભુ ઉપરનો

વિશ્વાસ, અને મારા આત્મબળ ઉપર શ્રદ્ધા માટે આપ તે બાબતમાં નિશ્ચિંત રહેશો સિંહણનું દુધ તો સોનાના ઠામમાં જ રહેશે, સમજ્યા સરદાર શુભદ્રાની ને સરદારની થતી વાતચીત વચ્ચારે સાંભળી તેથી બધાને ઘણો જ આનંદ થયો, સરદાર પણ રજા માગી ચાલ્યો ગયો તે પછી સોમદત્ત શેઠ બોલ્યા કે કેમ શશીકાન્ત આપ જે કંઇ મારા લાયક કામ હોય તો ફરમાવશો કામ તો કશું જ નથી પણ કૃપા કરી મારા પ્રત્યે વિશ્વાસ હોય તો થોડી ઘણી મદદ આ કાર્ય માટે લેવા આવ્યો છું અને તે આપેલી મદદનો બરાબર સદ્ઉપયોગ થશે તેનો વિશ્વાસ રાખજો સોમદત્ત અરે આ શું બોલ્યા તરત જ શેઠે શુભદ્રાને કીધું જા તારી માતાશ્રી પાસેથી રૂપીયા દસ હજાર લઇ આવ અને શશીકાન્તને આપી દે તરત જ શુભદ્રા લઇ આવી શશીકાન્તને આપ્યા. અને બોલ્યા કે શશીકાન્ત હવે શુભ કાર્યમાં જરા પણ પછી પાની ન કરશો જીંદગીના અહોભાગ્ય સમજો કે આજથી આપણા જીવનની શરૂઆત દુખના પંથમાંથી શરૂ થાય છે, માટે આફત તે તો જાફત છે તેમ સમજી કાર્ય કરશો પ્રભુ તમને યશ આપશે.

તેવામાં માલતી પણ આવી અને બોલી કે બહેન આજે મારૂં જમણું અંગ ફરકે છે કંઇ ને કંઇ અનિષ્ટ થવાનું મને લાગે છે ત્યાં શુભદ્રા બોલી કે ખોટું થાય તો જ સારાની કીંમત અંકાય છે માટે અનિષ્ટ થશે તો જ શુભ આશા બંધાય છે સમજી મારી બ્હેન.

ત્યાં વિનય બોલ્યો કે ગમે તેવું પરિણામ આવે તો પણ અમે એક પણ પ્રગલું પાછુ ભરવાના નથી. આપ સૌ હવે સૌ આપ આપના કામકાજમાં લાગી જાઓ હવે અમે રજા લઇએ છીએ ત્યાં માલતી બોલી કે ખુશીથી મહારથીઓ પધારો સૌ ઉઠીને ચાલ્યા.

# પ્રકરણ ૧૨ મું

## શશીકાન્ત વિનયકુમાર અને સજ્જનસિંહ પાસે

બન્ને મિત્રો સોમદત્તને ત્યાંથી નીકળી સીધા જ યુવરાજ શ્રી સજ્જનસિંહ પાસે આવ્યા સજ્જનસિંહ પોતાના મહાલયમાં બેઠા હતા તે વખતે માણસ સાથે ખબર આવ્યા અને તરત જ યુવરાજે બન્ને જણાને બોલાવ્યા, સજ્જન સિંહ, શશીકાન્ત અને વિનયકુમારને જોઇ ખુશી થયો અને ઘણા જ પ્રેમથી તેઓનો સત્કાર કર્યો અને પુછ્યું કે આપ કહો કેમ આવ્યા છો.

શશીકાન્ત—આવવાનું કારણ તો હાલ જણાવી શકાય તેમ નથી પણ આટલું જ કહું છું કે આપ અમારા કાર્યમાં

કોઈ વખતે મદદ આપવા કબુલ છો જો આપ કબુલ હો તો સાચા હૃદયથી આપનું વચન માગવા આવ્યો છું.

સજ્જનસિંહ—ખુશીથી મને આપના ઉપર વિશ્વાસ છે અને આપને જ્યારે મારૂં કામ ગમે તેવા સંજોગોમાં પડે તો જરૂર આપને મારાથી બનતી સહાય કરીશ.

શશીકાંત—હું આપનો આભાર માનું છું સાથે સાથે જણાવવાની રજા લઉં છું કે આપ આજ ટાઈમે આવતી કાલ અમને મળશો એવી આશા રાખું છું તે પછી જ આપની પાસે હું બધો ખુલાસો કરીશ હાલ કૃપા કરીને અમને કશું પણ પૂછવાની તસ્દી લેશો નહીં.

વિનયકુમાર—વળી બીજું પણ હું આપને જણાવવાની રજા લઉં છું કે મહારાજા સાહેબની ઉદારતા ભરેલી ભલાઈનો બદલો આજે રાજ્યના કર્મચારીઓ ઘણી જ ઉંધી રીતે લઈ તેનો દુરૂપયોગ કરવા માટે તૈયાર થયા છે તો આપ બહુ જ સાવચેતપુર્વક ખ્યાલ રાખી જવા આવવાનું રાખશો.

સજ્જનસિંહ—તમે આ શું કહો છો તે મને સમજાતું નથી મને આપની વાતમાં કશું પણ સમજાતું નથી.

વિનયકુમાર—હાલ તો અમે પણ સમજાવી શકીએ તેવી સ્થિતિમાં નથી માટે લાચાર છું. ભાઈ શશીકાન્તના કહેવા મુજબ અમે આવતી કાલે કંઈક આ કાર્ય માટે આપને સમજાવી શકીશું એ ચોકસ જાણજો. માટે હાલતો અમો આપની પાસે રજા લઈશું હજુ અમારે ઘણું જ કામ કરવાનું છે ભલે પધારો. સજ્જનસિંહ પણ નીડર છે સાચો

ક્ષત્રીય છે તેથી બીલકુલ ડર ન રાખતાં આવેલા મિત્રો ઉપર ભરોસો રાખી બોલ્યો ઠીક, હવે આવતી કાલ આવજો મલીશું તેમ કહી રજા લઈ બન્ને જણ ચાલ્યા અને સીધા જ નગર બહાર આવેલા બગીચામાં આવ્યા. ત્યાં હવા ખાવાનો ડોળ કરી બન્ને જણ ગાંડાની માફક ફરતા હતા તેવામાં બાગ વાળાને જોયો અને શશીકાન્તે વિનયને બાજુ પર જવા સુચવ્યું શશીકાંતે બાગવાળાને કીધું કે ભલા ભાઇ કંઈ જલપાન પાશો બાગવાન બોલ્યો કે હા સાહેબ લાવું છું ? તરત જ જલ લાવી આપ્યું કે તરત જ બાગવાનના હાથમાં એક સોનામહોર આપી. અરે સાહેબ આ તે હોય ? ના ના તું તો અમારો ભાઈ કહેવાય તારે આ ચીજની ઉણપ છે તારૂં આટલા પગારમાં કયાંથી પુરૂં થાય માટે ખુશીથી લે. તરત જ બાગવાન ખુશી થયો અને શશીકાન્તે બાગવાનને હાથમાં લીધો અને બાગવાનને પૂછયુ કે શું આ મહેલમાં કોઈ રહેતુ નથી ? બાગવાન બોલ્યો કે ના, ના સાહેબ કોઈ રહેતું નથી. આજે પણ કરી સાંજરે સાત વાગે મહારાણી સાહેબ કંઈ હવા ખાવા આવવાના છે ત્યાં શશીકાન્ત બોલ્યો કે શું મહેલ જોવાનો અમને લાભ નહિ મલે ? શા માટે નહીં મલે સાહેબ ખુશીથી પધારો.

તરત જ શશીકાન્તને લઈ બાગવાને મહેલ બતાવ્યો. મહેલના તમામ છુપા રસ્તા ભોંયરામાંથી બહાર જવા આવવાના ગુપ્ત માર્ગો દરેક વસ્તુ ઘણી જ ઝીણવટથી જોઈ લક્ષમાં રાખી શશીકાંત પાછો ફર્યો અને બાગવાનના હાથમાં બે સોના મહોરો આપી. બાગવાન ખુશી થયો અને બન્ને મિત્રો ત્યાં પોતાને ઘેર આવ્યા અને સંધ્યાકાળનો સમય થવાથી શશીકાંતે વેશપલટો કર્યો. વિનયકુમારને પણ જોશીનો પાઠ ભજવવાની સુચના આપી શશીકાન્ત પોતે

વેશપલટો કરી બણુ જ હીંમતથી કાળજીપૂર્વક મહેલમાં જવા ઉપડયો. બાગવાને બતાવેલ માર્ગ પ્રમાણે પોતે મહેલમાં કલાક પહેલાં જે જગ્યાએ વાતચીત સંભળાઇ શકે તેથી જુદા જ ભાગમાં શાંતીપૂર્વક જઇ આરામથી બેઠો. વિનયકુમાર પણ બરાબર ટાઇમ થતાં જોશીનો વેશપલટો કરી હાથમાં ટીપણું લઇ તે એજ રસ્તા ઉપર નીકળ્યો. આ પ્રમાણે બન્ને મિત્રોએ પોતાની ગોઠવણ કરી સૌ પોતપોતાના કાર્યમાં મશગુલ બન્યા હતા.

## પ્રકરણ ૧૩ મું

### મહારાણી જીર્ણ મહેલમાં દુષ્ટસિંહની સાથે

મહારાજા શિકારે ગએલા હોવાથી મહારાણી પોતે આજે પોતાને સ્વતંત્ર હતી. પોતે યુવાન તેમજ સૌંદર્યવતી હતી. મહારાજાની ઉંમર વૃદ્ધ હોવાના કારણથી તેને સંતોષ નહોતો તેથી પોતાના મનની અભિલાષાઓ તૃપ્ત નહોતી થતી. તેમજ પોતાને હજુ સુધી કાંઇ પણ સંતાન નહોતું થયું તેથી તે પોતાના મનમાં ઘણો જ સંતાપ કરતી હતી તેથી જ પોતાથી દાસી પ્રેમલત્તાના પ્રયાસથી આજરોજ પોતાને મનગમતાની સાથે મોજ માણવા તલપાપડ બની રહી હતી. પ્રેમલત્તાએ જીર્ણ મહેલમાં તમામ જાતની સગવડ રાખી હતી કોઇ પણ વસ્તુની ખામી રાખી નહોતી.

બરાબર સાંજના સાત વાગતાં જ મહારાણી સુવર્ણલત્તા દાસી પ્રેમલત્તાની સાથે આવી ગઇ કે તરત જ દુષ્ટસિંહ પણ બનીઠણીને ટાઇમસર મહારાણીની સેવામાં હાજર

થવા સારૂ ઘોડા પર સ્વાર થઈ નીકળી બગીચા તરફ આવતો હતો તેજ રસ્તા ઉપર જોશી મહારાજ બેઠા હતા. બરાબર લાગ જોઈ બોલ્યો, ખમ્મા અન્નદાતાર ઘણું જીવો અને જુગ જુગ રાજ્ય ભોગવો, નામદાર આ બ્રાહ્મણના આશીર્વાદ. દુષ્ટસિંહ તો બ્રાહ્મણના આશીર્વાદ સાંભળી તાજુબ બન્યો. અરે મહારાજ આ શું બોલો છો કયાંથી આવો છો, કયા ગામના છો? નામદાર ગરીબનિવાજ સેવક આપના રાજ્યના ગામડામાં રહે છે, અને જ્યોતિષનો ધંધો કરૂં છું. ભુત ભવિષ્ય વર્તમાન ત્રણે હકીકત કહું છું. નામદાર આશા છે કે આપ આ બ્રાહ્મણ પર દયા કરી દક્ષણા આપશો.

ઉભા રહો મહારાજ તમે મારી સાથે સાથે ચાલો જોશીજી મહારાજ પોતાનું ટીપણું સંકેલતા સંકેલતા દુષ્ટસિંહની પાછળ ચાલ્યા. પ્રેમલત્તાએ દુષ્ટસિંહને આવતા જોઈ મહારાણી સાહેબને વધામણી આપી. બા, બા આપના સેવક આવી પહોંચ્યા છે. મહારાણી બોલ્યાં કે શું સાચું કહે છે આવી ગયા? હા હા, બા અધીરા ન થાઓ. જરા જરા આસ્તે કામ લેજો નહિં તો શીકાર છટકી ન જાય. દાસી વ્યંગમાં બોલી કે તે તો ઘણા ઘરના મહેમાન છે. મહારાણીએ પ્રેમલત્તાને દુષ્ટસિંહને અંદર લાવવા માટે કહ્યું. દુષ્ટસિંહ અંદર આવ્યો મહારાણીને નીચા નમી નમસ્કાર કર્યા. કેમ મહારાણી સાહેબ તાબેદારને શા માટે યાદ કર્યો? અરે આવું શું બોલો છો, શું તમને બોલાવવા જેટલો પણ મારો અધિકાર નથી! પેલા જોશી મહારાજ બાર આગળ જ ઉભા રહ્યા હતા. પ્રેમલત્તા બોલી કે કેમ ભાઈ આપ બતરે ઊભા રહ્યા છો? ત્યાં જોશી બોલ્યા કે ના બહેન મને તો રાજા સાહેબ સાથે લાવ્યા છે. તરત જ

દાસીએ દુષ્ટસિંહને સમાચાર આપ્યા કે બહાર કોઈ તમારી પાસે આવવા માટે રજા માગે છે.

દુષ્ટસિંહ બોલ્યો કે હાં હાં, હું તો તેને ભુલી ગયો. જા પ્રેમલત્તા તેને માનપુર્વક અંદર લાવ. મહારાણી બોલ્યા કે કોણ છે? દુષ્ટસિંહ બોલ્યો. તે મહાન જોશી છે અને વિદ્વાન છે. જોશીને લઈ પ્રેમલત્તા અંદર આવી. જોશીએ આશીર્વાદ આપ્યા મહારાણી સાહેબ અને મહારાજા સાહેબ ઘણું જીવો! ત્યાં મહારાણી હસ્યા કે આ બ્રાહ્મણ શું બોલે છે સમજ્યા વગરનો જ બોલે છે.

દુષ્ટસિંહ—મહારાજ તમે મને મહારાજા કહીને કેમ બોલાવ્યો હતો?

જોશી—આપ ભવિષ્યમાં રાજ્યના માલીક બનવાના હોવાથી જ નામદાર બોલ્યો હતો. કારણ કે મારૂં બોલેલું ભવિષ્ય ત્રણ ખંડમાં પણ જુઠુ ન પડે.

દુષ્ટસિંહ—તો કહો હાલમાં હું કોણ છું?

જોશી—(જરા વાર વિચાર કરી) નામદાર મારી ભુલ હોય તો માફ કરજો આપ કોઈ મોટા અધિકારી અને સત્તાધિશ હો તેમ મારા પ્રશ્નમાં આવે છે.

દુષ્ટસિંહ—બરાબર છે મહારાજ તો હવે મહારાણી સાહેબનો હાથ જુવો. મહારાણીએ તરત જ પોતાનો ડાબો હાથ લંબાવ્યો.

જોશી—માફ કરજો વૈભવ ઘણો જ છે પણ મનમાં મુઝવણ ઘણી છે. શાંતી નથી તેમજ સંતાન પણ નથી. એક સાવકો દીકરો હોવો જોઈએ. આપને માટે વધારે તો શું કહું, ભવિષ્યમાં તમે સંપુર્ણ સત્તાધિશ થાઓ એવી આશા લાગે છે. સાવકા દીકરાથી જરા સંભાળીને રહેજો.

મનની આશા જરૂર પુરી થશે પણ હીંમત રાખીને કામ કરશો બાકી તો ભગવાનની મરજી. જોશીએ નીશાસો નાંખ્યો. મહારાણીને જોશી પ્રત્યે વિશ્વાસ ઉત્પન્ન થયો. જોશીને કીધુ કે મારો અને આમનો લેણુદેણુનો સંબંધ કેવો રહેશે?

જોશી—( જરા વિચાર કરીને બોલ્યો ) માફ કરજો આ અધિકારી સાહેબને તેમના પત્ની સાથે મેળ બરાબર નથી, મોટું અંતર હોવું જોઇએ. તેમજ આપનો મંગળ ખરાબ હોવાથી આપના પતિ વૃદ્ધ હોવા જોઇએ. બંનેના હાથ જોતાં લેણદેણ તો ઘણો જ સારી રહેશે.

આ બધી વાતચીત અંદર શશીકાંત સાંભળે છે તરત જ જોશી મહારાજને સારી દક્ષણા આપી મોતીનો હાર આપી વિદાય કર્યો. જોશીના ગયા પછી ( વાંચક તે જોશી કોઇ નહીં પણ આપનો વિનયકુમાર હતો ) દુષ્ટસિંહ બોલ્યો કે બોલો મારા મહારાણી સાહેબ શો હુકમ છે ? મહારાણી બોલ્યાં અમારે અબળાનો શો હુકમ હોય ? અમારી તો વિનંતી હોય અમારે તો તમારા જેવા શુરવીર સરદારોની કૃપા હોય તો અમને આનંદ. આ પ્રમાણે મહારાણી વાત કરતાં કરતાં પોતાની પહેરેલી સાડી ઉંચી નીચી કરતાં જાય, છાતી ઉપરથી સાડી વારે વારે ખસેડે, આંખના ઇશારા કરે હસતાં હસતાં વાતો કરે. વાતો કરતાં કરતાં પાસે પાસે ખસત જાય, તેવી રીતે દુષ્ટસિંહની છેક નજીક જઇ અને નિર્લજ રીતે બોલી, કે કેમ છો મારા હૈયાના હાર ? એમ કહી દુષ્ટસિંહની કોટમાં બાઝી પડી. અને બન્ને પાપીઓ પોતાની પિશાચલીલા ખેલવા તૈયાર થતાંની સાથે બહારની બાજુ કોઇ ગડબડ જણાતાં પ્રેમલત્તા બહાર ઉભી ઉભી તમાસો જોતી હતી. થોડીવારમાં શાંતિ પથરાણી.

દુષ્ટસિંહની સાથે મહારાણીએ વચનની માગણી કરી. દુષ્ટ-સિંહે વચન આપ્યું બંન્ને જણા વચનની સાક્ષીએ બંધાયા.

મહારાણી—સાંભળો આજથી આપ રાજા અને હું રાણી. મહારાજાથી મને બીલકુલ સંતોષ નથી. તેમજ યુવરાજ પ્રત્યે બીલકુલ પ્રેમ નથી માટે કોઈ હીસાબે બંન્ને જણાને યમદવાર મોકલીશ અને આપ રાજા થાવ તે માટે જ મેં આપની મુલાકાતની ઇચ્છા રાખી હતી તે પ્રભુએ મારી ઇચ્છા પાર પાડી. માટે મારી વાતનો તમે શું જવાબ આપો છો મારા પ્રાણેશ !

દુષ્ટસિંહ—મહારાણી આપ જરાપણ ફીકર ન રાખશો તેનો તમામ રસ્તો મેં તૈયાર કર્યો છે અને તેનો અમલ આવતી કાલથી જ થશે.

મહારાણી—શો રસ્તો કર્યો છે મારાથી પણ ગુપ્ત રાખવો છે ?

દુષ્ટસિંહ—અરે એ તમે શું બોલ્યા હવે તો આપના ચરણમાં મારૂં તન મન ધન તમામ અર્પણ જ કર્યું છે સાંભળો.

મેં બહારવટીયાઓની ટોળી પચાસ માણસની ઉભી કરી છે. તે લોકો તોફાન કરી પ્રજામાં અને રાજ્યમાં અશાંતિ ફેલી કરશે તેટલે મહારાજા મને તેને પકડવાનો હુકમ આપશે. પકડવાનો દેખાવ કરી હું આજુબાજુ મજ-બુત તૈયારી કરીશ. મહારાજા ફરીવાર શીકારે જતાં રસ્તામાં બહારવટીયાઓ પકડી લેશે અને તેનો શીરચ્છેદ કરશે તેનો આરોપ યુવરાજ ઉપર મૂકાશે. અને યુવરાજને ફાંસીનો

હુકમ થતાં તેને ફાંસીએ ચઢાવવામાં આવશે. અને વધુ તોફાન થતાં લોકો ડરી જાય તેના માટે સુભદ્રાનું હરણ કરવામાં આવશે તેથી પ્રજામાં અશાંતી જાગશે અને તે વખતે સઘળો આરોપ શશીકાંત ઉપર સુભદ્રાના હરણનો મૂકાશે. તેને જેલ ભેગો કરવામાં આવશે.

અને તમામ પ્રજાજનોને ફરી વિશ્વાસમાં લેવા માટે તમામ સરદારોને બોલાવવામાં આવશે. અને રાજ્યની સત્તા કોને આપવી તે નિશ્ચય માટે પૂછવામાં આવશે ત્યારે તમામ સરદારો મારૂં નામ પોકારશે સમજ્યા આ મારી યોજના નક્કી કરી છે. તેમાં તમારો પુરો સાથ હશે તો કામ ઘણું જ ઝડપથી થશે.

મહારાણી—શાહબાસ બાગ દીલોજાન સરદાર! આપે તો હદ કરી હાસ હવે મને શાંતી થઇ. એ બુઢ્ઢા બબુચકનું તો મને મોં જોવું જ ગમતું નથી. ક્યારે એ ખરડો મરે અને આપણે બન્ને જ આ પ્રેમના હીંડોળે ઝુલીયે.

દુષ્ટસિંહ—તમારી તમામ ભાવના મારા પ્રાણના ભોગે પુરી પાડીશ પણ હવે તમને મારે કહેવાનું કે તમે મહારાજા પ્રત્યે ખુબ પ્રેમભાવ બતાવી તમારા પ્રેમમાં ઉલ્લુ બનાવો અને તમારા હાથનું રમકડું કરો.

યુવરાજ ઉપર પણ માયાળુ સ્વભાવ રાખી તેને તમારા વિશ્વાસમાં લો તેટલે તમારી ઉપર મહારાજાની તેમજ યુવરાજની લાગણી વધશે. તેમ આપણા કામમાં તેમના તરફથી કોઇ રોકાવટ થશે નહીં અને મહારાજા સાહેબને આપણા બન્ને જણ ઉપર સંપૂર્ણ વિશ્વાસ આવશે.

મહારાણી—જેવી આપની આજ્ઞા એ જ પ્રમાણે કરીશ અને મારા સ્ત્રીચરીત્રથી તેમજ મારા સૌંદર્યના

તેજમાં બુઢ્ઢા બાણુયકને તો એવો નચાવીશ કે, મોટો દેવનો દેવ આવે તો પણ કોઇનું સાચું માને જ નહીં. યુવરાજના પ્રત્યે પણ તેમ કરીશ.

ઠીક ત્યારે હવે સેવકને રજા છે ? શું પાછા સેવક બોલ્યા ? ત્યારે શું કહું તમે જ બોલોને ? મહારાણી બોલી કે હું તો આપના ચર્ણોની પુજારણ દાસી અને આપ મારા શીરતાજ. આ પ્રમાણે બન્ને પાપીઓએ પોતાની પાપલીલા શરૂ કરી. બન્ને જગત જાગતું છતાં ઉંઘતું જાણી બન્ને પાપીઓએ પોતાની હવસ ભરેલી ભાવના નિર્લજ રીતે પુરી કરી અને છુટા પડયા.

# પ્રકરણ ૧૪ મું

## પ્રથમ કાવત્રુ સુભદ્રાદેવીનું હરણ

સુભદ્રા પોતાના નિવાસસ્થાનમાં બેઠી છે. તેની સખી માલતી પણ પાસે બેઠી છે બન્ને સખીઓ વાતો કરે છે ત્યાં માલતી બોલી કે બહેન શશીકાંત ઘણા જ સુશીલ અને બહાદુર છે. તેમનું વર્ણન ભલભલા યોગીને પણ શરમાવે તેવું છે.

સુભદ્રાબહેન—તારૂં કહેવું સત્ય છે પણ તે અનુભવમાં અનુભવ્યા વગર કેમ ખબર પડે ? હંમેશાં દરેક વસ્તુ પ્રથમ સારી લાગે પણ વખત આવે ત્યારે જ સારા ખોટાની ખબર પડે.

માલતી—તે બરાબર છે તેમાં તમારૂં કહેવું યથાર્થ છે. પણ માણસની આકૃતી ઉપર જ તેના ગુણ અવગુણનું અવલોકન થયા કરે છે. જેવા શશીકાંત તેવા જ તેમના મીત્ર વિનયકુમાર છે. જાણે બન્ને મીત્રો રામ લક્ષ્મણના અવતાર ન હોય !

આ પ્રમાણે વાતો કરતા હતા તેવામાં એક ભેદી માણસ સોમદત્ત શેઠના મુકામ પર આવ્યો અને પુછ્યું કે સુભદ્રા બહેન ઘરમાં છે ? ત્યારે બહાર બેઠેલા માણસે કીધું કે હા છે. ત્યારે બનાવટી માણસ બોલ્યો કે તેમને સમાચાર આપો કે આપને કોઇ ભાઇ મળવા માગે છે તરત જ માણસ સુભદ્રાને પુછી આવ્યો અને આવેલા માણસને સુભદ્રાની પાસે લઈ ગયો.

સુભદ્રા—કેમ ભાઇ કોનું કામ છે !

ભેદીમાણસ—આપનું જ કામ છે આપને એક કાગળ આપવાનો છે.

સુભદ્રા—કોનો કાગળ છે લાવો.

આવનાર માણસે તરત જ કાગળ આપ્યો. (આ કાગળ બનાવટી હતો) સુભદ્રાએ કાગળ લીધો અને પુછ્યું કે કાગળ કોણે આપ્યો છે ?

શશીકાંત ભાઇએ આપ્યો છે. તરત જ કાગળ સુભદ્રાએ વાંચવા માંડયો.

દેવી સુભદ્રા,

આવનાર માણસની સાથે તરત જ નગર બહાર આવેલા બગીચામાં મળવા માટે આવી જશો મારે ખાસ કામ હોવાથી બોલાવ્યાં છે. ખાસ જરૂરનું કામ છે માટે પિતાશ્રીની આજ્ઞા લઈને આવશો એજ વધુ રૂબરૂ.

લી. આપનો શશી.

કાગળ વાંચી વીચારમાં પડી. શા માટે શશીકાંત બોલાવતા હશે, જરૂર મારૂં કામ હશે તેથી જ બોલાવી હશે. માટે મારે પિતાશ્રીની આજ્ઞા લઈને તરત જ મળવા જઇ આવવું બેન માલતી હું પિતાશ્રી પાસે જઇને આવું છું. તરત જ પિતાશ્રી પાસે ગઇ, ચીઠ્ઠી વંચાવી, તરત જ સોમદત્તે

હા પાડી જા આપણી ગાડી લઈને જઈ આવ, શશીકાન્ત ઘણો જ ડાહ્યો છોકરો છે ખાસ કામ સિવાય બોલાવે નહીં.

તરત જ સુભદ્રા આવી માણસને ગાડી જોડવાનો હુકમ આપ્યો. માલતીને સુભદ્રાએ કીધું કે બ્હેન તું બેસજે હું શશીકાંતને ભેગી થઈને આવું છું. ત્યારે માલતી બોલી કે બ્હેન હું સાથે આવું? ના ના ગાડી તેમાં વળી સાથે આવવાનું શું કામ છે? તું બેસ હું હાલને હાલ આવું છું. માલતી બોલી કે બહેન આવેલો માણસ મને અપરિચિત લાગે છે. કે શું ગોટાળો હોય. જા જા તું તો સદાની ડરપોક ને બીકણ રહી. શું મને કોઈ ઉપાડી જશે? ના ના બહેન હું તો સ્વભાવીક કહું છું, પણ બહેન સુભદ્રા તારી બહેનપણીને સાથે લઈ જવા ચૂકીશ નહીં. વળી તારા સિવાય મારી બહેનપણી બીજી કઈ છે? મારા કરતાં વધે તેવી છે બોલને કોણ છે તારી નાની કટારી? હા હા બરાબર. તરત જ સાડલાની સોડમાં કટારી છુપાવી ગાડીમાં બેસી આવેલા માણસને પણ સાથે લઈને ચાલી. ગાડી બરાબર નગર બહાર આવી અને બગીચા નજીક જ્યાં ગાડી આવી કે તરત જ દસ પંદર માણસોનું ટોળું ગાડી ઉપર ધસી આવ્યું અને સુભદ્રાની ઉપર ચાદર નાંખી દીધી અને તરત જ ત્રણ ચાર માણસો તેને ઉપાડી લઈ ઘોડા ઉપર નાંખી તે ચાલી ગયા. ગાડીવાન પણ બેભાન થઈને જમીન ઉપર પડયો હતો ગાડી પણ ભાગી ગઈ હતી. ઘોડો પણ છુટી ગયો હતો. બનાવટી માણસ ઢોંગ કરીને પડી રહ્યો હતો. સુભદ્રાએ બચાવો બચાવોની ઘણી જ બુમો પાડી પણ કોઈના કાન પર અવાજ ન આવ્યો. તે વખતે એક ઘોડેસ્વાર દોડતો દોડતો તે જગ્યાએ આવ્યો અને બેભાન થએલા

ગાડીવાનને શુદ્ધિમાં લાવી અને પુછ્યું કે શું હકીકત હતી? ગાડીવાને કહ્યું કે શશીકાન્તની ચીઠ્ઠી આવવાથી સુભદ્રાબેન તેમને મળવા આવતા હતા અને રસ્તામાં પાપાઓ બહેનને ઉપાડી ગયા. કઈ બાજુ ગયા ? ગાડીવાને ઇશારાથી બતાવ્યું કે ઉગમણી દીશા તરફ ગયા છે તરત જ ઘોડેસ્વારે તે બાજુ પોતાનો ઘોડો દોડાવ્યો.

ગાડીનો ઘોડો જે છુટી ગયો હતો તે ઘોડો દોડતો દોડતો પોતાના માલીકને ત્યાં પાછો આવ્યો. ઘોડાને એકલો આવેલો જોવાથી સોમદત્ત શેઠને ફાળ પડી અને તરત જ પોતાના મુનીમ સાગરચંદને બોલાવ્યો અને ઘરના તમામ માણસો ભેગા થઇ ગયા. જે જગ્યાએ ગાડી પડી હતી ત્યાં આવ્યા અને જોયું તો ગાડીવાન બેભાન દશામાં પડયો હતો. ગાડીવાનને ઉપાડી શેઠ ઘેર લાવ્યા તેવામાં માલતી પણ આવી તે વખતે શશીકાંત શેઠને મળવા આવ્યો હતો ત્યાં સોમદત્ત બોલ્યો કે શશીકાન્ત તમે સુભદ્રાને બોલાવી હતી? શશીકાન્ત બોલ્યો મેં તો કંઈ બોલાવી નથી. ત્યારે કાગળ તમે નહોતો લખ્યો? ના ના તેમાનું કશું જાણતો નથી.

પેલા સરદારની કહેલી વાત સાચી. મારી સુભદ્રા આફતમાં આવી પડી. ત્યાં શશીકાંત બોલ્યો આપ ચીંતા ના કરશો હું મારા પ્રાણના ભોગે શોધી લાવીશ. માલતીને શશીકાંતે કીધું કે વિનયકુમારને સમાચાર આપજે અને કહેજે કે વીરસેનને સમાચાર આપજે તેમ કહી શશીકાન્ત જાય છે.

## પ્રકરણ ૧૫

### સુભદ્રા ચામુંડાની ગુફામાં

સુભદ્રાને પકડી પાપીઓ તેને ચામુંડાની ગુફામાં લઇ આવ્યા. પાછળ પડેલા ઘોડેસ્વારે તેને લઈ જતાં જોઇ હતી પણ તે લોકો ઘણે જ દુર હતા તેથી તે લાચાર થયા હતા અને વિચારમાં ઉભા રહ્યા કેવી રીતે સુભદ્રાને બચાવવી. દુષ્ટસિંહની સુચના મુજબ દુર્મનસિંહે સુભદ્રાનું હરણ કરવાનું કામ બરાબર બજાવી તેને ગુફામાં લાવી મુકી તમામ માણસોએ પોતાના મોઢા ઉપર બુરખા નાખેલા હતા તેથી કોઈનો ચહેરો ઓળખાતો નહોતો. સુભદ્રા જ્યારે શુદ્ધિમાં આવી ત્યારે બોલી કે, બહાદૂર નામર્દ પાપીઓ મને લાવવાનું શું કારણ છે? શા માટે મારા જેવી અબળાને પકડવા માટે આટલા બધા બહાદુરોને આવવું પડયું તે તો કહો? તેમાંથી એક જણ બોલ્યો કે તેનો જવાબ તને અમારા સરદાર આપશે. તેજ વખતે દુષ્ટસિંહ પણ મોંઢા ઉપર બુરખો નાખી આવી પહોંચ્યો. તમામ બહાદુરો ચાલ્યા જાય છે બધા પાપીઓ ચાલ્યા ગયા.

સરદાર—કેમ છોકરી તારે જો છુટવું હોય તો તારા પિતા પાસે લાખ રૂપીયા મંગાવી આપ અને જો નહીં મંગાવે તો તારા પ્રાણ લેવામાં આવશે સમજી ?

સુભદ્રા—આ પ્રમાણે એક અબળા ઉપર જુલમ કરી રૂપીયા માગતા શરમ આવતી નથી ? તારી તાકાત નથી કે તું મારા માથાનો વાળ પણ વાંકો કરી શકે. મને મારા પ્રભુ ઉપર ભરોસો છે તે જરૂર મને સહાય કરશે અને તારા પાપોના બંધનમાંથી મને મુક્ત કરશે.

સરદાર—અરે નાદાન તું તારા સુખનો પણ વિચાર કરતી નથી ? તું તારી મદમાતી જુવાનીનો ખ્યાલ કરતી નથી ? મને તારા ઉપર દયા આવે છે માટે મારૂં કહ્યું માન અને તારા બાપ ઉપર લાખ રૂપીયોની ચીઠ્ઠી લખ અને તું મુક્ત થા

સુભદ્રા—તારા જેવા નરપિશાચ હીચકારાની ધમકીથી આ સુભદ્રા ડરે તેવી નથી. પ્રભુની મરજી સિવાય તારી તે શું તાકાત છે કે મારા શરીરને પણ સ્પર્શ કરી શકે ! નાદાન જરા તો પ્રભુનો ડર રાખ.

સરદાર—હવે જોયો તારો પ્રભુ તારા પ્રભુમાં શક્તિ હોત તો તને બચાવશે અત્યારે તો તારો પ્રભુ હું છું હું ધારૂં તો તને પગારમાં જમીન દોસ્ત કરી શકું તેમ છું માટે હજુ તને કહું છું કે તું માની જા નહિ તો મારે નીરૂપાયે તારા ઉપર કઠોર બનવું પડશે માટે મારૂં કહ્યું માનીજા.

સુભદ્રા—શું મોટો જાણે દેવનો દિકરો ! મારો પ્રભુ તું છે ? તારામાંને કુતરામાં શુ ફેર છે તારા જેવા તો કંઈક ગયા અને જશે પણ સાચને આંચ નહિ આવે સમજ્યો ? કયાં તું કાગડો અને કયાં હંસ ! તેં તો તારી જનેતાની કુખ લજાવી છે. તેના કરતાં તો પત્થર પાકયો હોત તો ધોબીને ધોવા પણ કામ આવત નર પિશાચ !

અરે કોણ છે હાજર? ત્યાં તો દસ માણસો આવી હાજર થયા. જાઓ સામેના ખુણામાં તેના હાથ પગ બાંધી નાખી પુરો અને બે માણસો તેની પર ચોકી રાખો જ્યાં સુધી તે પોતાનું અભિમાન ન મુકે ત્યાં સુધી તેને ખાવા પીવા કશું પણ આપશો નહિ. જેવો સરદારનો હુકમ. સુભદ્રાને સરદારના ફરમાન મુજબ હાથપગ મજબુત બાંધી ગુફાની બાજુના ખુણામાં બંદીવાન બનાવી રાખી મુકી. સુભદ્રા અત્યારે ભયંકર આફતમાં હોવા છતાં તેના મોં પર જરાપણ ગ્લાની કે ઉદાસી હતી નહીં. પોતે પોતાના આત્મબળના વિશ્વાસ ઉપર નિર્ભય હતી. પોતાના શીલ ઉપર અને ગુરૂભક્તિ અને પ્રભુ ભકિત પર સંપુર્ણ શ્રદ્ધા હતી તેટલે શાંત ચીતે મુંગી મુંગી બેસો રહી હતી અને પોતાના મનથી શુદ્ધ દીલથી મન વચનં અને કાયાથી અરહિંત ભગવાનનો જાપ જપવા માંડી. અને મનમાં બોલી કે હે પ્રભુ ! આ દાવાનળ દુઃખમાંથી મને નિર્દોષને મુક્ત કરો અને મારૂં શીયળ સાચવો. હે કૃપાનિધાન મારે તારો આશરો છે, હે કૃપાનિધાન મને તારો આધાર છે, દુખીનો બેલી છે, હે તરણ તારણા દેવ આ રંક દીકરીને સહાય કરજે અને પાપીઓનો પરાજય કરી મારા શીલનું રક્ષણ કરજે.

આ વખતે દુષ્ટસિંહે સુભદ્રાને ચોવીસ કલાકનો સમય આપ્યો. જો આટલા સમયમાં તું તારો નિશ્ચય બરાબર મારી મરજી પ્રમાણે નહિ કરે તો તને ભયંકર કષ્ટ આપોશ. આટલું બોલી તે પોતાના કામે ચાલ્યો ગયો.

શશીકાંતે પણ સુભદ્રાની શોધ માટે જે દીશાએ સુભદ્રાને ઉપાડી ગયા હતા તે જ દીશા તરફ પ્રભુ ભરોસાએ ચાલવા માંડયુ પણ કોઈપણ જાતના સુભદ્રાના સમાચાર મળ્યા નહિ

તો પણ નીરાશા ન રાખતાં હૃદયમાં આશા રાખી આગળ પોતાના નિશ્ચયમાં પોતે ઘણો જ મજબુત હતો. તે જ વખતે જે સરદારને સોમદત્ શેઠના મકાનપર જોયો હતો તે જ સરદાર તેના જોવામાં આવ્યો. તેવા જ શશીકાંતે દોડતા જઈને સુભદ્રાના હરણ થયાના સમાચાર આપ્યા. સરદારે કીધું કે મને ખબર છે. ત્યારે શશીકાંત અને સરદાર વિચારમાં પડયા કે હવે શું કરવું. આખરે પ્રભુ પ્રેરણાથી વિચાર આવ્યો કે ચામુંડાદેવીની ગુફા તરફ જવું વખતે ત્યાં પણ હોય. તે વખતે સરદાર બોલ્યો, ભાઈ શશીકાંત ચામુંડાની ગુફાનો રસ્તો ઘણો જ ભયંકર અને વિકટ છે ત્યાં તમારા જેવા એકલા માણસનું કામ નથી માટે મારી સલાહ યોગ્ય લાગે તો હાલ તો મારી સાથે પાછા ફરો. તે વખતેશશીકાંતે જણાવ્યું કે ગમેતેવો વિકટ રસ્તો હશે તો પણ હું ત્યાં પ્રાણના ભોગે પણ જઈશ અને સુભદ્રા જો તે જ ગુફામાં હશે એવુ જણાશે તો જરૂર ગમેતેવું જોખમ ખેડીશ અને સુભદ્રાને છોડાવીશ અને તેના માતા પિતાને સોંપીશ. માટે સરદાર સાહેબ હવે આપ પધારો હું તો મારા ભગવાનના ભરોસે જઈશ ત્યારે સરદારે કીધું કે ભલે તમે જાઓ હું આ કટારી આપું તે સાથે રાખો વખતે ઉપયોગમાં આવશે માફ કરજો સરદાર સાહેબ હું તો સાચો અહિંસાવાદી છું મારા બચાવ માટે પણ મારે હથીયારનો ઉપયોગ કરવો તે મને વ્યાજબી લાગતું નથી હું તો મારા આત્માના વિશ્વાસ ઉપર જઈશ અને સુભદ્રાને છોડાવી લાવીશ શશીકાંતે જણાવ્યું.

સરદાર પણ શશીકાંતનો નિશ્ચય અને દઢતા જોઈ ખુશી થયો અને મનમાં બોલ્યો કે શાબ્બાશ છે વીરનર તારી વીરતાને અને નીડરતાને પ્રભુ જરૂર તારા નેક કામમાં યશ આપશે.

શશીકાંત સુભદ્રાની શોધ માટે મસ્તપણે ચાલવા માંડયો તે જ વખતે ગુરૂદેવ માનસૂરીને રસ્તામાં જોવામાં. આવ્યા ગુરૂ-

દેવ આપ ક્યાંથી ? ત્યાં તો ગુરૂદેવ બોલ્યા કે શશીકાંત તું ગભરાયેલો કેમ જણાય છે ? ગુરૂદેવ જુલ્મ થઇ ગયો છે સુભદ્રાદેવીને લુટારાઓ ઉપાડી ગયા છે તેની શોધમાં જઉછું ગુરૂદેવને સુભદ્રાના હરણ થયાની ખબર નહોતી તેથી ગુરૂદેવ અચંબો પામ્યા. શું તું સત્ય કહે છે ? હા ગુરૂદેવ હું સત્ય જ કહું છું શશી એ ખુલાશો કર્યો. તરત જ ગુરૂદેવે આશીર્વાદ આપ્યો જરૂર દેવી સુભદ્રાનો છુટકારો નિર્ભયપણે તારા જ હાથે જલ્દી થશે. તરત જ ગુરૂદેવના વચન પર શ્રદ્ધા રાખી શશીકાંત સુભદ્રાની તપાસ માટે નીડરપણે આગળ ચાલ્યો શશીકાંતની સુચના મુજબ માલતીએ વિનયકુમારને સમાચાર આપ્યા વિનયકુમાર પણ વિરસેનને મળ્યો અને બન્ને બીરાદરો પોતાને વેશ પલટો કરી તે પણ ચામુંડાની ગુફાના રસ્તે જવા સારૂ નીકળ્યા.

શશીકાંત ચાલતાં ચાલતાં ગુફાની નજીક આવ્યો અને ગુફાની નજીક ગીચ ઝાડીમાં સંતાઈ ગયો, અને ગુફાની બાજુબાજુ થતી હીલચાલ ઉપર નજર નાખતો હતો તે વખતે બે લૂટારા ગુફાની બહાર આવતા જોયા, તે બન્ને લુટારાઓ ઝાડી અને જંગલની સુંદર હવા લેતાં તે જગાએ વિસામો લેવા બેઠા અને વાતો કરવા લાગ્યા. કેમ દોસ્ત ! શશીકાંતના નામથી ચીઠી લખી સુભદ્રાદેવીને કેવી રીતે સપડાવી છે સરદાર દુષ્ટસિંહ સાહેબ પણ આપણી બહાદુરી જોઈ ખુશ ખુશ થઇ ગયા છે. પણ યાર તે તો બધી વાત સાચી પણ સુભદ્રા જેવી તેવી નથી જાણે સિંહણ જેવી વિકાળ અને ભયંકર સ્ત્રી લાગે છે. પણ દોસ્ત આપણો સરદાર પણ ક્યાં ઓછો છે ? તે તો હવે થોડા જ વખતમાં નગરનો રાજા થવાનો અને આપણા કામના માટે લાખો રૂપીયા બક્ષીસ આપવાનો છે સમજ્યા ?

સરદાર સાહેબ તો અત્યારે પોતાના નિવાસસ્થાને ગયા છે

અને સુભદ્રા હાલમાં આપણા પહેરા નીચે છે. ખુદ ભગવાન આવે તો પણ સુભદ્રાને કોઇ છોડાવી શકે તેમ નથી માટે દોસ્ત આ સુંદર ખુશનુમા હવામાં જરા આરામ કરીએ કુદરતે પણ તેમના આરામના કાર્યમા સુંદર સહકાર આપ્યો અને બંને નરપીશાચો નીંદ્રાધીન થઇ ગયા. આ તકનો લાભ લઇ શશીકાંત પણ પ્રભુના ભરોસા ઉપર જીવનને હોડમાં મૂકીધીમે પગલે આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં કંઇક અવાજ આવ્યો. જે બાજુથી અવાજ આવતો સાંભળ્યો તે તરફ ગયો અને તે જગાએ જુએ છે તો સુભદ્રા બેભાન સ્થિતિમાં પડી હતી.

તરત જ શશીકાંત બોલ્યો કે સુભદ્રા સાવધ થા ! સુભદ્રાને કાને પરિચીત અવાજ આવવાથી સાવધ થઇ અને સુભદ્રા ચમકી કે કોણ ? તે તો હું શશીકાંત ! તમે આ મોતની ખીણમાં ? સુભદ્રા બોલી. ત્યાં શશી બોલ્યો કે હાલમાં વધારે વખત ગુમાવવો તે જોખમ છે. ત્યાં સુભદ્રા બોલી કે હું શી રીતે ઉઠી શકું મને તો મજબૂત બંધને બાંધી છે. તરત જ શશીકાંતે કટાર વતી તેના બંધન છોડયા અને તરત જ ઝપાટાબંધ બંને જણા ગુફાની બહાર આવ્યા. અને ગુફાના પાછલા રસ્તે થઇ ચાલી નીકળ્યા અને પાપીઓ હાથ ઘસતા રહ્યા. સુભદ્રા અને શશીકાંત ઘણી જ ઝડપથી ચાલે છે તેવામાં સરદાર જાણે તેમની રાહ જોઇને ઉભો રહ્યો ન હોય તેમ તેઓના જોવામાં આવ્યો. તરત જ શશીકાંતે કીધું કે આપ હવે આ સરદાર સાથે આપના ઘેર સોધાવો અને હું વિનય-કુમારને મળીને આવું છું. સુભદ્રાએ ઉપકાર માન્યો અને બોલી કે આજે આપે મને જે જીવતદાન આપ્યું છે તેનો બદલો ક્યારે વાળીશ ? સાચો મનુષ્ય તો કર્તવ્યની આશા રાખે છે બદલો તો પ્રભુની પ્રેરણા સિવાય કોઇ વાળી શકતું

નથી. મેં મારી ફરજ બજાવી છે. પણ આજની વાત તદ્દન ગુપ્ત રાખશો. શશીકાંતે કીધું. સુભદ્રા કહે જેવી આજ્ઞા.

સરદારના ઘોડા પર સુભદ્રાને વિદાય કરી શશીકાંત હવે નિર્ભયપણે વિનયકુમારને મળવા ગયો તે બંને જણા રસ્તામાંજ મળ્યા.

સુભદ્રા અને શશીકાંતના ગયા પછી થોડી જ વારમાં પાપીઓ જાગ્યા અને ગુફામાં ગયા અને ત્યાં સુભદ્રાને નહિ જોતાં બંને જણા ચમક્યા અને વિચારવા લાગ્યા કે સુભદ્રાને કોણ છોડાવી ગયું? હવે સરદારને શો જવાબ આપીશું.—?

## પ્રકરણ ૧૬ મું

### સુભદ્રા પિતાગૃહે

સોમદત્તશેઠ અને સદ્‌ગુણા તથા તેનો મુનીમ સાગરચંદ્ર તથા તમામ નોકર વિગેરે સુભદ્રાના થએલા હરણથી અહુજ ગમગીન દશામાં આવી પડયા હતા, દિવસ એક વરસ જેવડો ભાસવા લાગ્યો, ચિંતાતુર રીતે એક આરામ ખુરસીમાં બેઠેલા હતા, જાણે કોઈ ભયંકર ઉંડા વિચારમાં ન હોય તેમ ભાસતાં હતાં.

સુભદ્રાનો બચાવ કેવી રીતે કરવો તેના વિચારમાં ગરકાવ થઈ ગયા હતા. કોઈ પણ જાતનો રસ્તો સુઝતો ન હતો. તેવામાં સોમદત્ત શેઠના કાન સરવા બન્યા અને કોઈના પગરવનો ધ્વની કાને અથડાયો. તે સચેત થયા અને સામે નજર કરી તો દૂરથી કોઈ ઘોડેસ્વાર આવતો જણાયો. તેની બાજુમાં પોતાની દિકરી સુભદ્રા દેખાઇ તે આનંદના આવેશમાં આવી જઈ બહાર આવી ઉભો.

જેવો ઘોડેસ્વાર ઘરના આંગણે આવી ઉભો રહ્યો તેવોજ સોમદત્ત દોડયો. સુભદ્રા તું કયાં ગઇ હતી તને કોણે બચાવી ? આનંદમાં ને આનંદમાં તે બોલી ઊઠયો.

પિતાશ્રી ! જરા શાંત થાવ મને આ સરદારે બચાવી છે અને તેઓ મને અહીં મુકવા માટે પણ આવ્યા છે. તેમનો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

શેઠ !બચાવનાર હજાર હાથવાળો ભગવાન છે.અને ગરીબ વીરનર શશીકાંત છે. લ્યો, શેઠ ! હવે, હું જઇશ. મને રજા આપો !

સરદાર ! આજનો એક દિવસ રોકાઇને જાઓને ! ના, મારે ખાસ કામ છે. એટલે હું રોકાઇ શકું તેમ નથી, ફરીવાર વળી મળીશું. સરદાર ઘોડા ઉપર સ્વાર થઇ ચાલી નીકળ્યો.

વાંચકગણ ! આ સરદાર કોણ હતો તે તમો સમજી શકયા હશો. તે કોઇ નહીં પણ દયાવતિ પોતે જ હતી.

સુભદ્રાના આવ્યાના સમાચાર વાયુવેગે આખા શહેરમાં પ્રસર્યાં. હજારો માનવીઓ તેની મુલાકાતે આવવા લાગ્યા. સુભદ્રાએ પોતાના માતા-પિતાની હાજરીમાં સર્વ હકીકત રજુ કરી. અને ખાનગી એ સુચના આપી કે શશીકાન્તનું નામ જરાપણ બહાર આવવું જોઇએ નહિં. કારણકે જો તેનું નામ જાહેર થશે તો પાપીઓ તેનો નાશ કરશે. ભવિષ્યમાં નામ જાહેર કરવાનું બાકી રાખશો.

પોતાની દિકરી ઉપર, વિતેલી વાત સાંભળી બધા ઉદાસીન થએલ પરંતુ તેનો બચાવ થવાથી પ્રભુનો ઉપકાર માન્યો.

કેમ ? બ્હેન સુભદ્રા ! આ બ્હેનનું કહેવું તમને સાચું લાગ્યું કે નહિં ? માલતીએ ઘરમાં પ્રવેશતાં જ પુછ્યું.

હા બ્હેન! બરાબર, સાચું જ છે. અક્ષરશઃ સત્ય છે. પરંતુ ભાવીમાં જીવનની કસોટી થવાનું નીર્માયું હોય તે કોણ મિથ્યા કરી શકે તેમ છે? સુભદ્રાએ જવાબ આપ્યો.

બ્હેન! સાચું બોલ, તું કેવી રીતે મુક્ત થઇ?

બ્હેન! અત્યારે તે વાત કરવાનો અવસર નથી. અવસર આવે તને બધું જણાવીશ.

આમ બેઉ બેનપણીઓની વાતો ચાલી રહી છે તેવામાં અજાણ્યા પુરૂષો લાગતી બે વ્યક્તિઓ સુભદ્રાદેવીને મળવા આવ્યા. સુભદ્રાદેવીએ તે બંનેને સારી રીતે ઓળખી લીધા.

પધારો! પધારો! પ્રાણદાતા! સુભદ્રાએ હૃદયના પ્રેમથી આવકાર આપ્યો.

નાક ઉપર આંગળી મુકી ચુપકીદી જાળવવા સામી વ્યક્તિ ઊભી રહી.

બન્ધુ! તે બીજું કોઇ નહિં પણ શશીકાન્ત અને વિનય-કુમાર બેઉ જણા અજાણ્યા થઇને આવ્યા હતા.

શશીકાન્તના આવ્યાના સમાચાર સાંભળી તમામ ઘરના માણસો આવી પહોંચ્યા, અને ઘણા પ્રેમથી ઉમળકાભેર શેઠ સોમદત્તે તો શશીકાન્તને પોતાના બાહુપાસમાં જકડી લીધો.

ભાઇ! તમે તો મારી ઇજ્જત અને મારૂં સર્વસ્વ બચાવી મારા ઉપર મહાન ઉપકાર કર્યો છે.

શેઠ સાહેબ! સૌ કોઇ પોતપોતાની ફરજ બજાવે છે. તેમાં કંઇ વધારે કરતાં નથી. શશીકાન્તે નમ્રતાથી જવાબ આપ્યો.

બીજા શા સમાચાર લાવ્યા છો?

વિનયકુમાર વચ્ચે જ બોલી ઊઠયો. શેઠ, સાહેબ! બેન સુભદ્રાના અપહરણના સમાચાર સાંભળી સમગ્ર પ્રજા ઉશ્કેરાઈ ગઈ છે. અને ઘણું કરીને આજે જ સાંજે ચાર વાગે મહાજન ભેગું થવાનું છે. અને તેઓ ભેગા થઈ મહારાજા પાસે ન્યાય માગવા શું વિચાર કરવો તેનો નિર્ણય કરવાના છે. કદાચ તેમાં આપને પણ આમંત્રણ મળે તો ના નહિં. તે વખતે તમે ત્યાં હાજર રહેશો. અમો પણ તમોને મળીશું.

સમય જોઈ શશીકાન્ત મહાજનને કંઈક બે શબ્દો કહેશે. તો આપ જરા પણ ગાફેલ ન રહેશો. આવતી આફત સામે ઝઝુમવા તૈયાર રહેશો. આ વાત મહારાજા તથા બુદ્ધિનીધાન પ્રધાનના કાન સુધી પહોંચી ગઈ છે. આ વાત સાંભળી તેઓ પણ ઘણા ગુસ્સે થયા છે.

દરેકને પાપી દુષ્ટસિંહ ઉપર વહેમ જાય છે. હવે જે થાય તે જોયા કરશો. હવે ભવિષ્યમાં શું રસ્તો લેવો તેનો વિચાર કરવો જોઈએ.

દુધના બે કટોરા લઈ માણસ આવ્યો અને શશીકાન્ત તથા વિનયકુમાર આગળ મુકી ઊભો રહ્યો.

એવામાં અચાનક માનસૂરિઆચાર્ય આવ્યાના સમાચાર મળ્યા. તેથી બધાએ ગુરૂદેવના ચર્ણોમાં પ્રણામ કર્યાં.

ગુરૂદેવે પોતાનું આસન લીધું. વત્સો! હું તો બેન સુભદ્રાની ખબર પુછવા જ આવ્યો હતો. અને તેના છુટકારાના સમાચાર જાણી મને ગુરૂ તરીકે ઘણો જ આનંદ થયો છે. પ્રભુ તેની રક્ષા કરો. વત્સો! હજુ તમારા ઉપર આફતો ઘણી જ આવશે. તેમાં ઉતાવળ કરવાથી આરંભેલું કામ કદાચ બગડી જશે. માટે જે જે કામ કરો તે ઘણી

જ સાવચેતીથી કરતા રહેશો. પરમાત્મા તમને જરૂર સહાય કરશે. અને આખા દેશમાં તમને યશકિર્તી મળશે. બેટા સુભદ્રા તને અભ્યાસ શીખવવાની મારી મહેનત આજે સફળ થઇ. વિદ્યાપીઠમાં અભ્યાસ કરી તેં તારૂં સ્વમાન સાચવી આવેલી આફતમાં તેં જે બહાદુરી બતાવી, તેના માટે મારા તને અંતઃકરણથી અભિનંદન છે. વત્સે ! ગુરૂ તરીકેના મારા પવિત્ર આદર્શની ભાવનાના લીધે મારી તમોને આજ્ઞા છે કે આ આદર્શ અને પવિત્ર કુટુંબને હર-હમેશાં દુઃખમાં તન મન ધનથી સાચા હૃદયથી હમેશાં મદદ કરશો. શશી અને વિનયે કીધું કે જેવી ગુરૂદેવની આજ્ઞા. તે વખતે માલતી બહારથી સમાચાર લઇ કહેવા આવી કે આવતી કાલે સાંજરે ચાર વાગે સમગ્ર મહાજન ભેગુ થવા માટે બ્રાહ્મણે ટેલ મારી છે. અને સમગ્ર પ્રજા-જનોને આવવા માટે આગ્રહ ભરી વિનંતી કરી છે. ઠીક શેઠ સાહેબ હું અને વિનયકુમાર હવે જવાની રજા લઈએ છીએ. કારણ કે મારી માતુશ્રી રાહ જોતાં હશે શશીકાન્તે કીધું.

શેઠે જવાની રજા આપી. ભલે ખુશીથી પધારો. સમય મળે તો પાછા આવશો. જેવી આજ્ઞા શશી અને વિનયકુમાર બન્ને યુવાન ગુરૂદેવને પગે લાગી પોતાના ઘેર ગયા. ગુરૂદેવ પણ બધાને આશીર્વાદ આપી પોતાની વિદ્યાપીઠમાં ગયા. સૌ પોતપોતાના કાર્યમાં પ્રવર્ત થયા. માલતી અને સુભદ્રા વિનયકુમાર અને શશીકાન્તની પ્રશંસાની વાતો કરવામાં મશગુલ બની.

# પ્રકરણ ૧૭ મું

## દુષ્ટસિંહનું નિવાસસ્થાન અને દુર્મદસિંહનું આગમન

દુષ્ટસિંહના હાથમાં મહારાણી રમકડાની માફક આવી ગઈ. અને સુભદ્રા પોતાના પંજામાં આબાદ સપડાઈ ગઈ. તે કારણથી પોતે આજે ઘણો જ ખુશી થતો થતો પોતાના નિવાસસ્થાનમાં હવાઈ કિલ્લા બાંધતો હતો. બસ હવે હું રાજા થઈશ અને મહારાણી હંમેશના માટે મારી ગુલામડી બનશે. તેવામાં દયાવતિ આવી. પ્રાણેશ! આજે આપ બહુ જ આનંદમાં દેખાઓ છો? હા દેવી, જ્યારે માણસ પોતાના કાર્યમાં સફળતા મેળવે ત્યારે તેને આનંદ જ હોય ને, દેવી તમને આજે આનંદમાં જોઇ મારા મનને હું ભાગ્યશાળી બન્યો છું. શા માટે આપ ભાગ્યશાળી ન બનો આપના આનંદમાં મારો આનંદ હોય. અને દુઃખ પણ હોય દયાવતિ બોલી, ત્યાં દુષ્ટસિંહ બોલ્યો કે દુઃખ શાનું હોય? તમારા માટે વૈભવ વાડી નોકરચાકર દાસ દાસીઓ સેંકડો માણસો તમારી તહેનાતમાં હોય છતાં તમે શા માટે દુખ કહો છો?

દયાવતિ—નાથ સ્ત્રીઓનું સુખ પતિના સાચા પ્રેમમાં હોય છે. તેના ચર્ણોની સેવામાં જ તેનો મહિમા હોય છે. બાકી વૈભવવાડી ગમે તેટલા હોય તો પણ હૃદયનું સુખ ન હોય તો બધા વૈભવો નકામા કહેવાય છે.

દુષ્ટસિંહ—એવું તે મારા તરફથી તમને કયું દુખ થયું છે કે આજે તમે વ્યંગ ભાષામાં બોલો છો?

દયાવતિ—તે તો મનુષ્ય સ્વભાવની રીત છે. પોતાની ભુલ પોતાને સમજાતી નથી નાથ. આજે સુભદ્રાનું હરણ ગમે તે પાપીઓએ કર્યું હશે લોકવાયકા તમારા ઉપર વહેમ લાવે છે. આજે તમારા માટે પ્રજામાં અણગમો પેદા થયો છે. માટે નાથ હજુ પણ આ દાસીનું કહેવું માનો તો કર જોડીને વિનંતી કરૂં છું કે પાપના રસ્તા ઉપરથી આઘા ખસી નીતી અને નીમકહલાલી કરતાં શીખો. નાથ ઉજળું એટલું દુધ હોય પણ આખરે તે છાસ તે છાસ. માટે આ આપના આશ્રરે જીવનારી કીંકરીનું એક વચન તો માન્ય કરો. નહિં તો ઘણો જ પસ્તાવો થશે. પછી તો આપની મરજી.

દયાવતીની દર્દભરી વાણી સાંભળી પણ પાપીના હૃદયના ઉપર સારી અસર થવાના બદલે માઠી અસર થઈ, અને બોલ્યો કે શું તું મને એવો નીચ અધમ જાણે છે? શું તને તારા પતિના અવગુણ જોવા શોભે છે? શું તું તારો આ સાધ્વી પણાનો વિચાર નહીં જ છોડે? શું તું મારી સાથે મારા કામમાં સહકાર નહીં આપે? બોલ તું શું મારાં કામમાં શીખામણ આપવાના બદલે સહકાર નહીં આપે? જ્યારે જુઓ ત્યારે તારી રોતી જ સુરત જોઉં છું. તારામાં મને ખુશી કેમ કરવો કેવી રીતે પ્રેમ કરવો તે તો સાવ જ મીંડું છે.

ઠીક તું તારે ચાલી જા મારે તારી જરૂર નથી હવે ખબરદાર જો મારા કાર્યમાં વચમાં આવી તો તું તારી વાત જાણી ! આ પ્રમાણે અપમાનિત ભાષા સાંભળી દયાવતી શાંત મનથી પોતે ત્યાંથી ચાલી ગઇ અને નીસાસો નાંખતી બોલી કે પરમાત્મા તેમને સદ્બુદ્ધિ આપો ! તે વખતે દુષ્ટસિંહના આવાસના રસ્તા ઉપર એક મહાત્મા ભજન ગાતો ગાતો સંભળાયો.

સજ્જન સુણો સૌ, ચાર દીનનું મહેમાન
રહ્યું નથી કોઇ કાયમ જગમાં, શાને કરે અભિમાન
—સજ્જન સુણો ૧

આવી યુવાની જરૂર જવાની, માટે તું બન ઈન્સાન
કામ ક્રોધને મનથી જીતે, તેણે જીત્યો ભગવાન.
—સજ્જન સુણો ૨

સત્તાધિશો સત્તાના મદમાં, ભુલ્યા પોતાનું ભાન.
રાજ્ય વૈભવ ભોગવવા કાજે, કંઇકના ચુસતા પ્રાણ.
—સજ્જન સુણો ૩

ભુલ્યો ત્યાંથી ફરી ગણી લે, સાચવ તારૂં સ્થાન.
જ્યારે પલટાશે ભાગ્ય જ તારૂં, રહેશે નહીં કોઇ રહેઠાણ.
—સજ્જન સુણો ૪

પસ્રીયાને ભગીની ગણજે, ગણજે તું માતા સમાન.
પરધનને તું પત્થર સમજી, ધરજે હૃદયમાં જ્ઞાન.
—સજ્જન સુણો ૫

પાપીના પાપો જ વિચારો, ટકે ન કાયમ જાણ
કહે ભોગો તારી ફરજ સમજજે, નહિતો રખડે જેમ શ્વાન.
—સજ્જન સુણો ૬

મહાત્માનું સુંદર ભજન દયાવતિએ સાંભળી મહાત્માને દક્ષણા સીધું આપ્યું. મહાત્માએ આશીર્વાદ આપ્યા બેટા અખંડ સૌભાગ્યવતી રહે !

દુષ્ટસિંહના આ ભજન સાંભળવામાં આવ્યું પણ તેને તે ભજન ઉપર અભાવ થયો.
અને માણુસને હુકમ કર્યો જા પેલા જોગટાને કહે કે તારો બકવાદ બંધ કર. માણુસે મહાત્માને કીધું, બોલતા બંધ રહો નહિં તો જોવા જેવી થશે.

મહાત્મા બોલ્યા કે જેવી આપની આજ્ઞા. પ્રભુ, તારા સાહેબને ભવિષ્યમાં બોલતા બંધ થવું પડશે તેવો મારો આશીર્વાદ છે.

તે વખતે દુર્મદસિંહ આવ્યો અને સમાચાર આપ્યા કે, સાહેબ સુભદ્રા છટકી ગઇ. શુભદ્રાના છટકી ગયાના સમાચાર સાંભળતાં જ દુષ્ટસિંહ ચમકયો. કેવી રીતે છટકી ગઈ, કોણ તેને છોડાવી ગયું વિગેરે તમામ હકીકત મને સત્વર કહે! સાહેબ આપના ગયા પછી આપણા માણુસો જરા બહાર આવ્યા હતા અને તે ઝાડોની ઠંડી હવામાં વાતો કરતા કરતા સુઈ ગયા ને તે ઉંઘી ગયા તે તકનો લાભ લઇ ગમે તે પ્રકારે સુભદ્રા છટકી જવા પામી છે. તરતજ દુષ્ટસિંહ ક્રોધાવેશમાં બોલ્યો નાલાયક પાજીઓએ મારી હાથમાં આવેલી બાજી ગુમાવી દીધી. જ્યાં આ વાત કરે છે ત્યાં તો બીજો માણુસ સમાચાર લાવ્યો કે સાહેબ આવતી કાલે મહાજન રાજા પાસે ન્યાય માગવા માટે ભેગું થવાનું છે. ત્યાં તો ત્રીજા માણુસે સમાચાર આપ્યા કે મહારાજા સાહેબ આપને હાલને હાલ બોલાવે છે. એક પછી એક સમાચાર સાંભળતાં સાંભળતાં તે તદ્દન અશાંત બની ગયો.

અને માણસને હુકમ આપ્યો કે, જા મહારાજાના આવેલા માણસને કહે કે હાલ આવે છે. દુર્મંદસિંહ, તું મધુરી પાસે જા, અને સમાચાર આપ કે ભદ્રકુમારને બોલાવીને તારા પ્રેગમાં ઉલ્લુ બનાવ. બીજા માણસને દાસી પ્રેમલત્તા પાસે મોકલ્યો અને મહારાણી સાહેબને મળવા માટે હું આજે સાત વાગે મુળ સ્થાને આવીશ અને દુર્મંદને કહ્યું કે આજે રાતના બાર વાગે બધાને ગુફામાં આવવાના સમાચાર આપજો. દુષ્ટસિંહ પણ મહારાજા પાસે જવા માટે તરત જ ઘોડેસ્વાર થઇ મહારાજાની પાસે ગયો.

# પ્રકરણ ૧૮ મું

## મહારાજાના મહેલમાં

મહારાજા શિકારેથી જેવા આવ્યા કે તરત જ મહારાણીએ મહારાજા સાહેબને નમન કર્યું અને બહુ જ પ્રેમપૂર્વક કુશળતાના સમાચાર પુછ્યા, અને બોલી કે પ્રાણેશ આપ આપની ચરણની દાસી ઉપર શા માટે નારાજ છો ? નાથ આપના વગર મને ઘડી પણ ચેન પડતું નથી. નાથ આજે તો તમને મારા બાહુપાશમાંથી છુટવા જ નહિ દઉં. અરે મહારાણી શું હું તમારાથી નારાજ છું ? તમારી સમજ ફેર થાય છે મારી તબીયતના કારણથી જ મારો સ્વભાવ એવો થયો છે માટે હું તો તમારો દરેક હુકમ ઉઠાવવા બંધાએલો છું. આ પ્રમાણે મહારાજા અને મહારાણી વાતો કરે છે ત્યાં મહારાજાના બોલાવ્યાથી પ્રધાન બુદ્ધીનિધાન આવે છે. માણસે ખબર આપી અન્નદાતા દીવાન સાહેબ પધાર્યાં છે. મહારાજાએ કહ્યું કે આગલા હોલમાં

બેસાડ હું આવું છું. ત્યાં મહારાણીએ જરા મગજને શાન્તી આપવા સારૂ ગુલાબનો સુંદર સરબતનો પ્યાલો મંગાવ્યો તેમાં જરા સાધારણ ઉંચામાનો દારૂ નાખ્યો હતો. દારૂની રાજાને માહીતી નહોતી. દાસીએ સુંદર સુવર્ણ ગ્લાસમાં સરબત લાવી મહારાણીના કમલકરમાં મૂકયો. મહારાણીએ પ્રેમ ભર્યા અવાજથી સરબતનો ગ્લાસ મહારાજાને આપ્યો મહારાજાએ પીધો તેનો સ્વાદ ઘણો જ લાગ્યો તરત જ બીજો ગ્લાસ મંગાવ્યો બીજો પીધો અને તરત જ દીવાન પાસે જવા ઉઠયા. ત્યાં મહારાણી બોલી કે નાથ હરકત ન હોય તો આપની સાથે આવું. ઘણી જ ખુશીથી તમે પણ આવો. મહારાજા અને મહારાણી બંને જણા મહેલના આગળના ભાગના સુંદર હોલમાં આવ્યા. પ્રધાને ઉભા થઈ નમસ્કાર કર્યા તેવામાં દુષ્ટસિંહ પણ આવ્યો. દુષ્ટસિંહે પણ નમસ્કાર કર્યા પોતાના નિયત કરેલા આસન ઉપર બેઠો. બીજા પણ કર્મચારીઓને બોલાવ્યા હતા તે બધા આવ્યા પછી મહારાજાએ પુછ્યું કે પ્રધાનજી આજ કાલ નગરમાં શાનો શોર બકાર ચાલે છે ?

પ્રધાન—નામદાર હાલમાં થોડા વખતથી લુટારાઓની ટોળીઓ ઘણો જ ત્રાસ વરતાવા માંડયો છે. આપના નગરના માનનીય શેઠ સોમદત્તની દીકરી સુભદ્રાને પણ લુટારાઓ ઉપાડી ગયા હતા અને તે સુભદ્રા પોતાની બહાદુરીથી ત્યાંથી છુટીને આવી ગઇ.

આ સિવાય હમેશાં રાજ્યની પ્રજામાં સારા સારા શ્રીમંતો ઉપર જાસા ચીઠ્ઠીઓ મોતની ધમકીઓના પત્રો આવે છે. નગરમાં આપણો આટલો જબરો બંદોબસ્ત હોવા છતાં પાપીઓ પકડાતા નથી.

ત્યાં મહારાજાએ દુષ્ટસિંહ સામે જોઈ પુછ્યું કે કેમ તમારો આટલા બધા મજબુત બંદોબસ્ત હોવા છતાં આટલા બધા ભયંકર ગુન્હાઓ થાય તે તમને શોભા સ્પદ નથી તેના માટે તમે શું કહો છો ?

દુષ્ટસિંહ—હું તો આપશ્રીની તથા પ્રજાની રક્ષા ખાતર નિમકહલાલીથી ચોવીસે કલાક આરામ લીધા વગર તે પાપીઓનો પીછો પકડવામાં જ લાગ્યો છું. અને આજથી આપ નામદારને ખાત્રી આપું છું કે આઠ જ દિવસમાં તે પાપી ગુનેગારોને પકડી આપની સેવામાં હાજર કરીશ તે બાબતની ચિંતા આપ નામદાર હવે બિલકુલ કરશો નહિ.

પ્રધાન—આપ તે બાબતનો ફેંસલ જરૂર લાવશો અને પાપીઓને બાબની શીક્ષા જરૂર અપાવશો પણ આજે મહાજન ભેગું થવાનું હોવાથી મહાજનને શું જવાબ આપવો તેની સમજ પાડશો ? કારણ કે પ્રજાનો વહેમ રાજ્યના કર્મચારીઓ ઉપર છે અને આ તોફાનની અંદર પણ મને લાગે છે કે મોટા ઉંડામાં ઉંડો રાજ્યદ્વારી ભેદ હોવો જોઈએ.

દુષ્ટસિંહ—આપનું કહેવું મને બરાબર લાગતું નથી. રાજ્યનો દરેક કર્મચારી રાજ્ય અને પ્રજાની વફાદારી વાળો છે અને તમામ અમલદારો સૌંગે નિમકહલાલીથી જ સેવા બજાવે છે. છતાં આપ ઘડીભર માની લોકે કંઈ રાજ્યદ્વારી હેતુ હશે તો તેને દાબી દેતાં આ દુષ્ટસિંહને કયાં વાર લાગે તેમ છે ? ફક્ત આપ નામદારની પાસે મારી વિનંતી એટલી જ કે મારા કાર્યમાં બીજા કોઈએ માથું મારવું નહીં એટલી સત્તા મને આપવામાં આવે તો જુઓ કે આ દુષ્ટસિંહ શું કામ કરી બતાવે છે !

પ્રધાન—તો આ મહારાજા સાહેબ બેઠા છે તેમની પાસેથી સત્તાની માગણી કરી શકો છો.

તરત જ દુષ્ટસિંહે મહારાણીને આંખના ઇશારાથી સમજાવ્યા તો તરત જ મહારાણી બોલ્યા કે પ્રાણનાથ દુષ્ટસિંહને સત્તા આપવામાં કંઇ વાંધો નથી. માટે મારૂં તો માનવું છે કે આપની તમામ જવાબદારી તેઓના શીરપર નાંખોને ! શા માટે આવા વખતમાં આપને આળસ કે પ્રમાદ કરવો વ્યાજબી નથી.

તેજ વખતે મહારાજા સાહેબની પાસે એક ખંજર આવીને પડયું અને તે ખંજરમાં ચીઠ્ઠી નાંખેલી હતી. તે ચીઠ્ઠી પ્રધાને તરત જ લીધી અને વાંચવા માંડી. રાજા તું તારી તેમ પ્રજાની સલામતી ચાહતો હોય તો અમારો પીછો લેવો મુકી દેજે નહિ તો તેનો પ્રયત્ન લેવામાં આવશે અને આજથી આઠે દિવસે જ તને પણ બંદીવાન બનાવીશું અને આજે રાતના જ શું થાય છે તે જોયા કરજે

સી. તારો દુશ્મન.

ચીઠ્ઠી વાંચતાં જ પ્રધાન વિચારમાં પડયો. અને મહારાજાને પૂછ્યું કે નામદાર કહો કે ન કહો આપના રાજ્યમાં આ પ્રમાણે છુપા જાસુસો પાપીઓના ઘણા જ હોવા જોઇએ માટે અત્યારથી જ સંપુર્ણ તકેદારીના પગલાં ભરવાં જોઇએ અને દુશ્મનોને જેર કરવામાં આવે તો જ પ્રજામાં શાંતિ સ્થપાશે.

મહારાજા—કહો ત્યારે આ બાબતનું શું કરવુ ? મને તો આમાં કંઇ સમજ પડતી નથી માટે તમે તેનો રસ્તો બતલાવો. મારા શાંતિપ્રિય રાજ્યમાં આ અશાંતિનું કારણ શું છે તે મને સમજાતું નથી.

એટલામાં યુવરાજ સજ્જનસિંહ આવ્યો મહારાજાને પગે લાગી પિતાના પાસેના આસન પર બેઠો અને બોલ્યો કે

પિતાશ્રી શું વાત ચાલે છે. ત્યાં પ્રધાને તમામ વાત સમજાવી. સજ્જનસિંહ બધું સાંભળી રહ્યો અને વિચાર કરીને બોલ્યો કે મને આવી અશાંતિમાં રહેવું ગમતું નથી માટે આપની આજ્ઞા હોય તો થોડો વખત દેશાટન કરવા માટે જાઉં. ત્યારે મહારાજા બોલ્યા કે બેટા જેવી તારી મરજી ખુશીથી જા અને જેમ બને તેમ વહેલાસર પાછો આવજે. યુવરાજના જવાની વાત દુષ્ટસિંહના સાંભળવામાં આવવાથી તે મનમાં ખુશી થયો અને બબડયો કે કુદરત જે કરે છે તે સારૂં જ કરે છે.

ત્યાં મહારાણી બોલ્યા કે બેટા તારા પિતાની વૃદ્ધાવસ્થા છે, રાજ્યમાં તોફાન જાગ્યું છે મહાજન ભેગું થયું છે આવા વિપદના પ્રસંગે તું જાય તો તારા પિતા માતાની રક્ષાનું શું થાય ? યુવરાજ બોલ્યો તેની ચિંતા તો દિવાન સાહેબ અને નગર કોટવાલ સંભાળે તેવા છે અને મારામાં આવું જોખમનું કામ કરવાની હીંમત પણ નથી માટે હું તો જઈશ. પ્રધાન મનમાં સમજ્યો જરૂર યુવરાજના જવામાં ભેદ છે. ત્યારે પ્રધાન બોલ્યો કે નામદાર મહારાજા સાહેબ યુવરાજશ્રીની જવાની જ ભાવના છે તો આપ રાજી ખુશીથી રજા આપો ભલે જઈ આવે.

મહારાજાએ યુવરાજને હા પાડી યુવરાજ જતાં જતાં માતાપિતાને પગે લાગ્યો અને દુષ્ટસિંહને કહેતો ગયો આપ જરૂર રાજ્ય અને પ્રજાનું રક્ષણ કરી શકશો એવી મને સંપુર્ણ ખાત્રી છે અને આપ જરૂર તેમાં ફતેહ મેળવશો. દીવાનજી આપ તો મારા પિતા તુલ્ય છો બાળકની નામર્દાઈ ઉપર ગુસ્સે ન થતાં મારા પ્રત્યે દયા રાખશો.

ભલે યુવરાજજી આપ નિશ્ચિંતે પધારો તરત જ યુવરાજ

રજા લઇને પોતાના નિવાસ સ્થાને આવ્યો. વિરસેનને બોલાવ્યો બન્ને જણાએ ગોષ્ટી કરી દુષ્ટસિંહે પણ મહારાણીએ ઈશારો કર્યો અને છુપું હાસ્ય કરી રજા લઈ જવા તયાર થયો. ત્યાં મહારાણીએ ટકોર કરી ત્યારે શું આપે તેમને વધુ સત્તા આપવા શું વિચાર કર્યો ! તરત જ મહારાજાએ વધુ સત્તા આપવાનો ખરડો કરી આપ્યો. જાઓ આજથી તમે તમારી મરજી મુજબ કરી શકો છો.

કેમ દિવાનજી તમારો શો અભીપ્રાય છે મહારાજા બોલ્યા. દિવાન બોલ્યા કે આપે જે કર્યું હશે તે વ્યાજબી જ કર્યું હશે. જુઓ હવે પ્રજાના જાન માલનું રક્ષણ કેવી રીતે થાય છે ? ઠીક હવે બધા જાઓ અને મને આરામ કરવા દો.

## પ્રકરણ ૧૯ મું

### સજ્જનસિંહ વિરસેન શશીકાન્ત વિનયકુમારની ગુફતગો.

યુવરાજ સજ્જનસિંહ મહારાજાની આજ્ઞા લઇ આવ્યા. સજ્જનસિંહને રજા માગવાનું કારણ એ હતું કે મધુરીને ત્યાં વિનયકુમારે જે હકીકત સાંભળી હતી તે તમામ હકીકત વિનયકુમારે યુવરાજશ્રીને કહી હતી અને વિનયકુમારેજ સલાહ આપી હતી કે દેશાટનનું નામ દઈ ભેદી જાસુસ તરીકે નગરથી થોડે દૂર રહી પાપીની યોજનાઓ ધુળ ભેગી કરો અને પ્રજા અને મહારાજાનું રક્ષણ કરો ! તે ઉપરથી સજ્જનસિંહને વિનયકુમારની વાત વ્યાજબી લાગી અને પોતે ગુપ્ત પણે ભેદી જાસુસ તરીકે કામ કરવાની હીંમત કરી.

યુવરાજ---કેમ શશીકાન્ત તમે કંઈ બોલતા નથી શું મારૂં જવું તમને ગમતું નથી ?

શશીકાન્ત—શા માટે ન ગમે ? કારણ કે આપના ઉપર તો નગરની પ્રજાના જાન માલની રક્ષાની જવાબદારી છે તેથી આપ જ્યાં સુધી ભેદી જાસુસ તરીકે પાપીઓની યોજના પર પાણી નહીં ફેરવો ત્યાં સુધી શાંતી થવાની નથી.

યુવરાજ—તો સાંભળો હું નગરથી પાંચ કોસ ઉપર ચંડીકા દેવીનું મંદિર છે ત્યાં એક સંન્યાસી છે તેને ત્યાં હું તથા વિરસેન વેશ પલટો કરી રહીશું અને પાપીઓની તમામ બાજીઓ ધુળમાં મેળવીશું પણ જોજે આ વાત જાહેર ન થાય.

શશીકાન્ત—તે બાબતની આપ ચીંતા ન કરશો,

તેટલામાં પ્રેમલત્તા પણ ત્યાં આવી યુવરાજને પગે લાગીને બોલી કે શું યુવરાજજી આપ દેશાટને પધારો છો ? ત્યાં યુવરાજ બોલ્યો કે તેનું તારે શું કામ છે ? કામ તો કંઇ નહીં પણ આટલું જ કહેવા આવી છું કે બે હાથ સિવાય તાળી પડતી નથી સમજ્યા ? તેનુ કારણ યુવરાજે પુછયું કારણ તો કંઈ નહીં પણ કેમ બોલતાં વિચારમાં પડી ? વિચાર તો થાય જ ને.

યુવરાજ—શો વિચાર થાય ?

પ્રેમલત્તા—સાંભળો આપ ખુશીથી જે કામ માટે પધારો છો તે કાર્યમાં ફતેહ મેળવો સાથે સાથે તેટલો ખ્યાલ રાખશો કે આપના માટે કોઇ વ્યક્તિ પોતાના પ્રાણના ભોગે આપની સેવા બજાવવા માગતી હોય તો તેના પ્રત્યે કોઈ વાર દયા ભાવ રાખશો. હું તો હાલમાં દાસી છું તેટલે નાના મોઢે મારે મોટી વાત કરવી તે વ્યાજબી નથી. મને જો જે

બાતમી મળશે તે તમામ ખબર શશીકાન્ત અને વિનયકુમાર જે મળશે તેને આપીશ. બાકી તે વખત આવશે ત્યારે વાત હાલ તે એટલું જ કે મારી અંગુઠી આપ આપના કરકમળમાં શોભાવશો અને આવેલા શુકકન પાછા ન ઠેલશો

યુવરાજ—ભલે જેવી તારી મરજી લાવ અંગુઠી.

પ્રેમલત્તા—ના, ના, યુવરાજજી તે તો આ દાસી પોતાના સ્વહસ્તે જ પહેરાવશે. તરત જ કુમારે હાથ લંબાવ્યો અને પ્રેમલત્તા અંગુઠી જમણા હાથમાં પહેરાવી ચાલી ગઈ.

પ્રેમલત્તાના ગયા પછી યુવરાજે શશીકાન્તને કીધું કે મને આ પ્રેમલત્તા દાસીનું કામ કરે તેવી લાગતી નથી પણ કોઈ ઉચ્ચ ખાનદાનનું ફરજન હોય તેમ લાગે છે. શશીકાન્ત બોલ્યો કે પ્રભુ જે કરતો હશે તે વિચારીને જ કરતો હશે. યુવરાજે પોતાની તમામ હકીકત જણાવી દીધી અને તમામ કાર્યની યોજના કેવી રીતે કરવી અને કેમ કરવી તે પણ સમજાવ્યું. ઠીક યુવરાજજી હવે મહાજન ભેગું થવાનો સમય થયો હોવાથી હું રજા લઈશ. તરત જ યુવરાજની રજા લઈ બન્ને મિત્રો મહાજનમાં જવા માટે ચાલ્યા.

યુવરાજે પોતાની સાથે કેટલાં હથીયારો સાથે રોકડનાણું થોડું ઘણું ઝવેરાત ચાર ખાસ પોતાના જ વફાદાર સૈનિકોને પણ સાથે આવવા જણાવ્યું અને સુંદર પાંચ ઘોડાઓ પણ તૈયાર કરવા વિરસેનને કહી દીધું. યુવરાજના કહેવા મુજબ તમામ તૈયારી થઇ અને યુવરાજ અને વીરસેન અને ત્રણ સૈનીકો તમામ સરસામાન ઘોડા ઉપર ગોઠવી બરાબર તમામ સામાન પેક કરી પાંચે ઘોડેસ્વાર થઈ ચાલી નીકળ્યા.

# પ્રકરણ ૨૦

## નગરના મહાજનની સભા

નગરના તમામ ગૃહસ્થો આગેવાનો દરેક પ્રતિનિધીઓ, નગરશેઠ સોમદત્ત, ભગવાનદાસ શેઠ સામળદાસ, વેણીદાસ, બાલચંદ કરમચંદ અન્ય કોમના પણ ગડબડદાસ કુલાશાહ વિગેરે વહેવારીઆઓ તમામ પ્રજાજનો હજારોની સંખ્યામાં ભેગા થયા હતા તે વખતે શશીકાંત અને વિનયકુમાર પણ ત્યાં આવી પહોંચ્યા. તે વખતે પાપી દુષ્ટસિંહે પોતાની ટોળીના કેટલાક બદમાસોને પણ સભામાં ધાંધલ કરવા માટે મોકલ્યા હતા. તે ટોળીનો આગેવાન ભદ્રકુમાર ખાનગી રીતે થયો હતો. જ્યારે તમામ મહાજનના લોકો આવી ગયા પછી સામળદાસ બોલ્યા કે નગરના પ્રજાજનો આજની સભાને ભેગી કરવાનું મુખ્ય કારણ શું છે તે હકીકત ભાઈ શશીકાંત સમજાવશે. મહાજનની આજ્ઞાથી શશીકાંત બોલવા ઉભો થયો.

મારા મુરબ્બીઓ ગૃહસ્થો અને પ્રજાજનો, આજની સભા

મેળવવાનું મુખ્ય કારણ તો એ છે કે નગરની આજુબાજુ કેટલાક વખતથી સ્ત્રીઓના અપહરણ અને બળાત્કારો અને તોફાનો જે ભયંકર ચાલી રહ્યા છે છતાં તે પાપીઓને રાજ્ય કે રાજ્યના કર્માચારીઓ પકડી શક્યા નથી તેમ કશી તપાસ કરી નથી. જેમ જેમ વખત જાય છે તેમ તેમ તોફાન વધે જાય છે. ગઈ કાલે જ નગરશેઠ સોમદત્ત ભાઈની દીકરી સુભદ્રાનું હરણ થયું હતું તે તો પોતે પોતાની હીંમત અને ધર્મપ્રતાપે બચીને પાછી આવી ગઈ છતાં આ બાબતથી મહાજનમાં મોટી ભયની લાગણી પેદા થઈ હોવાથી પ્રજાના જાન માલના રક્ષણની જવાબદારી રાજ્ય ન ઉપાડી શકે તો પછી કોણ ઉપાડી શકે ? માટે આજે આપના શીરછત્ર મહારાજા પાસે આપણે રક્ષણ માટેની જવાબદારી અને મન માનતી બાંહેધરી મહારાજા પાસે માગવા માટે મહારાજા પાસે જવું અને તમામ હકીકત સત્ય જે હોય તે કહેવાની છે. તે વખતે સભામાંથી મોટો અવાજ આવ્યો. શશીકાંત શું મહાજનનો મોટો આગેવાન છે કે તેને બોલવા માટે મહાજને ઉભો કર્યો છે ? માટે શશીકાંતને હેઠો બેસાડો અમે તેનું સાંભળવા માગતા નથી. તે વખતે શશીકાંત બોલ્યો ભાઈઓ આપ આપસ આપસમાં ઝગડા કરી આપનું સંગઠન શા માટે તોડી નાખવા તૈયાર થયા છો ? માટે કૃપા કરી શાંત થાઓ.

તે વખતે ભદ્રકુમાર બોલ્યો. શું મહાજને પોતાના બુદ્ધિનું દેવાળુ કાઢયું છે કે આવા સાધારણ ભીખારીને બોલવા ઉભો કરી મહાજન શું પોતાનું પોત પ્રકાશે છે ? માટે હું મહાજનને સાફ સાફ શબ્દોમાં સંભળાવી દઉં છું કે શશીકાંતની અમો એકપણ વાત સાંભળવા માગતા નથી. ત્યાં ભદ્રકુમાર બાંટો પાડીને બોલ્યો કે ભાઈઓ શું તમને શશીકાંતની કહેલી હકીકત પર વિશ્વાસ છે ? ત્યાં તો સભામાંથી ના ના ના અમને

શશીકાંત ઉપર જરાપણ વિશ્વાસ નથી માટે તેને હેઠો બેસાડો. સભામાં તોફાન વધતું ગયું તોફાની ટોળીએ સભાનો કબજો લીધો અને પથ્થરનો મારો ચલાવ્યો. શશીકાંત ઉપર પથ્થરનો વરસાદ પડયો તે બીચારો ત્યાં લોહીલુહાણ થયો પણ પોતે હેઠો ન બેઠો.

તે તકનો લાભ લઇ દુષ્ટસિંહના સંકેત મુજબ પોલીસ પાર્ટી આવી ગઇ ને સભાને વીખેરી નાખી. પ્રજાજનો બીકના માર્યા સૌ ભાગી ગયા. વીનયકુમાર પણ શશીકાંતને બચાવવા જતાં પોતે પણ પથ્થરના મારથી લોહી લુહાણ થયો હતો. તે વખતે એક ઘોડેસ્વાર આવી પહોંચ્યો અને બોલ્યો કે ખબરદાર ! જો કોઇએ તોફાન કર્યું છે તો ! સમજજો કે આવી બન્યું. તરત જ સોમદત્ત શેઠને બોલાવી શશીકાંત અને વીનયકુમારને માણસો સાથે ઉપડાવી તેમના ઘેર પહોંચાડવા વ્યવસ્થા કરી ઘણા લોકો ઘાયલ થયા ઘણા નાસી ગયા અને મહાજન કોઇપણ જાતનું કામ કર્યા વગર વીખરાઇ ગયું અને નગરમાં બે પક્ષો પડી ગયા આ ખરે પાપીઓના પોબાર થયા ભાવી શું નથી કરતું ?

# પ્રકરણ ૨૧ મું

## શશીકાન્ત પોતાના ઘેર.

શશીકાન્તને બેભાન સ્થિતિમાં ગાડીમાં બેસાડી સોમદત્ત શેઠ લઈને તેના ઘેર આવ્યા. તેની વિધવા માતા ગાડી આવતી જોઈ ચમકી. સોમદત્ત શેઠ નીચે ઉતર્યા શશીકાન્તને બેભાન દશામાં જોઈ તેની રમાવતી માતા ચમકી અને ગભરાઈ ગઈ અને બોલી કે બેટા શશી તને કોણે માર્યો ! મારા દીકરા ! શેઠને પણ માતાના ઉદગાર સાંભળીને આંખમાં આંસુ આવ્યાં. બ્હેન રમા કલ્પાંત કર્યા વગર ઘરમાં પથારી કરો અને ભાઈ શશીને સુવાડો વૈદ્યને બોલાવવા માણસો ગયા છે તે વૈદ્ય હમણાં જ આવશે. કૃપા કરી હાલ હ્રદયને મજબુત કરી પહેલાં શશીની સારવાર કરો. માતાએ પથારી પાથરી શશીને સુવાડયો બીજી પથારીમાં વિનયકુમારને

સુવાડયો સેંકડો માણસો તેના ઘર પાસે ભેગા થયા અને લોકો બોલવા લાગ્યા. બિચારી વિધવાનો એકનો એક જ દીકરો નિર્દોષ બીચારો વગર વાંકે સરાયો.

શશીકાન્તનું જેવું નામ હતું તેવી જ તેના હૃદયમાં તેની વાણીમાં શીતળતા હતી, તેનો સ્વભાવ ઘણો જ પ્રેમાળ શરીરે સશક્ત હતો દેખાવડો સુંદર હતો, ભણવામાં પણ સૌથી આગળ હતો. મનનો મજબુત હતો હૃદયનો નીડર હતો ચારિત્રમાં સાચો તપસ્વી હતો સેવામાં સંત જેવો હતો નિરવાર્થી તેમજ નિરાભિમાની હતો બીકતો તેના હૃદયમાં હતી જ નહીં સાચો અહિંસક હતો ગમે તેવા કષ્ટમાં પણ ખુશ ખુશાલ રહેતો હતો. ઘરનો સાધારણ સ્થિતિનો હતો તેમ જ મેરૂ જેવો અડગ હતો સાગર જેવો ગંભીર હતો આજ્ઞા પાલકમાં રામ જેવો હતો આવા અનેક સદ્દગુણોનો ભંડાર હતો. જેવો શશીકાન્ત હતો તેવો જ તેનો મિત્ર વિનયકુમાર હતો જાણે બન્ને રામ લક્ષ્મણની જેવા ભાતૃ ભાવ વાળા હતા.

સભામાં થએલા તોફાનના સમાચાર વાયુ વેગે નગરની ચારે દીશાએ પ્રસરી ગયા હતા અને ઠામ ઠામ આજ વાત ચાલતી હતી. તેવામાં વૈદ્યરાજ આવ્યા. વૈદ્યરાજે શશીકાન્ત અને વિનયકુમારની તબીયત તપાસી અને વૈદ્યે કીધું કે ગભરાવવાની જરૂર નથી હમણાં જ હુ દવા આપું છું તે તરત જ શુદ્ધીમાં આવશે. વૈદે બન્ને મિત્રોને દવા આપી. દવાની અસર તરત જ થઇ. શશીકાન્તે આંખ ઉઘાડી અને બોલ્યો, મા મા ત્યાંતો રમાવતી બોલી કે ભાઈ શશી આ રહી તારી મા. તરત જ માએ પોતાનો હાથ બન્ને બાળકો ઉપર મૂકયો માતાના પવિત્ર હાથની અસર બન્ને બાળકો ઉપર તરત જ થઇ અને શરીરમાં જરા ચેતન આવ્યું.

શશીકાન્ત અને વિનયકુમારને શુદ્ધિમાં આવેલા જોઈ, સોમદત્ત શેઠ બોલ્યા કે શશીકાન્ત તમો બન્ને જણાને મારા કામ માટે ઘણું જ કષ્ટ ભોગવવું પડયું છે તેના માટે ક્ષમા કરશો.

શશીકાન્ત બોલ્યો કે આપ તો મારા પુજનિય છો આપ આવું બોલો તે આપને શોભે શે ?

શશીકાન્ત અને વિનયકુમારને વાગ્યાના સમાચાર સુભદ્રા અને માલતીના સાંભળવામાં આવ્યા અને તરત જ સુભદ્રા, તેની માતા સદ્‌ગુણા અને માલતી તરત જ શશીકાન્તને ત્યાં આવી પહોંચ્યાં. સુભદ્રા બોલી કે, બાપુજી બાપુજી શશીકાન્તને ઘણું વાગ્યું છે તેના પિતા બોલ્યા કે બેટા સુભદ્રા જરા ધીમે બોલ. ત્યાં તો શશીકાન્તની માતા રમાવતીએ ત્રણે જણાને આવકાર આપ્યો અને શશીકાન્ત અને વિનયકુમારની પથારી પાસે લઈ ગઈ.

શશીકાન્તની સ્થિતિ જોતાંની સાથે સુભદ્રાની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં વિનયકુમારની સ્થિતિ જોતાં માલતીનું હૃદય ભરાઈ આવ્યું. બન્ને યુવાનોના સામું બન્ને બાળાઓ ટગર ટગર જોઈ રહી છે અને આંસુ ભીંજવી રહી.

શશીકાન્ત જરા શુદ્ધિમાં આવ્યો અને સુભદ્રાને જોઈ બોલ્યો કે, ભારતની વીરાંગનાની કસોટી ! આંખમાં આંસુ ન શોભે. આ તો જીવનની કસોટી. સુખમાં તો સૌ સુખ માને પણ દુઃખમાં પણ સુખ માની જીવનને વ્યતિત કરે તેનું જ નામ મનુષ્ય કહેવાય. માટે સુભદ્રા આટલું ભણ્યા પણ ગણ્યા નહિં. તે વખતે વિનયકુમારે માલતીને જોઇ તેની આંખમાં આંસુ જોયા કે તરત જ વિનય બોલ્યો જીવનના સંગ્રામમાં તો શૂરાઓનું કામ છે કાયરનું કામ

નથી માટે સાચી સન્નારી બનો, સાચી વીરાંગના બનો. જીવનની કસોટીમાં પસાર થવાનું આ તો પ્રથમ પગથીયું છે. તરત જ બન્ને બાળાઓ સાવધ થઇ અને જગતની પરવા રાખ્યા વગર સુભદ્રા અને માલતી બન્ને મિત્રોની સારવાર કરવા લાગ્યા. ત્યાં સુભદ્રા બોલી કે માતુશ્રી આપ ઘેર જાઓ. શશીકાન્તની તબીયતમાં જરા ચેતન આવશે તે પછી હું તથા માલતી બંન્ને જણા ઘેર આવીશું કારણ કે માતુશ્રી રમાવતી એકલાં મુંઝાય માટે હું આજે નહિં આવું. તરત જ સદ્‌ગુણાએ રહેવાને માટે બન્ને બાળાઓને અનુમોદન આપ્યું. શશીકાન્તની માતા રમાવતી શશીકાન્તની શરીર પ્રકૃતિ જોઈ ઉદાસ હતી. તેના એકના એક દીકરા ઉપર આવી પડેલી આફતનો વિચાર કરતી હતી. સુભદ્રા અને માલતી બન્ને બાળાઓ શશીકાન્ત અને વિનયકુમારની સારવાર કરવામાં મશગુલ બની રહી હતી.

શશીકાન્તને સારવારથી શરીરમાં કંઈક ચેતન આવ્યું. વાતચીત કરવાની શક્તિ આવી અને બોલ્યો કે દેવી હવે આપ ઘેર પધારો મારી ચીંતા ન કરશો હવે થોડા જ સમયમાં આરામ થઈ જશે.

સુભદ્રા—શું મારી સેવા તમને બરાબર લાગતી નથી કે મને ઘેર જવા માટે આગ્રહ કરો છો ? શું મારી મનુષ્ય તરીકેની ફરજ બજાવવા જેટલી પણ લાયકાત નથી ? માટે કૃપા કરી મને મારી ફરજ બજાવવા માટે અટકાવો નહીં.

શશીકાન્ત—બાળા આપનું કહેવું યથાર્થ છે. સેવા કરવાની ફરજ તો જગતના સર્વે મનુષ્યોની હોય જ છે માટે તેના માટે મેં ના પાડી નથી પણ આપને આવ્યે ઘણો

વખત થયો છે તેમ જ મારી સેવામાં આપ પણ શ્રમિત થયાં છો તો કૃપા કરી થોડો વખત ઘેર જઇ આરામ કરવા મારી વિનંતી છે.

સુભદ્રા—સાચો આરામ તો આપની સંપૂર્ણ તબીયત હતી એવી થઇ જશે ત્યારે જ મળશે, માટે આપ કૃપા કરી જરા શાંતી ધારો હું જે કાર્ય કરૂં તે કરવા દો.

સુભદ્રાની સારવાર એટલી બધી પદ્ધતિસરની હતી કે જે દર્દી એક મહીનામાં સાજો થવાની આશા ન રાખી શકે તે સુભદ્રાની સારવારથી ફક્ત ચાર જ કલાકમાં શશીકાન્તની તબીયતમાં કાંઇ જાદુઇ ચમત્કાર જેવો ફેરફાર થઇ ગયો. તેના વાગેલા ઘા તદ્દન રૂઝાઇ જવા આવ્યા, લોહી નીકળતું બંધ થયું અને પથારીમાં બેસવા જેટલી શક્તિ મેળવી શકયો. તેવી જ સારવાર માલતી વિનયકુમારની કરતી હતી તેથી તેની તબીયતમાં પણ અજબ ફેરફાર થયો અને શરીરમાં શક્તિ આવી.

તે વખતે શશીકાન્તની માતા રમાવતી આવી બોલી કે ભાઇ હવે તું ગરમ દુધ પી લે અને બહેન સુભદ્રા તથા માલતી બેનને ઘેર જવાની રજા આપ કારણ કે હવે તને આરામ છે.

શશીકાન્ત—માતુશ્રી તમારા વહાલ ભર્યા શબ્દોથી તો મારા અંગમાં નવું ચેતન આવે છે અને શરીરમાં થતી તમામ વેદનાઓને શાંતી મળે છે. માતા તારી માયાળુ ભરી લાગણીનું દશ્યતો ત્રણ ખંડમાં તો શું પણ સ્વર્ગની ભુમિમાં પણ નહીં મળે. માતા તારી આંખમાં આંસું છે. શા માટે રડી રહી છે? તું ન કહે તો તને મારી સોગન છે.

રમાવતી--બેટા આજે તારા પિતાશ્રી મને યાદ આવ્યા. તારા પિતાશ્રીએ પણ પરાયા દુઃખમાં ભાગ લેતા લેતા પોતાના જીવનની આહુતી આપી સ્વર્ગે સિધાવ્યા, અને આજે તેં પણ પરાયા દુ:ખના કલ્યાણ માટે તારા જીવનને હોડમાં મૂકી તેં તારા પિતાનું નામ દીપાવ્યું છે. બેટા આજે મને જેટલો આનંદ થયો છે તેટલો આનંદ મને કોઈ વખત થયો નથી.

સુભદ્રા—માતા એવો તો શો આનંદ થયો ?

રમાવતી--બેટા તું હજુ બાળક છે નાદાન છે જેનો પુત્ર જ્ઞાની હોય, ચારિત્રી હોય નીડર હોય સ્વાશ્રયી હોય નિસ્વાર્થપણે ભોગ આપનારો હોય ગમે તેવા દુઃખમાં પણ સંતોષ માનનાર હોય જેનું મનોબળ મજબુત મેરૂ પર્વત જેવુ હોય જેની ગંભીરતા સાગર જેવી હોય જેની ટેક હરીશ્ચંદ્ર જેવી હોય તેવા પુત્રની માતા જ્યારે પોતાના પુત્રને બીજાને દુઃખને પોતાનુ દુઃખ ગણી પોતે પોતાનું જીવન સમર્પણ કરે તેવા પુત્રની માતાને કેમ આનંદ ન હોય? પરમાત્મા મારા પુત્રને શક્તિ આપો અને પરાયા દુખમાં તેનું જીવન સમર્પે તેવી સદ્બુદ્ધિ આપો એ જ હૃદયની ભાવના પ્રભુ પૂરી પાડજે.

માતાના શબ્દો અને તેના હૃદયની પવિત્ર ભાવનાના વચનોની અસર શશીકાન્તના ઉપર ઘણી જ થઇ. શશીકાન્ત પણ મનમાં બોલ્યો કે, ધન્ય છે પ્રભુ કે મને આ પવિત્ર માતા મળી તેથી હું મારૂં અહોભાગ્ય સમજુ છું. સુભદ્રા રમાવતીના સંસ્કારી વાણીના મધુરા શબ્દો સાંભળી તે તો તદ્દન નવાઇ પામી. અને મનમાં ધન્ય છે પ્રભુ તારી કૃતી! જે અમીરાત અમીરોના મહેલોમાં નથી તે અમીરાત અને દીલની દીલાવરતા ગરીબોના ઝુંપડામાં આજે મેં જોઈ.

હવે શશીકાન્ત અને વિનયની તબીયત સુધરતી જતી

હોવાથી સુભદ્રા અને માલતી બન્ને રમાવતી માતા તથા શશીકાન્તની અને વિનયની રજા માગી પોતાના ઘેર ગઇ.

વિનય અને શશીકાન્તે આજની મહાજનની સભાની હકીકત સવિસ્તર પોતાની માતુશ્રીને સંભળાવી અને સભામાં મુખ્ય ધાંધલ કરનાર આપણો જ પાડોશી ભગવાનદાસ શેઠનો પુત્ર ભદ્રકુમાર જ હતો એમ જણાવ્યું. હશે ભાઇ, ગમે તે હોય ભગવાન સૌનો છે. જે કરશે તે તેનો બદલો મેળવશે માટે આપણે તો સમભાવ અને શાંતી રાખવી. ઠીક હવે બેટા તમે આરામ કરો ત્યાં સુધી હું તમારા માટે રસોઇ કરવાની શરૂઆત કરૂં. ભલે મા જાઓ બન્ને યુવાનોએ આરામ કર્યો.

## પ્રકરણ ૨૨ મું

### દુષ્ટોની પ્રપંચજાળનો આગેવાન ભદ્રકુમાર

દુષ્ટસિંહની સુચના મુંજબ દુર્મંદસિંહ મધુરીના નિવાસ સ્થાને ગયો અને દુષ્ટસિંહની કહેલી હકીકત બધી સમજાવી અને તરત જ ભદ્રકુમારને ત્યાં બોલાવ્યો. ભદ્રકુમાર મધુરીનું આમંત્રણ મળતાં જ તરત જ તે મધુરીના આવાસે આવી પહોંચ્યો. ભદ્રકુમાર જેવો આવ્યો તેવો જ મધુરીએ તેને પોતાના મધુરા વાક્યો વડે નવાજ્યો કે પધારો મારા શ્રીમાન શેઠ, બીરાજો સામેના સુખાસન ઉપર! ભદ્રકુમારને જોઇ દુર્મંદસિંહે નમસ્કાર કર્યો. કેમ દુર્મંદસિંહ આજની મહાજનની સભા કેવી વીખેરી નાંખી? ત્યાં દુર્મંદ બોલ્યો કે શેઠ સાહેબ તેનો આપના પરમમિત્ર દુષ્ટસિંહને તમારા ઉપર સંપુર્ણ ભરોસો જ હતો. ચાલો હવે આપે મને કેમ બોલાવ્યો હતો તે જણાવો. ભદ્રકુમાર બોલ્યો. ત્યાં મધુરી બોલી જ્યારે આવો ત્યારે ધમાલની જ વાત. જરા વિશ્રાંતી લો થાક ખાઓ જરા સુરાના બે ચાર જામ આરંભો પછી વાત.

( પણ મધુરીના હૃદયમાં તો પહેલાંનો આવેલો પરદેશી જ રમી રહ્યો હતો. કારણકે તેના નીખાલશ હૃદયના લીધે તેના હૃદયમાંથી પાપ વાસનાઓનો નાશ થયો હતો. )

ત્યાં તો દાસી સુવર્ણ પ્યાલામાં સુંદર સુરા લાવી. એકેક એકેક ગ્લાસ મધુરીએ મધુરી ભાષાથી મધુર વાણી બોલતાં પોતાના સુંદર કરકમલમાં લઈને આપ્યો. બન્ને પીશાચોએ સુરા પીધી અને વાતની શરૂઆત કરી.

આ વખતે મધુરીએ પોતાની દાસીને કહ્યું કે તું હાલને હાલ પ્રેમલત્તાને જ્યાં હોય ત્યાંથી બોલાવી બાજુના પાછળના રૂમમાં બેસાડજે તેટલે આ પાપીઓની થતી વાતચીત તેના ખ્યાલમાં આવે દાસી તરત જ ગઈ અને મધુરીના આપેલા સમાચાર કીધા. પ્રેમલત્તા જરા પણ વિલંબ કર્યા વગર જ દાસીની સાથે ચાલી અને પાછળના રસ્તેથી રૂમમાં આવી બેસી ગઈ. દાસીએ મધુરીને સાનમાં ઇશારો કર્યો મધુરી સમજી ગઇ.

મધુરીએ દુર્મદસિંહને કીધું કે બોલો હવે સરદાર તરફથી શું શું સુચનાઓ છે અને કઇ કઈ કામગીરી બજાવવાની છે તે જણાવશો ? દુર્મદસિંહ બોલ્યો કે પ્રથમ તો કામગીરી એ જ કે રાજ્યનો કબજો લેવા માટે જે જે વસ્તુઓ અને માણસો અને હથીયારો વીગેરેના ખર્ચની જોગવાઈની જવાબદારી શેઠ ભદ્રકુમારને સોંપવી શાથી કે મોટા કામની જવાબદારી ભરોસા સિવાય અપાય નહીં અને સરદારનો ભરોસો ફક્ત ભદ્રકુમાર ઉપર જ છે. બોલો શેઠ સાહેબ તે બાબતમાં આપ શું જવાબ આપો છો ? ભદ્રકુમાર બોલ્યો કે સરદાર સાહેબનું કહેવું બરાબર છે. ખર્ચ તો થાય જ. ઠીક તેની જવાબદારી હું લઉં છું અને જોઈતી તમામ સગવડ હું પુરી કરીશ તેના માટે આપ નિશ્ચિંત રહેશો. કેમ મધુરી મારૂં કહેવું બરાબર છે ?

મધુરી બોલી કે હજી આપને ક્યાં શીખવવું પડે તેમ છે ? બીજી કામગીરી સાંભળો. મધુરી આપના ત્રણ સિવાય તો અહીં કોઈ નથી ને ? મધુરી બોલી, ત્રણ સિવાય તો ભીંતો છે મધુરી હસીને બોલી ત્યાં દુર્મદે વાતની શરૂઆત કરી.

મહાશીવરાત્રીના રોજ મહારાજા શંકરના મંદિરે જે વખતે દર્શન કરવા જાય તેજ વખતે આપણા સૈનિકો મહારાજા ઉપર હુમલો કરી તેમનો નાશ કરશે અગર પકડી કેદમાં પુરશે. તે પછી આપણા સૈનીકો ગામમાં લુંટ ચલાવશે અને પાછળથી આપના સરદાર પોતાનું સૈન્ય લઈ નગરને બચાવવાનો ડોળ કરી આપણને પકડશે અને સરદાર રાજ્ય-સિંહાસનનો કબજો કરી પોતાની સત્તા કાયમ કરશે. પહેલી લુંટ સોમદત્તને ત્યાં પાડશે અને તેની દીકરીને ઉપાડી આપના સરદારની મહારાણી બનાવવામાં આવશે. શશીકાન્ત અને વિનયકુમારને જન્મ દેશનિકાલની સજા કરવામાં આવશે. માનસુરી આચાર્યને નજર કેદ કરવામાં આવશે. વિદ્યાપીઠનો નાશ. પ્રજાને જુલ્મના દોરથી ભયભીત બનાવી આપની સત્તા કબુલ કરવાની ફરજ પાડશે. તે પછી રાજ્યસિંહાસન મળવાની ખુશીમાં સરદાર પકડાએલા તમામને છોડી મુકવાનો હુકમ કરશે, અને પાછળથી સૈનીકો તરીકે નોકરીએ રાખી લેશે. મહારાણી સુવર્ણલત્તા સરદાર સાહેબના હુકમનું પાલન કરશે. ત્યારે મધુરી બોલી કે દુષ્ટસિંહ સાહેબે પ્રેમલત્તાને વચન આપ્યું છે તેનું શું ? અરે એવી તો કુતરીઓ ઘણીયે હોય છે. સરદાર સાહેબ એવા વચન પાળવા બંધાએલા નથી. તેને તો સરદારે પોતાનું હથીયાર બનાવવા જ તેનો ઉપયોગ કર્યો છે. ક્યાં એ કાગ અને ક્યાં હંસ! વળી આવની

કાલે રાજ્ય વિરૂદ્ધ પ્રચાર કરનારાઓને પકડી જેલમાં જકડી લેવામાં આવશે. તેમાં પ્રથમ શશીકાન્ત બીજા નંબરે સોમદત્ત શેઠ અને શક પડતા માણુસોની પણ ખબર લેવાશે.

આજે રાતના બાર વાગે ચામુંડાની ગુફામાં બધા મળશે માટે મધુરી તારે પણ નૃત્ય કરવા આવવાનું છે. અને આપને પણ ત્યાં આવવા માટે આગ્રહભર્યું આમંત્રણ છે માટે આપ પણ તે જગાએ જરૂર આવશો ભુલશો નહીં. ભદ્રકુમારે જવાબ આપ્યો હું જરૂર આવીશ. ત્યારે મધુરી બોલી કે સરદાર સાહેબ હાલમાં કઇ જગાએ હશે? ત્યારે દુર્મદસિંહે જવાબ આપ્યો કે તે તો મહારાણી સાહેબને મળવા માટે બગીચામાં જવાના હતા અને ત્યાંથી પોતે ગુફા તરફ આવશે આ બધી વાતચીત પ્રેમલત્તા સાંભળી રહી છે ત્યારે મધુરી જરા દુર્મદના સામે આંખને ઇશારો કરી બોલી શું મહારાણી સાહેબની તેમના ઉપર કૃપા થઇ હશેને ? જો જો મારા સરદાર તમે પાછા બીજી કોઇ છબીલી રાણીમાં ફસાઇ જતા નહિં પુરૂષોના શા ભરોસા !

દુર્મદ—મધુરી તારી પાસે જ્યારે હું આવું છું ત્યારે મને અહીંથી જવાનું મન જ થતું નથી. શાનું થાય ? રસ્તામાં મહારાજા હશેને મહારાણી શી રીતે આવી શકશે ?

અરે ગાંડી રાણી સાહેબે તો આઠ દિવસથી મહારાજાને શરબત સુરા પાઈને એવા તો લટ્ટુ બનાવ્યા છે ને કે મહારાજા તો ચોવીશે કલાક બેભાન પડયા રહે છે. અને મહારાણી સાહેબ આનંદ ઉડાવે છે. તેમાં વળી સજ્જનસિંહ યુવરાજના ગયા પછી તો મહારાણીએ તો ઘણી જ છુટ લીધી છે અને તે તો દુષ્ટસિંહ ઉપર જ ફીદા ફીદા થઈ ગઈ છે દુર્મદે કીધું. ત્યારે મધુરી બોલી મોટાના ભાગ્ય

મોટા હોય, ક્યાં રાજા ભોજ ક્યાં ગાંગો તેલી ? ક્યાં ગોની ને ક્યાં અઘેલી ?

ત્યારે સરદાર સાહેબ દયાવતી બહેનને બોલાવે છે કે નહિં ? અરે મધુરી ક્યાં એ પવિત્ર દેવી ધર્માત્માનો અવતાર અને ક્યાં આ સરદાર ! દયાવતીને પોતાના પતિની કારકીર્દી ઉપર તો નફરત છે બન્ને જણનો મેળ જામતો નથી. દયાવતિ તો પારસમણી છે દુર્મદ બોલ્યો. મધુરી બોલી કેમ ભદ્રકુમાર શેઠ હવે પાછા ક્યારે આ કીકરીનું ભુવન પાવન કરશો ? અરે પ્યારી જ્યારે તારો હુકમ થશે ત્યારે તારી સેવામાં હાજર થઈશ. ઠીક ત્યારે પધારો--દુર્મદસિંહ અને ભદ્રકુમાર બન્ને જણા ચાલ્યા ગયા. પાપીઓના ગયા પછી મધુરી પ્રેમલત્તાની પાસે આવી અને કહ્યું કે બેન હવે મહારાજા પ્રત્યે અને યુવરાજ પ્રત્યે વફાદારી બતાવવાનો સમય આવ્યો છે માટે પાપીઓને પોતાના પાપની જરૂર ભયંકરમાં ભયંકર શીક્ષા આપવી જ જોઇએ સમજી મારી બ્હેન ! પ્રેમલત્તા બોલી બ્હેન મધુરી આજથી તુ મારી માજણી સગી બ્હેન છું અને તારા હૃદયનું પરિવર્તન જોઇ મારા મનમાં આનંદની છોળો ઉઠી રહી છે. ઠીક હવે હું જાઉં છું પણ તું એક કામ ન કરે ? પ્રેમલત્તાએ કીધું બોલો શું કામ કરવાનું છે ? તો સાંભળ દયાવતિ બેનને આ સમાચાર હાસને હાથ તું પહોંચાડે તો સારૂં. જરૂર બહેન પહોંચાડીશ તેના માટે ચીંતા કરશો નહીં. શાબાશ બહેન આજે ભારતની સન્નારી તરીકે તેં નારીઓનું મસ્તક ઉચ્ચું રાખ્યું છે પ્રભુ તારી મનોકામના પુરી કરશે અને પાપીઓના પાપથી જ તેઓ બે હાલ થશે. ઠીક ત્યારે હવે બહેન રજા છે ? હા બહેન ખુશીથી પધારો આવતી કાલ ફરી ક્યાં મળશો ? મધુરી બોલી ગુરૂદેવની વિદ્યાપીઠમાં બપોરના સમયે. બહુ સારૂં હું જરૂર આવીશ મધુરી બોલી અને પ્રેમલત્તા ચાલી ગઈ.

## પ્રકરણ ૨૩ મું

### પ્રેમલત્તાની સાહસિકતા

પ્રેમલત્તા મધુરીને ત્યાંથી તરત જ સુભદ્રાદેવીની પાસે ગઇ. સુભદ્રાએ આવકાર આપ્યો અને પૂછયું કે કેમ બ્હેન પધારવું થયું છે બ્હેન શશીકાંત અને વિનયકુમાર કયાં છે પ્રેમલત્તાએ પુછ્યું.

તે તો ગઈ કાલની મહાજનની સભામાં ધાંધલ થતાં માર વાગવાથી પથારી વશ છે વિનયકુમાર પણ તેજ સ્થિતિમાં છે સુભદ્રાએ જવાબ આપ્યો. તો તમે એક કામ કરો કોઈ પણ ઉપાયે તેમને કોઈ થોડો વખત ગુપ્ત સ્થાનમાં રાખો. તમારા પિતાશ્રીને પણ તેવી રીતે રાખો. આવતી કાલે તે લોકોના ઉપર અણધારી આફત આવે તે પહેલાં જ વિદાય થાય તો સારૂં પ્રેમલત્તાએ જણાવ્યું. સુભદ્રા બોલી કે હું મારાથી બનતું કરીશ તેની ચીંતા આપ રાખશો નહીં બેન પ્રેમલત્તા ! ભાવિમાં

જે થવાનું નિર્માયું હશે તેને કોઈ મીથ્યા કરી શકતુ નથી. છતાં આપણે તેમાંથી બચવા માટે પ્રયત્ન કરવો તે આપણી ફરજ છે માટે આપ ખુશીથી જાઓ અને હું મારાથી બનતું કરીશ. પ્રેમલતા ચાલી ગઈ ચાલતાં ચાલતાં યુવરાજ જેને સાથે લઈ ગયા હતા તે માણુસ તેના જોવામાં આવ્યો. મનમાં સમજી કે પરમાત્મા જરૂર આપણા કાર્યમાં સહાય કરશે નહિ તો યુવરાજને સમાચાર આપવાનું સાધન કુદરતી શી રીતે મળી શકે? તરત જ પ્રેમલત્તા જે માણુસ ચાલ્યો જતો હતો તેની પાછળ પાછળ ચાલી. રસ્તામાં જરા એકાંત જેવું સ્થળ આવ્યું ત્યાં બોલી કે કોણ ખડગસિંહ? ત્યાં તો જનાર માણુસ અટકયો અને ઉભો રહ્યો. કેમ બહેન આપે કેમ બોલાવ્યો? મેં આપને જ બોલાવ્યા છે પ્રેમલત્તા બોલી. ત્યાંતો માણુસ બોલ્યો મારૂં નામ ખડગસિંહ નથી. તે હું બરાબર જાણું છું કે બહાદુર આપ યુવરાજના સાચા અને નીડર સાથી છો આપ ગભરાશો નહિ મારૂં નામ પ્રેમલત્તા છે. ત્યાં ખડગસિંહ બોલ્યો શું આપ જ પ્રેમલતા છો? આપને જ મળવા માટે યુવરાજશ્રી એ મને મોકલ્યો છે ત્યાં તો આપનો અચાનક મેળાપ થયો ચાલો પ્રભુ જે કરે છે તે સારૂં જ કરે છે. કહો શા કામ માટે મોકલ્યા હતા?

ખડગસિંહ—આપની સાથે મળી કંઈ પણ નવાજુની રાજ્યમાં કંઈપણ હોય તે જણાવવા સુચના કરી છે. વળી આપ બરાબર વફાદાર છેક સુધી રહેશો એવી નીમાલસ પણે ભલામણ કરી છે શશોકાંત અને વિનયકુમારને અવારનવાર સમાચારની જાણ આપી તમામ સદેશા મને અહીંથી પાંચ ગાઉ ઉપર ચંડીકાદેવીનું મંદિર છે તે જગાએ પહોંચી શકે તેવી ગોઠવણુ કરવા આગ્રહ કર્યો છે.

પ્રેમલત્તા—તો સાંભળો કુમારશ્રીને કહેશો કે શીવરાત્રીને રોજ મહારાજા શંકર ભગવાનના મંદિરે દર્શન કરવા જશે તે વખતે મહારાજાનો વધ કરવામાં આવશે માટે આપ તે વખતે મહારાજાના બચાવ માટે તૈયારી કરશો. બીજું આજે રાતના બાર વાગે ચામુંડાની ગુફામાં પાપીઓની સભા મળવાની છે ત્યાં પણ બની શકે તો દાખલ થઈ બધી બાતમી લઇ યોગ્ય ઉપાય સોચશો. નગર કોટવાળ અને મહારાણી બંને એક થયાં છે તે પણ જાણશો. દુશ્મનોએ આપની ગેરહાજરીમાં જ રાજ્યનો કબજો લેવા નક્કી કર્યું છે. આવતી કાલથી જ જુલ્મનો કેર પ્રજા ઉપર અને શશીકાંત વિનયકુમાર અને નગરશેઠ સોમદત્ ઉપર થવાનો છે તેના બચાવ માટે વખત આવે તો પ્રાણનું બલિદાન આપીને પણ બચાવ કરી ક્ષાત્રીપણું શોભાવશો અને આપના જીવનનું સાર્થક કરશો. દરેક વખતે પાપીઓને ગુપ્ત ચેતવણી આપવા ચુકશો નહીં અને સંધ્યાકાળના સમયે નગર કોટવાળ અને મહારાણી નગર બહાર આવેલા બગીચાના જીર્ણ મહેલમાં ભેગા થવાના છે તો બની શકે તો ચેતવણી આપશો. બીલકુલ વખત ગુમાવ્યા વગર જ યુવરાજશ્રીને હાલને હાલ ખબર આપવા જાઓ. વખત થોડો છે કામ ઘણું છે માટે પ્રમાદ ન કરતાં મારતા ઘોડે જાઓ.

જેવી આજ્ઞા! પ્રેમલત્તાના તમામ સમાચાર લઈ ખડગસિંહ ચાલ્યો ગયો અને પ્રેમલત્તાએ વિચાર કર્યો કે લાવને જરા ભદ્રકુમારને ત્યાં પણ જઇ આવું કારણ કે તે લંપટ પાસેથી પણ કેટલીક જાણવાની હકીકત મલી રહેશે. તેથી તરત જ તેણે ભદ્રકુમારને ત્યા જવા રસ્તો બદલ્યો. ત્યાં તો માલતી સામે જ મળી. માલતી બોલી કે અહો બેન પ્રેમલત્તા કીદ સીધાવો છો? હું જઉં છું બ્હેન શશીકાંતની શોધમાં સમજ્યા! ના—ના મારી સોગન ક્યા શીકારની શોધમાં જાઓ છો? માલતી

એ પુછ્યું. પ્રેમલત્તા બોલી કે બાપ કમાઈવાળા કોઈ માલદાર અકકલના બારદાનની શોધમાં જાઉં છું. ઠીક ઠીક ભલે પધારો પણ તમે બહેન શીદ જઈ આવ્યા પ્રેમલત્તાએ પુછ્યું. હું તો આપના હુકમનું પાલન કરવા સુભદ્રાબેનના કહેવાથી શશીકાંત ભાઈ અને વિનયકુમારને ખબર આપવા ગઈ હતી માલતીએ જવાબ આપ્યો. શું જવાબ આપ્યો પ્રેમલત્તા એ પુછ્યું. બહેન તેમનો જવાબ તો બીકની માફક નાસી જવાનો નથી તે તો આવતી આફતમાં ઝંપલાવશે અને પોતાના બલીદાનથી પ્રજામાં નવું ચેતન આપશે તેથી પ્રજાની ગુલામીનો અંત વહેલામાં વહેલો આવશે તેથી તેમનો નિશ્ચય તો ભાગી જવાનો નથી પણ જુલમની સામે મેરૂની માફક અડગ ઉભા રહેવાનો જ નિર્ધાર જ જણાવ્યો છે માલતી એ જણાવ્યું. શાબાસ વીરનર તારી વીરતા અને તારી નીડરતાને ! ઠીક બેન હવે તમે જાઓ. પ્રેમલત્તા એ રજા આપી અને માલતી ભદ્રકુમારને ત્યાં જવા ચાલી ત્યાં સુધીમાં આપણે દયાવતિની મુલાકાત લઈએ.

# પ્રકરણ ૨૪ મું

## દયાવતિને ત્યાં મધુરી

પ્રેમલત્તાની સુચના મુજબ મધુરીએ દુષ્ટસિંહ પોતાના ઘેર છે કે નહીં તેની તપાસ કરાવી. ત્યારે દુષ્ટસિંહ નથી તેવા સમાચાર મળવાથી તરત જ પોતે દયાવતિને મળવા માટે દયાવતિના મકાન ઉપર આવી તરત જ દયાવતિને પ્રણામ કરી બેઠી.

દયાવતિ—કેમ બહેન આપને શા કામ માટે આવવું પડયું છે?

મધુરી—ખાસ જરૂરી કામ માટે આવી છું. તે પહેલાં આપને હું મારો પરીચય આપું છું. હું નાતથી નીંદાએલી અભાગીની મધુરી નૃતિકા છું પણ હું મારી વફાદારી બજાવવા માટે આવી છું તો આપ કૃપા કરી તમામ હકીકત સાંભળો.

દયાવતિ—ભલે બહેન જે હકીકત હોય તે બોલો.

મધુરી—આજે આપના પતિ સાંજના સમયે મહારાણીને

મળશે. તેની પાસે તમામ કામ હુકમથી કરાવશે. આવતી કાલે પ્રજા ઉપર જુલ્મ ગુજારશે. બીજું મહારાજા શીવરાત્રીના રોજ શંકર ભગવાનના દર્શને જશે ત્યારે તેમનો વધ કરવામાં આવશે અને યુવરાજની ગેરહાજરીનો લાભ લઈ રાજ્ય સત્તા પોતાને કબજે કરશે. મહારાણી તમારા પતિદેવના પ્રેમમાં લુબ્ધ બની છે તેથી તેની લાલાઈનો ઉપયોગ તેના હાથે જ સ્ત્રીચરિત્રના ઝેરી સ્વભાવથી કૃત્ય કરાવશે માટે તે બાબત પ્રેમલત્તા બહેનની ભલામણ હતી કે દયાવતિ માતાજીને આ ખબર આપજે તેથી હું આપની સેવામાં હાજર થઇ.

દયાવતિ—ધન્ય છે બ્હેન તમારી વફાદારીને! આજે તમારા માટે એક સન્નારી તરીકે મારા હૃદયમાં માન ઉત્પન્ન થયું છે. આપ જરાપણ ચિંતા ન કરશો પ્રભુ જરૂર પાપીઓના હાથ હેઠા પાડશે. ઠીક મધુરીબહેન હાલમાં તે લોકોનું સ્થાન ક્યાં હશે?

મધુરી—તે લોકોનું નિવાસસ્થાન ચામુંડા માતાની ભયંકર ગુફામાં. લગભગ પચાસની સંખ્યામાં જલ્લાદ માણુસો છે. જેમના હૃદયમાં દયા કે સંસ્કારનો લેશપણ અંશ નથી. એ સિવાય દરેક ગામડાના પ્રજાજનોએ દુષ્ટસિંહના લાભમાં જ ઉભા રહેવાનો નિશ્ચય કર્યો છે જેના તમામ ખરચ અને શસ્ત્ર સામગ્રી માટેની જોગવાઇ પેલા લોભી ભગવાનદાસના પુત્ર ભદ્રકુમારના હસ્તક સોંપી છે. આજે રાતના બાર વાગે બધા ચામુંડાની ગુફામાં ભેગા થવાના છે.

દયાવતિ—ઠીક બ્હેન મધુરી હવે આપ જાઓ જરૂરી બાતમી મલે તો ખબર આપશો.

મધુરી ચાલી ગઈ દયાવતિના સહવાસમાં જે જે માણુસો હતા તે દયાવતિના હુકમનું પાલન કરતા હતા તેના ઉપર

અડગ વિશ્વાસ રાખતા હતા અને તમામ બંદરના માણસોને અંદર ખાને દુષ્ટસિંહના ઉપર અભાવ હતો તેઓ દયાવતિને પોતાની જનેતા સમજતા હતા. તેથી જ દયાવતિ બોલી કે, હવે જ તમારા સરદારને પાપના રસ્તેથી બચાવવો તે તમારી પ્રથમ ફરજ છે અને તમારા જ મહારાજાનો પ્રાણ બચાવવો તે પણ તમારી પ્રથમ ફરજ કરતાં વધારે કીંમતી ફરજ છે. માટે બોલો, તમે મારા કાર્યમાં સાથ આપવા ખુશી છો ? ત્યાં માણસો બોલ્યા કે માતાજી આ શું બોલો છો ? અમો તો આપના માટે અમારો પ્રાણ પણ આપવા પ્રતિજ્ઞા લઈએ છીએ આપના હુકમનું પાલન અમો મરતાં સુધી કરીશું તેવી પ્રભુ સાક્ષીએ પ્રતિજ્ઞા લઈએ છીએ.

આપ અમારા ઉપર જરાપણ અવિશ્વાસ કે શંકા લાવશો નહીં. માટે આપ જે હુકમ ફરમાવશો તે હુકમ જીવના જોખમે પાળીશું. શાબાસ મારા વિરાઓ ! આજે તમે તમારી બહેનની તમામ આશાઓ ફલીભૂત કરી. મારો આશીર્વાદ છે કે પ્રભુ તમારા નેક કામનો બદલો જરૂર આપશે. હવે આજે સાંજના સમયે ત્રણ માણસોએ મારી સાથે આવવાનું છે, આ વાતની ખબર તમારા સરદારને બીલકુલ પડવી જોઈએ નહીં તે પછી કાર્યક્રમ નક્કી કરીશું. હવે સૌ જાઓ. દયાવતિએ પોતાને શું કરવું તેનો વિચાર કરવા લાગી અને પ્રભુની દેવ સેવા કરવાની તૈયારી કરી પોતે પ્રભુ ભક્તિમાં બેઠી.

# પ્રકરણ ૨૫ મું

## ભદ્રકુમારને ત્યાં પ્રેમલત્તા

ભગવાનદાસ અને ભદ્રાવતી બંન્ને પોતાના પુત્રને માટે કાંઈક ચીંતાતુર હોવાથી ભગવાનદાસ બોલ્યો કે, ભદ્ર, મેં મારી કેટલીએ આશાઓથી! મારા જીવનના સુખનો કીંચીત વિચાર કર્યા વગર જ મેં ગરીબોના લોહી ચૂસી ચૂસીને કરોડોની થેલીઓ ભેગી કરી તે ફક્ત પુત્રના સુખના માટે જ પણ દેવી પુત્રના સંસ્કાર જોતાં પુત્ર આપણને સુખ કે શાંતી નહિ આપે. ત્યાં ભદ્ર બોલી કે નહિ તે સૌ વાત કર્મને આધિન છે જેવું અન્ન તેવા ઓડકારને જેવી સોબત તેવી જ અસર—બરાબર છે દેવી હજુ ભાઈ આવ્યો છે કે નહિ ? ત્યાં તરત જ ભદ્રકુમાર આવી હાજર થયો. ભગવાનદાસ કહે કેમ આવ્યો

ભાઈ ? જી હા પિતાજી બોલો શું કામ છે જલ્દી બોલો મને ખોટી થવાનો સમય નથી આજે ઘણું જ જરૂરી કામ હોવાથી રાતના બહાર જવાનો છું સમજ્યા પિતાજી. !

ત્યારે ભગવાનદાસ બોલ્યા કે દિકરા તને ત્હારા વૃદ્ધ પિતાની કે માતાની જરાપણ લાગણી નથી ? એક ઘડીભર પણ તું ત્હારા પિતાના કાર્યમાં મદદ આપતો નથી–જો તારી માતા પણ કેટલી બધી સુકાઇ ગઇ છે ! હવે તો ભાઇ અમારા મરણનો વખત નજીક આવ્યો છે તો શું અમારી આશા તું જરાપણ પુરી નહિ કરે ? ત્યાં ભદ્રકુમાર બોલ્યો તમારી હકીકત સાંભળવાની મને નવરાશ નથી અને તમને સાચેસાચા શબ્દોમાં સંભળાવી દઉં છું કે મહેરબાની કરી મને સતાવશો નહિ. તમે જે કર્યું છે તે કાંઇ મારા ઉપર ઉપકાર કર્યો નથી. તમે જે મિલ્કત ભેગી કરી છે તેનો માલીક તો આખરે હું છું. માટે મને લાગે છે કે બુઢ્ઢાપણમાં તમારી બુદ્ધિ બગડી ગઇ છે. જ્યારે હું તમારી પાસે આવું છું ત્યારે તમે બોલો છો કે ભાઈ તું બોલતો નથી, હસતો નથી, બેસતો નથી–શું હું ચોવીસે કલાક તમારૂં લુણ ઉતારવા બેસી રહું–મારે હજાર કામ છે માટે આપ મહેરબાની કરીને મને કોઇપણ જાતનો ઓલંભો આપ્યા વગર મને મારી મરજી પ્રમાણે ચાલવા દો. વળી આજે મને અત્યારે જ રૂપીયા પાંચ લાખની જરૂર છે તે વગર વિલંબે પૂછ્યા વગર મારા હાથમાં આપો અને નહિ આપો તો હું ગમે તે પ્રકારે લઇશ પછી મારો દોષ ન કાઢશો સમજ્યા મારા ધન લોભી બુઢ્ઢાજી !

પુત્રના કટુ વચન સાંભળી માતા પિતાના શોકનો પાર ન રહ્યો અને પોતાની ધારેલી તમામ આશાઓ પર પાણી ફરી વળ્યું એવું તેમના મનમાં થયું. ત્યાં તો બહારથી કોઇનો અવાજ આવ્યો કે ભદ્રકુમાર શેઠ અંદર છે ? ત્યાં તો ભદ્રાવતી તે અવાજ સાંભળી બહાર આવીને જોયું તો કોઇ સ્ત્રીને જોઇ. કેમ બ્હેન કોનું કામ છે ? માતાજી મારે ભદ્રકુમાર શેઠનું કામ છે–હા છે અંદર આવો, તે વખતે ભદ્રકુમાર પોતાના પિતાની

સામે બોલતો હતો કે તમે પાંચ લાખ રૂપીઆ આપો છો કે નહિ નહિ તો જોવા જેવી થશે. પ્રેમલત્તા એ અંદર આવતાં આવતાં આ શબ્દો સાંભળ્યા—ભદ્રાવતી તે બોને લઈને અંદર આવી. અંદર આવતાં જ ભદ્રકુમાર બોલ્યો, ઓહો—પ્રેમલત્તા તમે ક્યાંથી—પ્રેમલત્તા બોલી કે હું જરા આપને જ મળવા માટે આવી હતી. ભદ્રકુમાર બોલ્યો બોલો શું કામ છે—ત્યાં તો પ્રેમલત્તા બોલી કે આપતો ભવિષ્યમાં રાજ્યના દિવાન થવાના છો અને તમારા માતા પિતાને આ પ્રમાણે અવિવેક ભર્યા શબ્દો બોલો તે તમોને શોભે છે ? તો દિવાન થયા પછી પણ આપ આવી જ સભ્યતા રાખશો ને ?

પ્રેમલત્તાની મધુરી વાણીના મર્મ ભર્યા શબ્દો સાંભળી ભદ્રકુમાર સ્તબ્ધ થઈ ગયો અને બોલ્યો ના—ના એ તો અમારા બાપ દિકરા વચ્ચે જરા કોઇ વાતમાં મતભેદ પડયો હતો તેથી જ જરા મારા ઉતાવળીયા સ્વભાવથી બોલી જવાયું. ભલે માતા પિતા તો આપના શીરોમાન્ય કહેવાય તેમનું સુખ તે આપનું સુખ અને તેમનું દુઃખ તે આપનું દુઃખ, માટે હવેથી આવા કટુ શબ્દો ન બોલશો. ચાલો જરા અંદર પધારો પ્રેમલત્તા બોલી—ભદ્રકુમારે કીધું ભલે આવો ભદ્રકુમાર અને પ્રેમલત્તા બંને જણા એકાંત હોલમાં આવ્યા.

ભદ્રકુમાર—કેમ પ્રેમલત્તા આજે કાંઇ મ્હારી ઝુંપડી પાવન કરી, કહો શા કારણે આપનું આગમન થયું છે ?

પ્રેમલત્તા—કંઈ પણ જરૂરના કામ વગર તો નહિ આવી હોઉને ? કામ તો ઘણું જ છે પણ તે હૃદય ઓળખ્યા સિવાય કેમ કહેવાય ?

ભદ્રકુમાર—શું તમને મારા હૃદય ઉપર અવિશ્વાસ છે ? ત્યારે તો લાચાર તમારા માટે મ્હારા હૃદયમાં કયું સ્થાન

છે તે હું શી રીતે બતાવી શકું ? હનુમાને જેમ શક્તિ વડે હૃદય ચીરીને શ્રી રામને બતાવ્યા હતા તેમ મ્હારામાં હૃદય ચીરવાની શક્તિ હોત તો પ્રેમલત્તાને પણ બતાવત આથી વધારે શું કહું ?

પ્રેમલત્તા—બસ બસ બહુ કીધું મેં તો જરા તમારી મજાક કરવા માટે કહ્યું હતું. મ્હારો સ્વભાવ જરા તોફાની અને મજાક કરવાનો તેથી જ હું બોલી. ખોટું લાગ્યું હોય તો માફ કરજો (મનમાં વિચાર કરી બોલી) હવે હું જઉં (ઓ ચરીત્ર ના ડોળથી બોલી) કોઈ વખત યાદ તો કરશો ને-ઠીક ત્યારે હું રજા લઈશ.

ભદ્રકુમારે વિચાર કર્યો કે વગર મહેનતે હાથમાં આવેલો શિકાર છટકી જાય તે તો ઠીક નહિ માટે તેને બનાવી મારા હાથમાં લઈ લઉં.

ભદ્રકુમાર—જવાની રજા માગવાનું શું કારણ છે ? જે કામે આવ્યા તે કામ કહેવું નથી ? તમે ન કહો તો તમને મહારા સોગન છે. લ્યો મારૂં વચન, પ્રાણાન્તે તમારૂં કામ બજાવીશ.

પ્રેમલત્તા—(ગુસ્સામાં આવી જતો અટકાવવા માટે જાળ બીછાવવા માંડી ) આજે રાતનાં બાર વાગે આ દાસીને નગર બહાર આવેલા બગીચામાં મળી શકશો કે મારે ઘણી જ વાત કરવાની છે.

ભદ્રકુમાર—(વિચારમાં પડ્યો) રાતના બાર વાગ્યા સિવાય કોઈ બીજો ટાઈમ અનુકુળ હોય તો મળી શકીશ.

પ્રેમલત્તા—ઠીક મને તમારી ખાત્રી હતી કે આપ નથી જ મળવાના. આપ તો મોટા માણસ કહેવાઓ મારા જેવી સાધારણ ઓને ક્યાંથી મળી શકો ?

ભદ્રકુમાર—ના—ના તેવું કાંઈજ નથી આજે મારે જરૂરી કામ હોવાથી જ લાચાર છું. માટે બહાર જવાનું છે.

પ્રેમલત્તા— ઠીક ભલે અમારાથી છાનુ રાખો. ભલે પહેલાં જે ટાઇમ આપ્યો હોય તે સાચવશો કાચા હૃદયના પુરૂષોનો તો ભરોસો જ શો !

ભદ્રકુમાર—ના—ના તમારાથી મ્હારે હવે કોઇવાત ગુપ્ત રખાય જ નહિ. તમે જ્યારે મ્હારે ત્યાં સાચા હૃદયથી આવ્યા હો તો મ્હારે પણ સમજવું જોઇએ પોતાને જે-જે સૂચનાઓ મળી હતી તે તમામ વાતનો ભેદ પ્રેમલત્તાને તેણે જણાવી દીધો અને બોલ્યો કે તેથી જ હું ત્યાં જવાનો છું કહો—હવે તો તમને ખાત્રી પડી ?

પ્રેમલત્તા સમજી કે શિકાર હાથમાં આવતો જાય છે ઠીક ત્યારે ત્યાં જઇ આવો પછી આવતી કાલે રાતના ટાઇમે તો મળી શકશો ને ? જરૂર મળીશ—તો હવે તમે જ્યારે રાતના ત્યાં જાઓ ત્યારે તમારે ને દુષ્ટસિંહને જે જે બાબતની આપ લે થઇ હોય તે બાબતનું લખાણ લખાવી તેની સહી કરાવીને દસ્તાવેજ હાથમાં રાખશો ! ભવિષ્યમાં ફરી જાય તો તમારા હાથમાં સાધન તો જોઇએને અને દસ્તાવેજમાં ત્યાં જે—જે આગેવાનો હોય તેની તમામ-ની સહીઓ લીધા પછી જ પાંચ લાખ રૂપીઆ આપશો.

પ્રેમલત્તાની મુસદ્દી પણાની વાતની અસર ભદ્રકુમારને તરતજ થઇ અને પ્રેમલત્તા પોતાના માટે લાગણી ધરાવે છે તેવું નક્કી થતા તેણે પણ પ્રેમલત્તાની સૂચના મુજબ દસ્તાવેજ લખાવી લેવા હા પાડી. આવતી કાલે તમને બગીચામાં મળીશ ત્યારે બતાવીશ હવે તો ખાત્રી થઇને ? પ્રેમલતા બોલી મેં તો મ્હારા હૃદયથી તમારા જ લાભની વાત કરી તેમાં

તમને મારો વાત ઉપર વિશ્વાસ આવ્યો જાણી મને પણ આનંદ એટલો જ કે તમે જોખમમાં ન આવો અને એ લોકો પોતાનું કામ પુરૂ કર્યા પછી તમને દગો ન આપે તેટલી જ મારી ઇચ્છા હતી. પણ જો એ મારીને તમારી મુલાકાતની ગંધ પણ જો પાપીઓને આવી તો મારૂં ને તમારૂં બંને જણાનું આવી બન્યું સમજજો સમજ્યા—ભદ્ર-કુમાર બોલ્યો કે ધન્ય છે તમને કે આપે મને સુંદર અને સારો રસ્તો બતાવ્યો. આપણી મુલાકાતની વાતની ખબર જરાપણ કોઇને નહિ પડે તેનો જરૂર વિશ્વાસ રાખશો. ઠીક ત્યારે હવે હું જઇશ રજા છે ને?

ભદ્રકુમાર—શું પ્રેમસત્તા જશો? અરે! હવે તો તમને તજાય કેમ? વખત આવવાદો પછી તો હું અને તમે.

# પ્રકરણ ૨૬ મું

## સુભદ્રાને ત્યાં દયાવતિનું આગમન

પ્રેમલત્તા સુભદ્રાને જે સમાચાર આપી ગઈ હતી તે સમાચારથી તેનું મન જરા ઉદ્વેગ પામ્યું ખરૂં પણ થોડી જ વારમાં તો તેના આત્મા સાથે નિશ્ચય કર્યો કે આવતી આફતના સામે ઝઝૂમવું અને ગમે તે ઉપાયે પાપીઓનો વિનાશ કરવો. એવામાં માલતી આવી અને માલતીને સુભદ્રાએ શશીકાન્ત અને વિનકુમારને મળેલા સમાચારની જાણ આપવા માટે મોકલી. અને તે પણ સમાચાર આપી તરત પાછી સુભદ્રાની પાસે આવી ગઈ. સુભદ્રાએ તરત જ પોતાના પિતાશ્રીને અને માતુશ્રીને બોલાવ્યાં અને સાગરચંદ મુનીમને પણ બોલાવવા સુભદ્રાએ સમાચાર મોકલ્યા. બધાના આવ્યા પછી પ્રેમલત્તા તરફથી જે સમાચાર મળ્યા હતા તેની જાણ કરી અને આવતી કાલના માટે શું કરવું અને કેવી રીતે બચાવ કરવો તેના ઉપર બોધ લેવાના માટે સવાલ પૂછ્યા. તરત જ સાગરચંદ

બોલ્યા કે આ બાબતમાં શશીકાન્તભાઈની સલાહ લેવી વધારે ઉપયોગી થઈ પડશે. ત્યારે સુભદ્રા બોલી કે મેં માલતીને સમાચાર આપવા મોકલી હતી તે બાબતમાં તેમના તરફથી એવો ખુલાશો આવ્યો છે કે બીરૂની માફક ભાગી જવા કરતાં તો આવતી આફત શાંતીથી સહન કરવી તેમાં જ સાચી જીવનની સાફલ્યતા છે. માટે જેને આબરૂનો ડર હોય તે ભલે ભાગી જાય પણ હું તથા વિનયકુમાર તો હરગીજ નગર છોડી જવા માગતા નથી. મારા શરીરમાં અશક્તિના કારણથી ભગવાનના ભરોસા ઉપર જ બેઠો છું.

તેવામાં જ સરદાર દયાળસિંહ પણ આવી ગયો. કેમ સુભદ્રા બહેન શા વિચારમાં છો?

સુભદ્રા—કાંઈ જ નહિ. મ્હારી પાસે તમામ હકીકત આવી છે. જે જવાબ શશીકાન્તે અને વિનયકુમારે આપ્યો છે તે જવાબ એક સાચા વીરનરને શોભે તેવો આપ્યો છે. માટે આપપણ તેના જ પગલે અનુસરીને ચાલો તેમાં જ પ્રજા અને રાજ્યનું ભલું થશે. બાકીનું તમામ કામ હું મારે સંભાળી લઈશ દયાળસિંહ બોલ્યો.

સોમદત્ત—તો હવે આડીઅવળી કંઈ પણ વાત ન કરતાં મુખ્ય મુદ્દાઓ પર વાત કહી છે તે ઉપર.

દયાળસિંહ—આપનું કહેવું બરાબર છે. કહો ત્યારે કદાચ આવતી કાલે મળેલી વાતચીત પ્રમાણે આફત આવી પહોંચે તે બાબતમાં શું કરવું તેના માટે આપનો અભિપ્રાય ઘણો જ જરૂરી છે એમ હું માનું છું.

સોમદત્ત—કદાચ મને પકડવા આવશે તો એક વીરની માફક મારે પકડાવું અને સુભદ્રાએ નગરની પ્રજામાં જાગૃતી લાવવાનું કામ કરવું. તેમાં પ્રજાને સત્ય હકીકત વાકેફ કરવી.

તે કરતાં કદાચ તે પણ પકડાઈ જાય તો તેણે પોતાના પ્રાણના ભોગે પણ પોતાનું સ્વમાન સાચવવું અને પકડાયા પછી–માલતીએ તે કામ ઉપાડી લેવું. અને જો કદાચ માલતી પકડાઈ જાય તો તેના પછી ગુરૂદેવ માનસૂરિ તે કાર્ય ઉપાડે અને બીલકુલ ડર રાખ્યા વગર શાંન્તીથી આપણું કાર્ય આગળ ધપાવે જવું. મ્હારી તો એક સાચા સેવક તરીકેની આ સલાહ છે.

દયાળસિંહ—ધન્ય છે શેઠ તમારી વણીક બુદ્ધિને. જેવા તમે વેપારી છો તેવા જ તમે વીર છો. તમારી સલાહ દરેકને અનુકૂળ આવી છે એમાં જરા પણ શંકા નથી. માટે હવે તો આવતી કાલ શું થાય છે તે જોયા પછી જ આપણે બધા એ ભવિષ્યમાં કેવો રસ્તો લેવો તેનો વિચાર કરવો મને ઠીક લાગે છે કેમ બ્હેન સુભદ્રા મારૂં કહેવું બરાબર છે ને ?

સુભદ્રા—સરદાર આપનું કહેવું યથાવત છે. જ્યારે બે યુવાનો પોતાના કાંઇ પણ સ્વાર્થ વગર પોતે પ્રજાના અને રાજ્યના ભલા માટે પ્રાણનું બલીદાન આપવા તૈયાર થાય તો પછી આપણે આપણી ફરજમાં પાછા હઠવું તે તો નિર્માલ્યતાનું પ્રદર્શન થાય છે માટે ભલે આફત આવે ભલે પિતાજી પકડાય તો હું પણ મ્હારા પિતાની દિકરી છું. હું પણ પિતાની આજ્ઞા શીરોમાન્ય ગણું છું અને પિતાના રાહે જ પુત્રી કામ કરશે તેની હું ખાત્રી આપું છું.

દયાળસિંહ—શાહબાશ બહેન, મને ખાત્રી છે કે પ્રથમ તો પારાવાર કષ્ટ ભોગવવું પડશે પણ આનો નીવેડો ચંદરોજમાં જ આવી જશે. અને પાપીઓના હાથ હેઠા પડશે. તેજ વખતે એક ખંજર આવ્યું. તેમાં એક ચિઠ્ઠી ખોસેલી હતી તરત જ તે ખંજર દયાળસિંહે જોયું અને તેમાંથી ચીઠ્ઠી લીધી અને તે બધાના સાંભળતાં વાંચવા માંડી.

સોમદત્ત, આવતી કાલ સાંજના સાત વાગે રૂપિયા ત્રણ લાખ લઇ નગરની બહાર આવેલા સરોવરની પાળ પાસે આપી જજો નહિ તો ત્હારો પ્રાણ લેવામાં આવશે એ નક્કી સમજવું એ જ. લિઃ-રાજ્યનો દુશ્મન.

ચીઠ્ઠી પુરેપુરી વાંચી અને બરાબર ધ્યાન દઈ અક્ષર તપાસ્યા તો તેના જાણવામાં આવ્યું કે આ અક્ષર પાપીનાં છે. ઠીક છે કાંઈ નહિ કાલે જોઈ લેવાશે.

તેજ વખતે સોમદત્ત શેઠ ચીઠ્ઠીનું લખાણ સાંભળીને ખૂબ હસી પડયા. હજી પાપીઓએ સોમદત્તનો ઝપાટો જાણ્યો નથી. ખેર હજુ તો ચોવીસ કલાક બાકી છે. જેને રામ રાખે તેને કોણ મારનાર છે જગતમાં !

ઠીક સરદાર સાહેબ, આપને મારે બીજું કાંઈપણ કહેવાનું નથી છતાં કદાચ હું આફતમાં આવી જાઉં તો મારી પુત્રી સુભદ્રાનું રક્ષણ કરજો. ત્યાં તો સુભદ્રા જ બોલી કે બાપુજી માહરી જરા પણ ચિન્તા કરશો નહિ.

આ વખતે મકાનની બહાર એક મહાત્મા ભજન ગાતા ચાલ્યા જતા હતા કેઃ—

જે કાર્ય ધાર્યું તે કરવું, પ્રાણાન્તે નહિ ડરવું ટેક.
દુઃખ પડે સુખના માટે, પણ સત્ય થકી નહિ ચળવું,
આવી પડેલી આફત માટે, વિરના મૃત્યુ એ મરવું,
—જે કાર્ય. ૧

પાપીઓ સહુ પાપથી જાશે, એના પાપો એને ખાશે;
જેવું કરશે તેવું ભરશે, અસત્ય નહિ આચરવું.
—જે કાર્ય. ૨

જલ્લાદો સહુ ર ર્યા જાશે, ધાર્યું તો શ્રી પ્રભુનું થાશે;
વિકટ પંથ પણ નીકટ બનશે, માટે શાંન્તી થકો વિચરવું
—જે કાર્ય ૩

લક્ષ્મી મળે તેનો ઉપયોગ કરજો, દીન દુઃખીના દુખડા હરજો
સાગર જેવા ગંભીર બનીને, જીવન કસોટીએ ચઢવું
—જો કાર્ય ૪

ઇતિહાસોને જરા અવલોકી, મહાપુરૂષોના દૃષ્ટાંત ટાંકી,
બલીદાન તેનાં લેજો આંકી, એવા બલીદાન દઈ દુઃખ હરવું
—જો કાર્ય ૫

કાયરનું નહિ કામ સંગ્રામે, શૂરવીરનું સ્થાન છે તે ઠામે
નામ લખાશે ઇતિહાસના પાને, કહે ભોગી તેમાં જ સુખ
સમજવું—જો કાર્ય ૬

મહાત્માના ભજન ઉપરથી બધાના હૃદયમાં ઘણી જ જાગૃતી આવી. દયાળસિંહ સમજ્યો કે જે મહાત્મા મારા ઘરની આગળ ગાતો હતો તેજ મહાત્મા આ છે. ઠીક બહેન હું હવે જવાની રજા લઉં છું.

સુભદ્રા—ભલે આપ પધારો અને સૌએ સૌના કાર્ય પર લાગી જવું જોઈએ.

## પ્રકરણ ૨૭ મું

### યુવરાજ, સજ્જનસિંહ ચંદ્રિકાદેવીના મંદિરમાં

યુવરાજ સજ્જનસિંહ અને પોતાનો વફાદાર વિજેસેન તથા તેના સાથીદારો લગભગ અઠવાડીયાથી પોતે પોતાના પિતાની રજા માંગી દેશાટન કરવાનું નામ લઈને અતરે આવી ગુપ્ત વેશમાં ગુરૂદેવ રામાનંદના મહેમાન થયા છે. સજ્જનસિંહ પોતે ઉદાર દિલનો તેમજ ક્ષત્રીય ધર્મને પુરો જાણવાવાળો છે. પ્રજા પ્રત્યે રાજાની શું ફરજ હોવી જોઈએ તેનું તેને સંપુર્ણ જ્ઞાન છે. તેના વિચારો અને ચારિત્ર ઘણું ઉંચું અને પવિત્ર છે. તેનામાં કાંઇ પણ જાતનો વ્યસનનો દુર્ગુણ લેશ માત્ર નથી. પોતાના જીવનમાં પણ દુખીઃ-દીન પર હમદર્દી ભરેલી ભાવનાવાળો ઉચ્ચ સદ્‌ગુણ છે.

કુમાર મહાન વિચારમાં ગરકાવ થઈને બેઠો છે તેવામાં મારતે ઘોડે ખડગસિંહ આવીને યુવરાજ પાસે હાજર થયો

અને કુમારને પ્રેમલત્તાએ સૂચવેલો સંદેશો કહેવા માટે શરૂઆત કરી તે વખતે કુમારે વિરસેનને બોલાવ્યો.

સજ્જનસિંહ--કેમ ખડગસિંહ શા સમાચાર છે ?

ખડગસિંહ--પ્રેમલત્તા મને રસ્તામાં જ મળ્યા અને મને આજને આજ તમને તમારી બહાદુરી વડે કામની શરૂઆત કરવાનું સુચવ્યું છે. સાંજના સમયે નગરકોટવાળ દુષ્ટ-સિંહ અને મહારાણી બગીચાના મહેલમાં મળવાના છે. મહાશિવરાત્રીના રોજ મહારાજા શંકર ભગવાનના દર્શને જશે તે વખતે મહારાજાનું ખૂન કરી રાજ્યનો કબજો લેવાનું નક્કી કર્યું છે. મહારાણી તે પાપીના પ્રેમ પાશમાં લપટાણી છે. અને તેના જવાબદાર આપ કહેવાયા છો. મહારાજાને નીશામાં ચકચુર કરી નાખ્યા છે, મહારાજાને પોતાને પોતે કોણ છે તેનું પણ ભાન નથી. આવતી કાલે શશીકાન્ત, વિનયકુમાર અને નગરશેઠ વિગેરેને પકડવાના છે. આ કામમાં પૈસા વગેરેની તમામ મદદ લોભી ભગવાન-દાસનો પુત્ર ભદ્રકુમાર આપવા માટે તૈયાર થયો છે. આજ રાતના બાર વાગે બધા ચામુંડાદેવીની ગુફામાં મળવાના છે. દુષ્ટસિંહની મહાયોગમાયા જેવી ધર્મપત્ની દયાવતી બહેન પણ આપના કાર્યમાં સંપુર્ણ મદદ આપવા તૈયાર થયા છે.

પ્રેમલત્તાએ વળી એમ પણ કહ્યું છે કે તમામ વાતચીત આપને યોગ્ય સમયે પહોંચાડતી રહેશે અને પાપી દુષ્ટસિંહની તમામ બાજી ધૂળમાં મેળવવા માટે તમામ રીતે આપને મદદ કરવા માટે તેણેસંકલ્પ કર્યો છે. અને તેણે તે પણ કહ્યું છે કે આજ સાંજના સમયે ટાઈમ ન ગુમાવતાં આપ જરૂર બગીચામાં જઈ પાપીને પોતાના કાર્યમાં વિઘ્ન નડે તેવો ઉપાય કરવા માટે ભલામણ કરી છે. આ તમામ

વાતની જાણ પ્રેમલત્તાએ આપના તમામ હિતેચ્છુઓને પણ ખાનગી આપી દીધી છે. શશીકાન્ત અને વિનયકુમાર તેમજ સુભદ્રા બહેને તો પોતાના જીવનનું બલીદાન આપવા માટેની સર્વ તૈયારીઓ કરી છે.

માટે હવે આપને જે યોજના કરવાની હોય તે સત્વર વખત ન ગુમાવતાં તરત જ અમલમાં લાવવી જોઇએ. નહિ તો વખત વિતતાં શત્રુઓ પગભેર થઈ જશે તે પહેલાં તેના પગમાં જ ઘા મારવો જોઇએ અને આગળ વધતાં અટકાવવો જોઇએ તે પ્રથમ આપનું કાર્ય છે.

યુવરાજ અને વિરસેને તમામ હકીકત સાંભળવા પછી કુમારે વિરસેનને પૂછ્યું કે બોલો હવે આપણે કેવી રીતે કામની શરૂઆત કરવી તે નક્કી કરો.

વિરસેન—જુવો યુવરાજ સાહેબ, મ્હારો અંગત અભિપ્રાય તો એજ કે મહારાણી અને દુષ્ટસિંહની તમામ વાતચીતોને પ્રાણના જોખમે સાંભળવી અને ત્યાં તેને એમ બતાવી આપવું કે તારા પાપનો જવાબ આપવા માટે તારી પાછળ કોઈ છે. તે પછી રાતના પ્રસંગે ચામુંડાની ગુફામાં જે લોકો જતા હોય તેમાંથી જે લોકો હાથમાં આવે તેને પકડી તેનો પોષાક પહેરી ગુફામાં દાખલ થવું જોઈએ અને આવતી કાલે જે જુલમના ભોગ બને તેને કોઈ પણ હીસાબે હિંમત રહે તેવી મદદ કરવી જોઇએ. માટે હવે સમય થોડો છે માટે ઘોડાઓ તૈયાર કરી શસ્ત્ર સજી ને જય મા ભવાનીનું નામ લઈ નીકળો.

બરાબર છે વિરસેન તમારી વાત ઘણી જ સમય સુચકતા ભરેલી છે માટે હવે સારા કામમાં ઢીલ કરવી નહિ. ગુરૂદેવ રામાનંદનો આશીર્વાદ લઇને હવે પ્રયાણ કરવાની તૈયારી કરશો.

ખડગસિંહને આજ્ઞા કરી કે ઘોડાઓ તૈયાર કરો અને રાજા સજ્જને બેજણા અમારી સાથે આવશો. જેવી આજ્ઞા ખડગસિંહે કહ્યું અને તે ઘોડાઓની તૈયારી કરવા ગયો. ત્યાં યુવરાજ અને વિરસેન ગુરૂ રામાનંદનો આશીર્વાદ લેવા આવ્યા. ત્યાં તો રામાનંદજી પોતે પોતાના તાનમાં પ્રભુ ભક્તિમાં તલ્લીન બનેલા હતા ને ગુરૂ જે ભજન ગાતા હતા તે બેઉ જણા એક ધ્યાને કાન દઇને સાંભળવા લાગ્યા કેઃ—

જગતમાં પ્રભુના સૌ સંતાન,
નથી નાના મોટાનું ત્યાં સ્થાન-જગતમાં.

નિસ્વાર્થ પણે પ્રભુને જે સંભારે,
જરૂર ભગવાન તેને જ તારે;
સાચો જ એ ભાગ્યવાન,-જગતમાં-૧

દુઃખી દીન પર લાગણી ધારે,
ભુખ્યા હોય તેને ભોજને સંભારે;
તેજ સાચો છે શ્રીમાન -જગતમાં-૨

જીવન ધ્યેય ઉચ્ચ વિચારી,
સદ્‌ગુણ સૌ લે હૃદય ઉતારી;
કરીને મન બળવાન -જગતમાં-૩

અસત્ય પંથને હૃદયથી વીસરે,
સત્ય પંથથી આત્મા વિચરે:
જેથી જરૂર થાય કલ્યાણ -જગતમાં-૪

અનીતિને ત્યાગી નીતીને સજજે,
કહે ભોગો સદા નિશ્ચયી રહેજે;
તો નીશ્ચે મળશે ભગવાન -જગતમાં-૫

ઉત્તમ કોટીના વિચારવાળું ભજન સાંભળી યુવરાજ તથા વિરસેનના આત્મા ઉપર ઘણી જ અસર થઈ. ગુરૂદેવના ચરણુંવિંદ સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા અને બોલ્યા કે હે ગુરૂદેવ આપના શુભ આશીર્વાદ આપો.

ગુરૂદેવ બોલ્યા કેઃ—વત્સ જાવ સદા તમારૂં પ્રભુ કલ્યાણ કરો અને તું સદાએ વિજયી થઇશ સદા મહાદેવી ચંડીકા તમારૂં રક્ષણ કરશે.

ગુરૂદેવના પ્રેમભર્યા આશીર્વાદ મળતાં યુવરાજ અને વિરસેનમાં નવિન ચેતન આવ્યું અને નિરાશામાં આશા જણાવા લાગી. અંધકારમાં પ્રકાશ દેખાવા લાગ્યો. ને હતાશ થએલા જીવનમાં નવીન આશાનો દોર બંધાયો. જયગુરૂ દેવાય નમઃ કહી ઘોડેસ્વાર થઈ યુવરાજ, વિરસેન અને બીજા સ્વારો સાથે લઈને સૂર્યપુર નગર તરફ જવા ઉપડયા.

## પ્રકરણ ૨૮ મું

### નગરના બગીચામાં મહારાણી અને દુષ્ટસિંહની પીશાચ લીલા

મહારાણી સુવર્ણલતાએ મહારાજાને પોતાના પ્રેમ પાશમાં એવા તો જકડી લીધા છે કે—મહારાજા જાણે છે કે મહારાણી જેવી કોઈ સતી સાધ્વી જગતમાં સ્ત્રી નથી. મહારાણીનો મહારાજા ઉપર જેમ જેમ કાબુ વધતો ગયો તેમ તેમ તેને દારૂના વ્યસનમાં એવો તો લટ્ટુ બનાવ્યો કે ચોવીસે કલાક મહારાજા ઘેનમાં જ પડ્યો રહે અને મહારાણી પોતાના માનીતા યાર જોડે મોજ માર્યા કરે.

સંધ્યાનો સમય થવા આવ્યો. સૂર્ય ભગવાને પોતાના પ્રકાશને સંકેલવા માંડયો. ભયંકર રાત્રીનો સમય ચાલુ થયો. ચોર, દુરાચારીઓ વ્યભીચારીઓનો અને ધુતારાનો દિવસ ઉગવાની શરૂઆત થઈ ચૂકી. આપણા મહારાણી સાહેબે

પણ સુંદર વસ્ત્ર અલંકારથી સજ્જ થઇને બગીચામાં જવા માટે તૈયાર કરી અને પ્રેમલત્તાને બૂમ પાડી, પ્રેમલત્તા હાજર થઈ બોલી કેમ બા શું ફરમાન છે ?

મહારાણી—કેમ પ્રેમલત્તા આજે આ તારી મહારાણી કેવી સુંદર લાગે છે ? મ્હારા વસ્ત્રો અને મારા અલંકારો મ્હારા શરીરના સ્નાયુઓ વગેરે કેવા સુંદર લાગે છે ? આજ તો હું ઘણા જ આનંદમાં છું અને—

પ્રેમલત્તા—બા સાહેબ આપની સુંદરતા તો ઇન્દ્રની ઇન્દ્રાણીને પણ શરમાવે તેવી લાગે છે. જાણે કોઇ દેવકન્યા કે અપ્સરા જેવા લાગો છો. હું સાચું કહું છું કે સો વર્ષનો બાલ બ્રહ્મચારી પણ કદાચ આપના સૌન્દર્યને નીહાળે તો તેનું મન પણ પળવાર આપના સૌન્દર્યનું પાન કરવા અધીરૂં બને તેમાં કાંઇ નવાઈ જેવું લાગતું નથી.

મહારાણી—અલી પ્રેમલત્તા તું તો કવિઓની કવિતા જેવું બોલતાં શીખી છે. બસ. હવે જલ્દી બગીચામાં જવાની તૈયારી કર. અને મારા મન માનીતા આશક પાસે મને જલ્દી લઈ જઇ ભેગી કર.

પ્રેમલત્તા—પધારો જેવી આપની આજ્ઞા.

મહારાણી સુવર્ણલતાને લઈ પ્રેમલતા બગીચામાં આવેલા જીર્ણ મહેલમાં આવી ગઇ અને દુષ્ટસિંહની વાટ જોવા લાગી અને બોલી કે હજુ મારા પ્રિયતમ કેમ ન આવ્યા ? તેજ વખતે દુષ્ટસિંહ આવ્યો ને બોલ્યો આપની સેવામાં સેવક આવી પહોંચ્યો છે મારી દીલરૂબા—

આ વખતે બગીચામાં રહેતા બાગવાનને સોના મહોરોની લાંચ આપી મહેલમાં આપણો યુવરાજ ( પ્રથમથી ) દાખલ થઈ ગયેલો હતો અને પાપીઓની પીશાચલીલા જોતા હતા.

મહારાણી—કેમ પ્રાણેશ આજે શા વિચારમાં છો?

દુષ્ટસિંહ—વહાલી, વિચાર શાનો. જ્યારે અમારા માથે રાજ્યના રક્ષણની જવાબદારી હોય એટલે વિચાર તો હોય જ ને.

મહારાણી—હવે તમારા વિચાર થોડા વખત માટે ઉંચા મૂકી અને આપના પ્રેમની પ્યાસીને સુંદર અમૃતજળ પાઈને શાન્તી આપો. મારા હૃદયેશ્વર. ( તેમ કહેતાં જ મહારાણીએ પોતાના બાહુ પાશમાં દુષ્ટસિંહને જકડી લીધો )

બને જણાં નિર્લજ્જતાથી એક એકની સાથે પ્રેમની ગોષ્ટી કરવા માંડયાં. સામ સામી મદીરાના પ્યાલાએ આપવા માંડયા. અને બન્ને પાપીઓ જગતના તાતને ભૂલી જઈ પાપમા યમરાજના ધામમાં જવા સારૂં પાપી વાસના સેવવા લાગ્યા. મહારાણી અને દુષ્ટસિંહ બન્ને, નીશામાં ચકચૂર બની ગયા હતા. દુનિયાની જવાબદારીનું ભાન તદન ભુલી ગયા હતા. અને કેવળ હવસ જ તેઓના જીવનનું ધ્યેય છે. તેમ સમજી પાપીઓ પોતાના વિષયમાં એટલા બધા નિર્લજ અને બેશરમ થયા હતા, કે તેઓને મારે કયા શબ્દોમાં લખવા તે માટે મારી કલમ પણ અચકાઇ જાય છે. જ્યારે મહારાણી પુરેપુરા દુષ્ટસિંહના પંજામાં સપડાઇ ગઈ છે. તે તકનો લાભ લઇ દુષ્ટસિંહે પોતાનો પાસો ફેંકવો—શરૂ કર્યો.

દુષ્ટસિંહ—વહાલી હવે તો તું એવું કામ કર કે મારો ને તારો કાયમ સુધીનો મેળાપ રહે. અને આપણે આનંદ કરીએ.

મહારાણી—આપ કહો તેમ કરવા તૈયાર છું. આપના બોલવાની રાહ જોઈ રહી છું. માટે ફરમાવો શો ઉપાય કરવો.

દુષ્ટસિંહ મનમાં સમજ્યો કે મહારાણી જરૂર મારૂં કહ્યું કરશે; ત્યારે ધ્યાન દઈને સાંભળો નગરશેઠ સોમદત્ત તથા શશીકાન્ત તથા વિનયકુમાર અને સુભદ્રાદેવી અને પ્રધાન બુદ્ધિનિધાન આટલા જ માણસો આપણા કાર્યમાં ઘણા જ આડા આવે છે કારણ કે મારી અને તારી મિત્રાચારીની વાત તે લોકોના જાણવામાં આવી ગઈ હોવાથી ક્યા વખતે આપણને ફસાવશે અને મહારાજા પાસે શિક્ષા અપાવશે તે કહી શકાય જ નહિ માટે પ્રથમથી મહારાજાના કાનમાં એવું ઠસાવો દેવું કે એ લોકો તમને ગાદી ઉપરથી પદભ્રષ્ટ કરી યુવરાજને ગાદી ઉપર બેસાડવાનો વિચાર કરે છે. અને તે વિચાર પાર પાડવા માટે મહાજનની સભા ભેગી કરી હતી અને રાજ્ય ઉપર હલ્લો કરવાનો નિશ્ચય કર્યો હતો પણ તે તો આપણા ચાલાક નગર કોટવાળના જાણવામાં આવી ગયું અને તે લોકોની બધી વાત ઉઘાડી પાડી અને સભા વિખેરી નાખી, માટે તે લોકોને ઉગતા પહેલાં જ દાબી દેવા માટે આપ નગર કોટવાળને પુરેપુરી સત્તા આપો અને આપના રાજ્યને સુરક્ષીત રાખવા માટે તેમના ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખવો જ આ પ્રમાણે તું હાલને હાલ મહારાજાને ઠસાવી દે અને હું અજાણ્યો થઈને મહારાજા સાહેબને અરજ કરવા માટે આવું છું તે જ વખતે મહારાજા મને લેખીત હુકમ આપે તેવી ગોઠવણ પણ તે જ વખતે થવી જોઈએ આટલું થાય તો પછી જોઈશે કે આવતી કાલના સવારે શું થાય છે.

મહારાણી—શાબાશ ! મારા હૈયાના હાર મહારાજાને સમ-

જાવવા એ બુઢ્ઢો બણુચકતો મારી મોજડી ઉપાડવા જેટલો પણ લાયક નથી ક્યાં આપ અને ક્યાં એ ખડતુસને તો મારા પ્રેમમાં એવો પાગલ બનાવ્યો છે કે મારી એક પણ વાતનો ઈન્કાર કરી શકે તેની બુરડની તાકાત નથી માટે હાલને હાલ જઈ તેમને શુદ્ધીમાં લાવું છું. અને આપ પણ પધારો.

( આ બધી વાતચીત છુપાઈ રહેલો યુવરાજ સાંભળતો હતો મનમાં ગુસ્સો ઘણો થયો હતો પણ હાલમાં ગુસ્સો કરવો તે અસ્થાને હોવાથી ચુપચુપ સહન કરી શાંન્ત રહ્યો હતો. )

દુષ્ટસિંહ—શાબાશ વહાલી હવે મને તારા બોલવા ઉપર અને તારો પ્રેમ મારા ઉપર સંપુર્ણ છે તેનો વિશ્વાસ આવ્યો છે તો તું મહારાજાને બીજું પણ એવું ઠસાવવા પ્રયત્ન કર કે આપણા વચમાં નડતા શૃંખલાઓ વગર મહેનતે નાબુદ થઈ જાય.

મહારાણી—બીજું પણ જે હોય તે નિશંકોચપણે કહેશો વ્હાલા પ્રાણાધાર હવે તો વ્હાલા એકજ તમન્ના કે હું તમારી અને તમે મ્હારા .

દુશ્ટસિંહ—યુવરાજ પણ અંદર ખાનેથી આ લોકોને સપોટ આપે છે અને દેશાટણ જવાનું ખોટું બહાનું કરી પોતે બહારથી લશ્કરની તૈયારી કરવા ગયો છે તે પ્રમાણે તારે ચોક્કસ ઠસાવવામાં પણ બાકી રાખવો નહિ આજે આ કામ થયા પછી મહાશીવરાત્રીના દિવસે મહારાજા શંકર ભગવાનના દર્શને સાંજના જશે ત્યારે તે જ વખતે તેમને કેદ કરવા. અને રાજ્યનો કબજો તમારા હસ્તક લેવો અને તમામ સત્તા તમારી અને સલાહકાર હું કેમ બરાબર છે ને.

મહારાણી—બહુ જ સરસ ગોઠવણ કરી છે. માટે વ્હાલા હવે હું જઈ મહારાજાને સુઢીમાં લાવી બધી બાજી ગોઠવી તૈયાર રાખું. તે જ વખતે તરત જ તમો આવો, એ જ વખતે બન્નેની વચમાં એક ખંજર આવી પડ્યું. તેમાં એક ચીઠ્ઠી હતી જે ચીઠ્ઠી ઉકેલી વાંચવી શરૂ કરી તેમાં લખેલું કેઃ-દુષ્ટસિંહ તારા ઉપર મોત ઝઝુમે છે તારો કાળ નજીક આવ્યો છે માટે તું તારા પાપી કૃત્યથી વેગળો રહેજે અને કાંઇક તું પ્રભુની બીક રાખ. લિઃ-તારો શત્રુ. તે ચીઠ્ઠી દુષ્ટસિંહે પોતાના પગ નીચે છુંદી નાખી અને બોલ્યો કે એવા તો શીયાળવાં ઘણાએ ડરાવશે પણ હું ક્યાં ડરૂં એમ છું. પણ આ સિંહનો પંજો જોયો છે.

મહારાણી—ત્યારે હું જાઉં છું. આપ જલ્દી પધારો.

# પ્રકરણ ૨૯ મું

## મહારાજા મહારાણી અને દુષ્ટસિંહનું આગમન

દુષ્ટસિંહની પાસેથી મહારાણી તરત જ પોતાના મહેલમાં ચાલી ગઇ અને દુષ્ટસિંહ પણ મહારાજાની પાસે જવાને ચાલી નીકળ્યો આ બધી હકીકત (યુવરાજ ગુપ્તપણે સાંભળીને પોતાના સાથીદારોને મળવા ઉપડી ગયો) મહારાજા તદ્દન નીસામાં ચકચુર બનેલા બેભાન જેવી સ્થીતીમાં હતા અને એક દાસી મહારાજાના પલંગ પાસે બેસી મહારાજાને પવન નાંખતી હતી.

મહારાણી તરત જ મહારાજાના પલંગ પાસે આવી મહારાજાના વાંસા પર પોતાનો સુકોમળ કર ફેરવવાને લાગી તે વખતે મહારાજા બેભાન સ્થિતીમાં લવારો કરવા મંડયો.

વ-હા-લી લા-આ-વ લાવ સુંદર સરબત, જલદી લાવ. તરત જ મહારાણી બોલી નાથ હવે વધારે આરોગવાથી

શરીરની પ્રકૃતી બગડશે માટે આપ જરા શુદ્ધમાં આવો, મ્હારે આપને કાંઇક જોખમ ભર્યા નવીન સમાચાર આપવાના છે. ભર્યા જોખમ ભર્યા સમાચારની વાત સાંભળતાં જ મહારાજાનો અડધો કેફ તો તરત જ ઉતરી ગયો. અને મહારાજા થોડી ઘણી શુદ્ધિમાં આવ્યા અને બોલ્યા કે અહો વ્હાલી શું હજુ તું મ્હારા પગની ચંપી કરે છે. વ્હાલી ધન્ય છે તારી પતી ભક્તિને, અને તારા સાચા હૃદયના પ્રેમને. વ્હાલી ભગવાનના સોગન ખાઇને બોલું છું કે તારા મધુરા પ્રેમના સ્નેહને લીધે આજે મને (હું) મહાન ભાગ્યશાળી માનું છું. મહારાણી બોલી કે વ્હાલા આવા શબ્દો બોલીને મને શાને શરમાઓ છો આપની ભક્તિ મારે કરવી જ જોઇએ અને તેતો પરપંરાનો સ્ત્રીઓનો સાચો ધર્મ છે. અને અમારા સુખનું સ્વર્ગ આપના ચરણોની સેવામાં જ સમાએલું છે. પણ વ્હાલા જરા શાન્ત રીતે મારી વાત ઉપર જરા વિચાર કરશો.

મહારાજા બોલ્યા કે એવી તે શી વાત છે, વ્હાલી કેમ આમ બોલતાં બોલતાં અચકાય છે. મહારાણીએ ઉદાસ મોં કરી આંખ્યોમાં આંસુ લાવવાનો ડોળ કરી બોલી કે વ્હાલા આપ છો તો મારે બધુ સુખ છે. પણ કોઇ વખતે આપ કાંઇ જોખમમાં આવો તો આ આપના આશરે પડેલી દાસીની શી દશા થાય, પ્રાણનાથ આજે મારૂં જમણું અંગ ફરકે છે એમ કહી મહારાણી ધ્રૂસકે ને ધ્રૂસકે રોવા માંડી. અને મહારાજાના ખોળામાં પોતાનું માથું મુકી મહારાજાને બાહુપાસમાં લપેટી દઇ બોલી નાથ રાજ્યમાં ઘણા જ સજ્જન કહેવાતા દુશ્મનો ઉભા થયા છે. આટલું બોલતાં જ તરત જ મહારાજા શુદ્ધિમાં આવી બોલ્યો કે કોણ દુશ્મન છે. તે તું મને જણાવ.

મહારાણી—નાથ સાંભળો આપની વૃદ્ધ ઉમરના કારણે ને યુવરાજ મોટી ઉમરનો થવાથી યુવરાજને રાજ્ય ગાદી ઉપર બેસવાની ઇચ્છા થઈ છે, અને આજુબાજુ પોતાના જ માણસો વડે પ્રજામાં અપહરણ ને લૂંટના બનાવો કરાવે છે. તેથી પ્રજાનો અણગમો આપણા ઉપર થાય, તેથી જ યુવરાજ વિદ્યાપીડમાં હંમેશાં જતા હતા. તેનું કારણ એજ કે પેલો નગર શેઠ તેની દીકરી સુભદ્રા પેલા શશિકાન્ત અને વિનયકુમાર. ગુરૂ માનસૂરિ સર્વને યુવરાજે સાધ્યા છે. અને કુમારે જ સુભદ્રાનું હરણ કરાવી પ્રજામાં ખળભળાટ પેદા કર્યો તેમાં સોમદત્ત શેઠને આગેવાન કર્યો. અને યુવરાજ તે બધું પોતાના ગયા પછીથી કરવું તેવું નક્કી કરી પોતે શાહુકાર બનવા માટે દેશાટણ જવાનું બાહનું કાઢી ચાલ્યો ગયો. અને પ્રજાને પોતાના પક્ષમાં લેવા માટે શશિકાન્ત, વિનય કુમાર આપના વિરુદ્ધ પ્રચાર કરી પ્રજાને પોતાના પક્ષમાં લેવા માટે સમજાવવાનું કાર્ય તેને સોંપી ગયો. અને ખાનગીમાં દિવાન બુદ્ધિનીધાન પણ યુવરાજના પક્ષમાં જ છે. આવી આવી અનેક બાબતોની ચર્ચા નગરમાં ચાલી રહી છે અને આવતી કાલે જ શશિકાન્તનું ભાષણ સાંભળી પ્રજાએ નિશ્ચય કર્યો છે કે આવતી કાલે મહારાજા પાસે જવું અને ન્યાય માગવો તેથી આપ તે બાબતનો વિચાર કરીને, જે ચળવળ આપના વિરુદ્ધ ચાલી રહી છે તેનો ઉગતા જ નાશ કરવામાં નહિ આવે તો આપ રાજા મટી ગુલામ થશો અને હું આપની મહારાણી તે રસ્તાની રખડતી ભીખારણ થશે, માટે આપને હજુ ચેતવાનો સમય છે. માટે આપ જલ્દી તે લોકો પર ધાક બેસાડો કે ફરી કોઈ ઉંચુ માથું કરી ન શકે. વ્હાલી હવે ત્હારૂં કહેવું મને બરાબર સમજાયું. હું તો યુવરાજને મ્હારો સપૂત દીકરો

સમજતો હતો, પણ તે તો હળાહળ પાપી અને પિતૃઘાતક નીકળ્યો-તરત જ મહારાજા કાચા કાનનો થયો. અને દાસોને બોલાવી નગર કોટવાળને હાલને હાલ બોલાવી લાવવા માટે સુચના કરી. એટલામાં તરત જ દુષ્ટસિંહ હાજર થયો. અને બોલ્યો કે કેમ અનદાતા મને બોલાવવો પડયો.

મહારાજા બોલ્યા કોણ દુષ્ટસિંહ—

હા, જી આપ નામદારનો સેવક હાજર છે. કહો શું ફરમાન છે નામદાર—

મહારાજા—મારા રાજ્યમાં ચાલતી અંધાધુંધી દીન-પ્રતિદીન વધતી જાય છે, તેની હકીકત જાણવા માટે અને તેનું શું કરવું તેને માટે કયો રસ્તો લેવો તેની સલાહ લેવા સારૂ બોલાવવા પડયા છે. માટે જે સત્ય હકીકત હોય તે જણાવો.

દુષ્ટસિંહ—માફ કરજો નામદાર નાના મોંઢે મોટા માણસની વાત કરવી તે મને ઠીક લાગતું નથી.

મહારાજા કહે શા માટે વાત કરવી તે ઠીક લાગતું નથી. જે સત્ય હકીકત હોય તે સત્વર જણાવો. તમે જાણો છો કે હું પાપીઓનો કાળ છું. માટે મને જે કાંઈ હોય તે વિના સંકોચે જણાવો.

દુષ્ટસિંહ—અન્નદાતા આ સમયે જો બહારનો દુશ્મન હોત તો આ દુષ્ટસિંહ પોતાના પ્રાણની પણ પરવા કર્યા વગર તેને ક્યારનો એ જમીન દોસ્ત કરી નાખ્યો હોત. પણ નામદાર જ્યાં ઘરનો દુશ્મન ઉભો થયો હોય ત્યાં શું થાય, માટે નામદાર આપ સત્તાધીસ

છો, આપ આપની સત્તાથી ધારો તે કરી શકો છો. મારે તો આપ નામદારના હુકમનું પાલન કરવું એ જ મારો ધર્મ છે.

મહારાણી—દુષ્ટસિંહ મહારાજા સાહેબને આપની વફાદારી ઉપર સંપુર્ણ વિશ્વાસ છે. માટે આપને તો રાજ્ય અને પ્રજાની આબાદી અને સલાહ સંપ કેમ વધારે સચવાય તે પ્રમાણે કરવાની શું તમારી ફરજ નથી, માટે જ મહારાજાએ તમોને એકલાને જ આ માટે બોલાવ્યા હશે તેટલું પણ તમે નથી સમજી શકતા.

દુષ્ટસિંહ—મહારાણી સાહેબ એ અદબો માફ કરજો આ કાર્ય કરવામાં મહારાજા સાહેબને કઠોર બનવું પડશે. થોડા વખત માટે લાગણી અને દયા ઉંચા મુકવા પડશે. અને આગે તેવા સંજોગોમાં પણ મહારાજા સાહેબના આપેલા હુકમનું અપમાન થાય નહિ તેના માટે જરા સખત થવું જોઇશે. તેથી જ હું જરા બોલતાં અચકાઉ છું, તો પણ હું મારૂં મસ્તક મહારાજા માટે આપવા તૈયાર છું.

મહારાજા—શાબાસ દુષ્ટસિંહ મને તમારા ઉપર સંપુર્ણ વિશ્વાસ છે. માટે મારો હુકમ સાંભળો.

જે જે માણસો રાજ્ય વિરૂધ્ધ કામ કરનારા જેટલા તમને લાગતા હોય તે તમામ માણસોને હાલને હાલ પકડી જેલમાં પુરી દો. અને પ્રજામાં ઢંઢેરો પીટાવો કે કોઈ પણ વ્યક્તિ રાજ્ય વિરૂધ્ધ કોઇ પણ કૃત્ય કરશે તો તેને પ્રાણ દંડની શીક્ષા આપવામાં આવશે.

આ પ્રમાણે જાહેર નામું લખો તેમાં હું મારી સહી આપું છું. અને સાથે સાથે તે પણ લખજો કે રાજ્યના રક્ષણ

માટેની તમામ જવાબદારી નગર કોટવાળ દુષ્ટસિંહને આપવામાં આવી છે, તેથી તેમને યોગ્ય લાગે તેમ કરવા માટે તેમને સંપુર્ણ સત્તા આપવામાં આવી છે.

તરત જ જાહેર નામું તૈયાર કર્યું. અને રાજાએ પોતાની મહોર મારી સહી કરીને સીપાઈને આપી દીધું. ત્યાં દુષ્ટસિંહ અને મહારાણીએ આંખના ઇશારાથી વાત કરી કેમ કેવો પાસો ફેંકયો છે.

તરત જ મહારાજા બોલ્યા વ્હાલી જરા સુંદર સરબતના જામ મંગાવો, અને એક મને આપો અને એક દુષ્ટસિંહને આપો.

દાસી પાસે સરબતના પ્યાલા મંગાવ્યા, દાસી લાવી. ને મહારાણી સાહેબે પોતાના સુકોમળ કર વડે એક ગ્લાસ મહારાજા સાહેબને આપ્યો. અને બીજો ગ્લાસ પોતાના આશક દુષ્ટસિંહને આપતાં આપતાં જરા હાથ દાબ્યો સરબતને મહારાજાએ પીધો, અને દુષ્ટસિંહે પણ પીધો. અને રજા માગી દુષ્ટસિંહ ચામુંડાની ગુફા તરફ જવા રવાના થયો.

## પ્રકરણ ૩૦ મું

### " ભગવાનદાસની ચિન્તા અને ભદ્રકુમારે કરેલું અપમાન "

પ્રેમલત્તાના સૌંદર્ય ઉપર અને તેના મધુરા શબ્દો ઉપર ભદ્રકુમાર એટલો બધો ઘાયલ થયો હતો કે, એને ઘડી ઘડી પોતાના કાન ઉપર પ્રેમલત્તાના જ ભણકારા આવતા હતા. અને પોતાના લાભની આપેલી સલાહથી તો તેના પાછળ દીવાનો થઇ ગયો હતો.

રાત્રીના દસ વાગ્યાનો સમય થયો અને પોતાના પિતા ભગવાનદાસ પાસે ગયો. અને બોલ્યો કે લાવો પાંચ લાખ રૂપીયા, ત્યાં તેના પિતા બોલ્યા કે ભાઇ! તારે-આ કામ માટે આવડી મોટી રકમ જોઇએ છીએ.

ભદ્રકુમાર બોલ્યો તે હું તમને કહી શકું તેમ નથી સમજ્યા! આપો છો કે નહિ નહિ તો મારે અત્યારે ન કરવાનું કરવું પડશે ને તેમાં તમો સાર નહિ જ કાઢો.

ભાગવાનદાસ બિચારા લાચાર થયા અને મનમાં નીસાસો નાખતો બોલ્યો હે! ભગવાન આવો કુપાત્ર દિકરો મને ક્યાંથી આપ્યો.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ભદ્રકુમારનો મીજાજ પણ જતો હતો અને બોલ્યો કે—બુઢા મને રૂપિઆ આપે છે કે નહિ, નહિ તો પટારાનું તાળું તોડી નાખીશ. અને રૂપિયા લઈને ચાલતો થઈશ સમજ્યો;

અરે!! આ તું શું બોલે છે–ભાઈ તને ત્હારા માતા-પિતાની જરા પણ લાગણી નથી તને તારા ઘરનો પણ કાંઈ ખ્યાલ નથી; મેં તારા માટે હજારોના ગળા રેંસી કરોડોની મીલ્કત ભેગી કરી તેનો બદલો તું મને આવી રીતે અપમાનથી આપે છે.

તેથી જ હું તમારી સાન ઠેકાણે લાવવા માગું છું. ને મારી મહત્વની આશાઓ પુરી કરવા માટે અત્યારે જ મ્હારે રૂપીઆની જરૂર છે. માટે આના કાની કર્યા વગર તરત જ રૂપીયા મારે હવાલે કરો. અને બીજું કામ એ—કે સોમદત્ત શેઠની દીકરી સાથે મારા વેવીશાળ માટે આજ ને આજ માગણી કરો, નહિ તો પરીણામ સારૂં નહિ આવે કહો શું જવાબ આપો છો. હા—કે—ના ના કહેશો તો આજે મ્હારા હાથે ગમે તેવું કૃત્ય થશે તો તેની શિક્ષા તમારે જ ભોગવવી પડશે.

પિતા પુત્રનો ઝઘડો સાંભળતાં જ ભદ્રકુમારની માતા ભદ્રાવતી આવી અને બોલી કે—નાથ આપી દો એ પાપીને પાંચ લાખ રૂપીઆ આપી તેનું મોં કાળું કરો, અને વિચારીને કામ કરજો.

જે પુત્રના માટે માતા પિતાઓએ અનેક કષ્ટો વેઠી પુત્રની દરેક ઇચ્છા પુરી કરી. પોતાની ભવીષ્યની આશાઓ પાર પાડવા તેને મોટો કરે છે, તેના માટે ન કરવાના કામ પણ માતા-પિતા પુત્રના સુખના માટે કરે છે. પછી તે કામ ભલે પાપ વાળુ હોય કે પુન્ય વાળુ હોય પણ માતા પિતા પુત્રની મમતાને જરા પણ ઓછી કરતાં નથી. છતાં એ જ પુત્ર પોતાના માતા પિતા પ્રત્યેની ફરજ ભૂલી કેવળ પોતાના જ પાપી વિચારો ને પોતે પોતાનું સર્વસ માની માતા પિતાને દુભવે છે. ત્યાં પરમાત્મા પણ તેવા કુસાંગાથી વેગળો જાય છે પરંતુ આ તો જગતના માનવોને એક અનુભવ લેવા જેવું સાધન છે. માટે નાનપણથી જ દરેર માતા પિતાએ પોતાના સંતાનોને સારા સંસ્કાર ધાર્મિક અભ્યાસ વીગેરે સીખવવા અને ઉંચામાં ઉંચી કક્ષાના સારા સારા વિદ્વાનોના પરીચયમાં લાવી તેના જીવનનું ઘડતર પ્રથમ ઘડવું તે પ્રથમજ માતા પિતા તેમ જ પોતાનાવડીલોની ફરજ છે.

આજે વડીલો સવારથી વ્હેપારમાં અનેક જાતના વૈભવ વસાવવાની લાલસામાં લક્ષ્મી કેમ વધે અને કેવી રીતે મેળવવી તેના જ વિચારમાં ચોવીસે કલાક મશગુલ બની જાય છે. તેથી પોતાના ભવિષ્યના સ્થંભ ગણાતા. સંતાનો ઉપર પોતાનો કાબુ મેળવવામાં ઘણી મુસકેલીઓ આવે છે. આનુ કારણ એક જ છે કે માતા પિતા પોતાના બાળકોની દરકાર સ્વારથી દયાથી અને લોભી સ્વભાવથી કરતા નથી એવીજ દશા આજે ભગવાનદાસની થઇ. ભાગવાનદાસ ગૂણથી જ લોભી અને કંજુસ હતો. કેવળ લક્ષ્મીમાં જ સંપૂર્ણ સુખ માનવા વાળો હતો, અને તેથી જ તે પોતાના બાળકને

જરા પણ સારા સંસ્કાર કે કેળવણી આપી ન શક્યો. અગર તેના વધતા જતા દુરાચારને પણ અટકાવવા નીષ્ફળ નીવડ્યો, તરત જ પોતાની પત્ની ભદ્રાવતીના કહેવાથી ભગવાનદાસે પાંચ લાખ રૂપીયા પાપીના હાથમાં આપ્યા. અને બોલ્યો કે લે તારૂં કાળુ કર. હવેથી તું તારૂં મોઢું મને બતાવીશ નહિ. ત્યાં ભદ્રકુમાર બોલ્યો કે આ તો મ્હારૂં ઘર છે, મહારી મીલકત છે. બોલો તમારૂં શું થાકે છે. માટે ખબરદાર હવે મારા માટે એક પણ અપમાનીત શબ્દ બોલ્યા તો તમે તમારી વાત જાણજો. અને આવતી કાલે સવારે જ સોમદત્તશેઠની પાસે તેની દીકરીનું વેવીશાળ મારી સાથે કરવા માટે કહાવજો અને જો તે ના કહેસે તો એ છે—તે. હું છું. ઠીક હું જાઉં છું. મ્હારી આવવાની રાહ જોશો નહિ. ગમે ત્યારે આવીશ સમજ્યા. મ્હારા લોભી પિતાજી એક કહી ભદ્રકુમાર ચાલ્યો જાય છે.

## પ્રકરણ ૩૧ મું

### દુષ્ટસિંહ ચામુંડાની ગુફામાં

પાપી દુષ્ટસિંહ મહારાજા પાસેથી તમામ સત્તા લઈને ત્રામડતોમ મારતા ઘોડે પોતે પોતાની ગુફાના સ્થાન પર આવી ગયો. દરેક સરદારો પ્રથમથીજ આવી ગયા હતા. આ સરદારો બુરખાધારીઓ હતા. તેથી આપના યુવરાજ અને વિરસેન બન્ને જણાએ બે સરદારોને રસ્તામાં જ ઘેરી તેને ઝાડ સાથે મુશ્કેટાટ બાંધી તેના પહેરેલાં કપડાં ઉતારી પોતાનાં કપડાં બાજુ પર મુકી તે ઉતારેલાં કપડાં પહેરી લીધા અને બન્ને નીડરતાથી તે લોકો પણ સૌની સાથે ગુફામાં દાખલ થઈ ગયા હતા.

દુષ્ટસિંહ આવ્યો બધા સરદારોએ ઊભાડી તલવારે સલામી આપી પોત પોતાના સ્થાન પર બેઠા.

દુષ્ટસિંહ--ગુમાનસિંહ તમને સોંપેલી કામગીરીનો ખુલાસો આપો.

ગુમાનસિંહ—સરદાર સાહેબ સોમદત્તને ચીઠી પહોંચાડી હતી. અને રૂપિયા લઇને સરોવરની પાસે આવવાનું સુચન કર્યું હતું. તે પ્રમાણે તેની દીકરી સુભદ્રા રૂપિયા લઇ ને આપવા માટે આવી હતી. ને વખતે મને રૂપિયા આપ્યા પણ અચનાક કોઈ ઘોડેશ્વાર તે વખતે આવી મારા હાથમાંથી રૂપિયા ઉઠાવી ચાલતો થયો તે વખતે મને શકા પડવાથી સુભદ્રાને પકડી લીધી. અને આપના પાસે હાજર કરવા માટે હૂકમ હોય તો હાજર કરૂં.

દુષ્ટસિંહ—જાઓ જલ્દી તે છોકરીને લાવો. ગુમાનસિંહે છોકરીને લાવી હાજર કરી. સુભદ્રા રણચડીકા જેવી લાગતી હતી. તેના આત્મામાં તેની નીડરતા દેખાતી હતી જાણે તેના મનમાં લેશ માત્ર પણ ડર નહોતો,

દુષ્ટસિંહ—નાદાન છોકરી સાચુ બોલ ને રૂપિયા કોણ લઈ ગયો સાચુ કહીશ તો છોડી મુકીશ. અને તને જીવતદાન આપીશ. નહિ તો તારો જાન લેવામાં આવશે.

સુભદ્રા—ખડખડ હસીને બોલી. આપ તો ઘણા જ બહાદુર અને સત્યવાન રાજા હરિશ્ચંદ્ર જેવા લાગો છો. તેથી જ આપ મને સાચુ બોલવાની જરૂર પાડો છો. તેના કરતાં તો તમે જ સાચુ બોલી નાંખોને શા માટે રૂપિયા મંગાવ્યા હતા અને નિર્દોષને ધમકી આપવાનું શું કારણ હતું. વાહરે મારા બહાદુર સરદાર મને તો લાગે છે તમને સરદાર કહેતાં જ મને શરમ આવે છે. મને તો કોઈ ઉઠાવગીર. ડાકુ જેવા લાગો છો. કે જેના હૃદયમાં કોઈ જાતનો પ્રભુનો ડર નથી.

દુષ્ટસિંહ—મને તારૂં ભાષણ સાંભળવા ફુરસદ નથી. રૂપિયા કોણ લઇ ગયું. હજુપણ કહું. છું કે બોલ મારા ક્રોધના આવેશમાં આવવાથી પરિણામ સારૂં નહિ આવે

સુભદ્રા—પરિણામ સારૂ કે ખોટું તે હું બરાબર સમજી છું મારા માટે દયા રાખવાની જરૂર નથી. કોની માએ સવા-શેર સુંઠ ખાધી છે કે મારા સામે ઉંચી આંખ પણ કરી શકે છે. કયો મા જણ્યો રજપુત છે કે એક નીરાધાર ઉપર જુલમ ગુજારવાની હીંમત કરી શકે.

દુષ્ટસિંહ—ગુમાનસિંહ આ હઠીલી છોકરાને બાજુની ગુફાની ખાઈમાં હાથ પગ બાંધી તેને કેદ કરો. હું જોઉં છું કે કેવી રીતે માનતી નથી. તરત ગુમાનસિંહે સરદારના હુકમનો અમલ કર્યો અને ખાઇમાં જવા તૈયાર થયો ત્યાં તો ભદ્ર-કુમાર બોલ્યો. નામદાર તેના ઉપર જરાપણ દયા રાખ-વાનું કારણ નથી. પણ તેને એવી જગાએ કેદ રાખો કે સ્વર્ગના દેવતા પણ તેને છોડાવી શકે નહિ. તરત જ સુભદ્રાને લઇ જવામાં આવી. આ વખતે દુષ્ટસિંહે ભદ્રકુમારને પુછ્યું કે કેમ શેઠ સાહેબ રૂપિયા લાવ્યા છો ને. જી—હા, લાવ્યો છું. ભદ્રકુમાર બોલ્યો. તે દુષ્ટસિંહ બોલ્યો કે લાવો ત્યારે ભદ્રકુમાર બોલ્યો કે રૂપિયા આપવા માટે તો લાવ્યો છું. તે પહેલાં મારા તમારા વચ્ચે કરાર થવા જોઇએ. કારણ કે લખેલું વંચાય માટે મને ખાત્રી છે કે આપ મારી સાચી માગણીનો સ્વીકાર કરશો. ત્યારે શું લખાવવા માગો છો. ત્યારે ભદ્ર-કુમાર બોલ્યો કે સરદાર સાહેબ મારે ને તમારે જે મધુરીને ત્યાં વાતચીત થઈ હતી. તેનો જ કરાર.

તરત જ દુષ્ટસિંહ ઓહોહો એમાં શું ઘણી જ ખુશીથી

લખી આપું છું. દુષ્ટસિંહે મનમાં સમજીને જ ભદ્રકુમારને હાથમાં રાખવા જ માટે તેની હા, માં હા મીલાવી લીધી. કામ થયા પછી ભવિષ્યે વાત. તરત જ ગુમાનસિંહને હુકમ કર્યો કે કાગળ-ખડીયો લાવો તરત જ કાગળ ખડીયો લાવ્યા અને દુષ્ટસિંહે લખવા માંડ્યું.

શેઠ ભદ્રકુમાર—

આપે મારા કાર્યમાં મને લાખ્ખો રૂપિયાની મદદ આપી છે તેની બાંહેધરી માટે હું લખી આપું છું, જ્યારે હું રાજ-ગાદી મારા કબજામાં લઉં અને જ્યારે હું રાજા બનું ત્યારે તમારા તમામ રૂપીયા શાહજોગ પાછા આપવા, અને તે કુલ રકમ દશ લાખની છે. અને વધારામાં તમને દીવાનનો હોદ્દો અને નગરશેઠની પદવી આપવા મારા બાપ દાદાના સોગન લઈ વચનથી પ્રભુ સાક્ષીએ બંધાઉં છું. ઉપર લખ્યું તે સહી.

લી. દુષ્ટસિંહ કુશળસિંહ
જાડેજાની સહી પોતે.

તરત જ પળવારમાં જ ભદ્રકુમારને દસ્તાવેજ લખી આપી પોતાનું સહી મતું મારી આપી દીધો. અને બોલ્યો કે કહો હવે તો મારો વિશ્વાસ છે ને.

ભદ્રકુમાર—સરદાર સાહેબ આ તમે શું બોલ્યા મને તમારા ઉપર તો મૂળથી જ વિશ્વાસ હતો. જો મને આપનો ભરોસો ન હોત તો શા માટે આવા તોફાનના કાર્યમાં મદદ આપત-કહો નામદાર હવે શું શું યોજના છે. તેની હકીકત સમજાવો.

દુષ્ટસિંહ—સરદારો સાંભળો આજથી ચોથા દિવસે મહાશીવરાત્રીનો દિવસ છે. તે દિવસે સંધ્યા સમયે મહારાજા શંકર ભગવાનના દર્શને આવશે અને સાથે હું પણ હઈશ. તે વખતે જ્યારે હું તમને ઈશારો બતાવું તે જ વખતે ઝાડીમાંથી એકદમ હલ્લો કરવો અને મહારાજાને યમધામ પહોંચાડવા—તેમાં તમારે બીલકુલ ગફલત કરવી નહિ. તે પછી નગરમાં લુંટફાટ ચાલુ કરવી. તે વખતે હું પ્રજામાં વિશ્વાસ લાવવા માટે સૈન્ય લઇ સામો અવીશ. તે વખતે તમારે બધાને શરણે થઇ જવું તે પછી મારે શું કરવું તેની જવાબદારી મારા પર મૂકી દો—તે વખતે બધા માણસો એક અવાજે બોલ્યા કે બરાબર છે આપના હુકમ પ્રમાણે જ કરીશું. અને અમે અમારી શમશેરના સોગન ખાઈને પ્રતિજ્ઞા લઇએ છે કે મરતાં સુધી તમારી જ આજ્ઞા ઉઠાવીશું—જ્યારે આ બધી વાતચીત ચાલે છે ત્યાં એક જણ વચમાં બોલ્યો કે સરદાર સાહેબ યુવરાજ કદાપી દેશાટણથી પાછા આવે અને રાજ્યનો કબજો લેવાની કોશીશ કરે ત્યારે શું કરવું. અરે એ બાયલો શું આવી શકશે. તેને તો આવતાની સાથે જ ફાંસીના માંચડે ચડાવવામાં આવશે. કારણ કે આ બધો આરોપ આપના મહારાજા અને મહારાણી તરફથી તેના જ ઉપર એવી બુદ્ધિથી મુકવામાં આવશે કે બીચારો તે તો મુગો મુગો શિક્ષા સહન કરશે. અને આ જગતમાંથી વિદાય થશે.

ઠીક ભાઇઓ હવે તમો તમારા સ્થાન ઉપર જાઓ, અને આજે તમારા ખરચા માટે સો સો રૂપીઆ લેતા જાઓ. જ્યાં સો સો રૂપીઆ બધાને વહેંચવામાં આવ્યા. તેમાં યુવરાજ અને વિરસેને પણ લીધા—કોઈપણ જાતની શંકા વગર

બન્ને બહાદુરો યુવરાજ અને વિરસેન તરત જ બહાર નીકળી પોતાનો પોષાક પહેરી ચંડીકાના મંદિર રસ્તે જવા ઉપડયા.

આ વખતે સુભદ્રાદેવી તો મુગી મુગી બંધનથી બંધાઇને ગુફામાં આવેલી ખીણમાં પડી છે. તેનામાં બોલવાની પણ શક્તિ નથી. ફક્ત પોતે પોતાના મનમાં પ્રભુ નામનું સ્મરણ કરી રહી છે. હે ભગવાન તું આ તારી દીકરીની ઇજ્જત સાચવજે મને તારો જ આશરો છે, પરમાત્મા તું દયા નહી કરે તો કોણ કરશે: તે જ વખતે અવાજ થયો ગભરાશો નહિ. ભગવાન હાજર છે જેવો અવાજ સાંભળ્યો કે તરત જ સુભદ્રા શુદ્ધીમાં આવી. તરત જ શશીકાન્ત આવી પહોંચ્યો તે વખતે શશીકાન્તને જોતાં જ બોલીકે તમો કયાંથી તે બધું પછી તરતજ તેના બંધનો કાપી નાખી જે રસ્તે શશીકાન્ત આવ્યો હતો તે જ રસ્તે આબાદ રીતે સુભદ્રાને છોડાવીને લઇ ગયો અને જેટલું ઝડપથી ચલાય તેટલી ઉતાવળી ચાલથી ચાલતાં ચાલતાં સુભદ્રાને ઠેસ વાગવાથી પડી ગઇ. તો પણ હિંમતથી તે દોડવા લાગી. તે વખતે કુદરતની કૃપાથી ખેડુતનું ગાડુ જોવામાં આવ્યું. અને શશીકાન્તે ગાડાવાળાને વિનંતી કરી કે ભાઇ પ્રભુની ખાતર અમને બેસાડો તમારૂં કલ્યાણ થશે. ખેડુત પણ ભલો હતો. તરત જ બન્ને જણાને બેસાડી દીધા. પ્રભુ કૃપાથી સુભદ્રા પોતાની પવિત્રતાના પ્રતાપથી આબાદ બચી ગઇ.

જ્યારે બધા સૌનીકો વિખરાયા ત્યારે ભદ્રકુમાર બોલ્યો કે સરદાર સાહેબ ચાલો પેલા બુલબુલની મુલાકાત લઇએ. હા, ચાલો તરત જ બન્ને જણા પોતાનો હવસ પુરો કરવા જે જગાએ સુભદ્રાને કેદ કરી હતી. તે જગાએ ગયા. અને જોયું તો સુભદ્રાની જગાએ કાપેલા દોરડાં સિવાય કંઇ જ નહોતું.

ત્યાં દુષ્ટસિંહ ચમકયો. હે આ શું તેને કોણ છોડાવી ગયુ. કેવી રીતે ભાગી છુટી. મારી મહેનત પાણીમાં ગઇ. ત્યાં તો ભદ્રકુમાર બોલ્યો કે તેમાં નિરાશ કેમ થાઓ છો ભલેને છટકી ગઇ. આવતી કાલ સવારે તો તમારી સત્તા છેને શા માટે ગભરાઓ છો. મેં પણ મારા પિતાને સુભદ્રાના પિતા પાસે તેનું વેવીશાળ મારા સાથે કરવાને માટે ભલામણ કરી છે. જુઓ તો ખરા હવે શું થાય છે માટે સારા કામમાં તો વિઘ્નો આવે જ અને તે વિઘ્નો આવે તો જ આપના કામમાં યશ મળે માટે આપ હવે હીંમતથી કામ કરવા માંડો—ઠીક, શાહબાશ મારા દોસ્ત આજે તેં મારા નીરાશ થએલા ઉત્સાહને વધાર્યો છે માટે એક પાસો બગડયો તો બીજો-આખરે પાપીઓની જે નીચ ભાવના હતી. તેના કરતાં વધારે નિચ ભાવનાથી બન્ને જણા ચાલ્યા.

# પ્રકરણ ૩૨ મું

## રમાવતી શશીકાન્તની ચિંતામાં
## વિનય કુમારની યોજના

હજુ જોઈએ તેવો આરામ થયો નહોતો તેજ વખતે શેઠ સોમદત્ત શશીકાન્તને મળવા આવ્યા હતા અને પોતાને ત્યાં જે જે ઘટના બની હતી તે ઘટનાની તમામ વાત ચીત કરી. અને પાપીઓએ મને જાસો મોકલાવેલો તે જાસાને અનુસરી મારી દીકરીએ હઠ કરીકે રૂપીયા આપવા હું જ જઈશ મેં લાચારીથી તેને જવા દીધી તે પછી પોતે રૂપીઆ આપવા ગયેલી તે રૂપીઆની થેલીતો સૂરવીર સરદાર મને પાછી આપી. ગયો અને સમાચાર આપ્યા કે સુભદ્રાને પાપીઓ પકડી ગયા છે ત્યારથી જ હું તો તદન લાચાર દશામાં આવી ગયો છું અને હવે સુભદ્રાને છોડાવવા માટે શું કરવું. શશીકાન્તે તમામ વાત સાંભળ્યા પછી બીલકુલ સમય ન ગુમાવતાં તરતજ પથારીમાંથી ઊઠીને

તરતજ સિંહની માફક તલપ મારી ત્યાંથી બોલ્યા ચાલ્યા શીવાય પોતાની માતાને કીધા વગરજ ચાલ્યો ગયો. તેના ચાલ્યા ગયાની વાત પોતાની માતા રમાવતીના જાણવામાં જ્યારથી આવી ત્યારથીજ બીચારી પુત્ર વિયોગની દશામાં કલ્પાંત કરી રહી છે અને પ્રભુ પાસે પુત્રના બચાવની અને રક્ષણની ભીખ માંગી રહી છે અને આંખ નાની ને આંસું મોટું એમ ચોધારે રડી રડી ને તેની આંખો સુજાડી દીધી છે. હે બેટા શું તને તારી માતાને પણ ભેગું થવાની ઇચ્છા ન થઈ ભાઇ વિનય મારો દીકરો શશી ક્યાં હશે તું તો સુતો સુતો મ્હારૂં રૂદન જુવે છે પણ મ્હારા દીકરાની ભાળ કાઢવા જેટલી પણ તારામાં આજે શકિત કે શુરાતન નથી ભાઈ વિનય બોલને મ્હારો શશી કયાં હશે કયારે આવશે શું તું નહિ બોલે રમાવતીનું રૂદન જોઇ વિનયકુમારનું હૃદય ભરાઈ આવ્યું માતા માતા શું આવું ગાંડ પણ તમને શોભે છે.

શશીનો મા આવાં કાયર થશે માતા જરા હિમત રાખો હાલજ તમારો શશી આવશે મારૂં મન મને સાક્ષી પુરે છે. છતાં માતા હું મારી યોજના વિચારી લઉં છું. અને તરતજ ભાઇ શશીને સોધવા શરીરમાં અશકિત્ત હોવા છતાં પણ જવાની તયારી કરૂં છું માતા તમે જરા પણ મૂંઝાસો નહિ, મારા પ્રાણુના ભોગે પણ ભાઈ શશીને સોધી લાવીશ.

તેવામાં માલતી આવી કેમ માતા આટલી બધી ઉદાસી લાવવાનું કાંઈ કારણ—તે વિનય કુમાર બોલ્યો માલતી માતા. પુત્રના વિયોગે દુઃખી છે ત્યાં તો સોમદત્ત શેઠને પણ રમાવતીનું રૂદન જોઈને ઘણુંજ લાગી આવ્યું અને બોલ્યો બેટા માલતી. તારી બેન સુભદ્રાના ગુમ થયાના સમાચાર

આવ્યા પછી જ અમારૂં ધ્યાન ચૂકાવીને વિર પુરૂષ ચાલ્યો ગયો છે. પરમાત્મા તેની જરૂર રક્ષા કરશે.

માલતી બોલી કે પીતાજી તમારા જેવા વિચારશીલ પુરૂષોને આ પ્રમાણે હતાસ થવું તે શોભતું નથી. દુ:ખ અને સુખ તે તો મનુષ્ય સ્વભાવની માની લીધેલી માન્યતા છે. માટે દરેક વસ્તુ કર્માધિન છે, માટે આપ જરૂર ચિન્તાનો ત્યાગ કરી જરા ઉમંગમાં આવો, ચિન્તા કરવાથી દુ:ખ ભાગી જતું નથી. પણ દુ:ખમાંથી મુક્ત થવા માટે તો તેનો પ્રયત્ન કરવો જોઈએ. વિનયકુમાર તમે પણ આટલા સમજુ થઈને માતા અને પિતાને જરા પણ શાન્તી આપતા નથી.

તેજ વખતે સુભદ્રાની માતા સદ્‌ગુણા શેઠને બોલાવવા માટે આવી પહોંચી–સદ્‌ગુણાને આવતી જોઈ શેઠ બોલ્યા કે, કેમ એકદમ અચાનક આવવું થયું. ત્યાં સદ્‌ગુણાએ જવાબ આપ્યો કે ભગવાનદાસ શેઠ કઈ આપને મલવા માટે આવ્યા છે. અને કીધું છે કે જરૂરનું કામ છે, માટે આપ જલ્દી ઘેર આવો તે કહેવા માટે આવી છું. તરત જ સોમદત્ત પોતાના ઘેર જાય છે.

ત્યાં રમાવતી બોલી ભાઈ, આપ પધારો મને હવે બીલકુલ મારા હૃદયમાં ચીન્તા નથી. પ્રભુ જરૂર મારા પુત્રની રક્ષા કરશે. તે જ વખતે શશીકાન્તને શોધવા માટે વિનયકુમાર જેવો જવા માટે નીકળે છે, તે જ વખતે દીવાન સાહેબ બુદ્ધિ નીધાનાનો માણસ ભાઈ શશીકાન્તને તેડવા માટે આવ્યો છે અને કીધું કે શશીકાન્ત ભાઈનું જરૂરનું હાલને હાલ કામ છે, માટે દિવાન સાહેબ બોલાવે છે. ત્યાં વિનયકુમારે જવાબ આપ્યો કે શશીકાન્ત કંઈ કામ પ્રસંગે બહાર

ગયા હોવાથી તેમની વતી હું આવું છું. જેવો વિનયકુમાર આવેલા માણસની સાથે દિવાનને ત્યાં જવા નીકળે છે, ત્યાં પ્રેમલત્તા આવે છે, અને રમાવતીને સમાચાર આપે છે. કે પાપીઓ થોડી જ વારમાં જુલમ ગુજારવા માટે આવશે. માટે સાવધાન રહેશો. વિનય કુમાર જતાં અટક્યો. ત્યાં પ્રેમલત્તા બોલી કે ના ત્યાં જવાથી લાભ છે. માટે જઈને તરત જ પાછા આવી જજો. વધારે ખોટી થશો નહિ. વિનયકુમાર જેવો ત્યાં જાય છે, ત્યાં જ શશીકાન્ત દેખાય છે. ત્યાં તો તો વિનયકુમાર બોલ્યો, માતા માતા ભાઈ શશીકાન્ત આવી પહોંચ્યા ત્યાં તો તરત જ તેની માતા રમાવતી બોલી કોણ બેટા શશી તું આવ્યો, મ્હારા જીવનના આધાર દિકરા તારા વગ રતો હું દીવાની થઇ ગઇ હતી. હવે બેટા તું મને પૂછ્યા વગર જઇશ ના માતાજી મ્હારી ભૂલ થઈ હવે તારી આજ્ઞા લઈને જઇશ શશીએ માતાને જવાબ આપ્યો.

રમાવતી બોલી કે પ્રભુ ત્હારો લાખ લાખ ઉપકાર છે. મારી અરજ સાંભળી તેં મ્હારા દીકરાને મોકલી આપ્યો. તે વખતે શશીકાન્તે પ્રેમલતાને જોઈને બોલ્યો કે કેમ બેન પ્રેમલતા શા માટે આવવું થયું ભાઇ શશીકાન્ત હવે સાવધ રહેજો દુશ્મનો થોડાજ વખતમાં પોતાનો જુલ્મી પંજો ચલાવવાના છે. બ્હેન તે તો હું જાણું છું એ સાંભળીને જ આવ્યો છું સાથે જીવનનું બલીદાન આપવું તે પણ મેં મારા આત્મા સાથે નીશ્ચય પણ કર્યો છે માટે જેમ પ્રભુ એ ધાર્યું હશે તેમ થશે

ભજન

ત્યાં એક ભિખારીને ભજન ગાતો સાંભળે છે,

માનવી જીવન પ્રભુ મય કરવું,<br>
સત્ય નીતીના પંથે વિચરવું.—માનવી.

પરસેવા કાજે કષ્ટ પડે તો–દિલથી ખુશી થાવું,
દુઃખ પડે છે મર્દના માથે, મોત થકી ન ડરવું.–માનવી
જુલ્મીની સામે જુલ્મ ન કરવો, પ્રેમ થકી સહી લેવું,
એક પ્રભુની શ્રદ્ધા ધરીને, જીવન હોડમાં મુકવું.—માનવી
લાખ સઇનીકો સામા આવે તો, કદી ના અસ્થીર બનવું,
અનંત શક્તિ આત્માની છે, જ્ઞાની વચન ન વીસરવું–માનવી
નીરવાર્થ સેવાથી આપી બલીદાન, અક્ષય સુખને વરવું.
કહે ભોગીલાલ આ દુનિયામાં, એક વખત છે મરવું–માનવી

ભીખારીના ભજનના શબ્દોએ દરેકના જીવનમાં નવચેતન આપ્યું હતાશ થયેલી આશા તે આશાના રૂપમાં પ્રગટી મંદ પડેલા ઊત્સાહમાં ઉત્સાહનો સાગર વહેવા માંડયો નિસ્વાર્થ પ્રેમથી સેવા કરવાના શબ્દોએ તો જીવનમાં નવીન પ્રેમની જયોતી જાગ્રત કરી અને ઓ મા તારો શશી હવે ત્હારો નથી પણ સમસ્ત વિશ્વનો એક અદનો સેવકને દિન દુઃખીનો એક અદનો સિપાઇ છે. માટે માતા બેટાને તારો આશીર્વાદ આપ તરતજ શશીકાન્ત બુદ્ધીનીધીનને ત્યાં ગયો, ધન્ય છે શશીકાન્તને પ્રેમલતા બોલી.

## પ્રકરણ ૩૩ મું

### શેઠનું જેલમાં જવું

સદ્‌ગુણા પોતાના પતિને તેડી ઘેર આવી. ભગવાનદાસ સોમદત્ત્ શેઠની વાટ જોઈ બેસી રહ્યા હતા. ત્યાં તો સોમદત્ત્ શેઠ આવ્યા. અને બોલ્યા કે પધારો, પધારો શેઠ, ભગવાનદાસ પોતાના મનમાં સુભદ્રાના વિયોગનું દુઃખ હોવા છતાં પોતે વિવેક ભરી રીતે ભગવાનદાસનું બહુમાન કર્યું. અને બોલ્યા કે કહો શેઠ સાહેબ શા માટે આપનું આગમન થયું છે તે જણાવવા કૃપા કરશો.

ભગવાનદાસ—મને લાગ્યું કે સોમદત્ત્ શેઠને ઘણા દિવસ થયાં મળ્યો નથી તો આજ તો મળવા જાઉં. અને કંઈક આપણો સંબંધ હતો એના કરતાં વધારે ગાઢ સંબંધ થાય તેવી વાતચીત કરૂં.

સોમદત્ત્ શેઠ મારો અને તમારો સંબંધ સગાભાઈ કરતાં પણ વધારે છે. તેથી પણ વધારે ગાઢ સંબંધ ક્યા સંબંધથી વધારવા માંગો છો.

ભગવાનદાસ— આપની દીકરી સુભદ્રા તે મારી દીકરી બરાબર સમજું છું. તેથી મારા દીકરા ભદ્રકુમારની સાથે તેનો સંબંધ નક્કી કરવા માટે વિનંતી કરવા આવ્યો છું. મને આશા છે કે મારી મિત્ર તરીકેની લાગણી સ્વીકારી આભારી કરશોજી. અને મારી કરોડોની મીલ્કતની માલીકી બનાવશો. અને બન્ને જણાની ઉમર અને સ્વભાવ બરાબર સરખા છે, અને શોભે તેવા છે.

સોમદત્ત્—પણ શેઠ સાહેબ, આપની વાત મારા મગજમાં ઉતરી. પણ પુખ્ત વયનું જ્યાં પોતાનું સંતાન થયું હોય તો તેનો વિચાર પણ મારે જાણવો જોઈએ. માટે તેતો સુભદ્રાની મરજી ઉપર મારો વિચાર હાકે ના કહી શકે. માટે સુભદ્રા હાલ તો બહાર ગઈ છે. આવશે તેટલે જરૂર પુછીને ખુલાસો કરીશ.

ભગવાનદાસ—અરે, ભલા માણસ આપણા કરતાં શું તે વધારે જાણે ના, જા જેટલું હેત આપના હૈયામાં આપના બાળક પ્રત્યે હશે તેવું બીજાનું ન હોય. માટે મારી સમજ પ્રમાણે તો સુભદ્રા ડાહી અને સુશીલ દીકરી છે, તેથી તે આપની આજ્ઞાનું પાલન જરૂર કરશે. માટે મારૂં કહ્યું માનીને હું સામી માગણી કરવા આવ્યો છું. તો મારી માગણી સ્વીકારો. તેમાં સોનુ અને સુગંધ જેવું છે. અને બન્ને આત્મા ઓને સુખનો પાર નહી રહે.

આ વાત જ્યાં ચાલે છે ત્યાં તો સુભદ્રા જાણે કંઇક બન્યું નથી. તેવી રીતે ધીમી ધીમી ચાલથી પોતાના પીતાના પાસેના હોલમાં આવી પહોંચી. પોતાની માતા દીકરી વિયોગે ઝુરી રહી હતી ત્યાં દીકરીને જોતાં બેટા સુભદ્રા. તું આવી બેટા. હા. માતાજી. મારા બાપુજી ક્યાં છે. સુભદ્રા બોલી, ત્યાં તેની માતાએ જવાબ આપ્યો. બેટા. ભગવાનદાસ કરોડપતી શેઠ પોતાના દીકરા ભદ્રકુમારની સાથે તારા હાથની માગણીની વિનંતી કરવા આવ્યા છે. સુભદ્રા બોલી કે માતા આ તું શું કહે છે. ક્યાં હંસ અને ક્યાં કાગ ક્યાં સિંહણ ને ક્યાં શીયાળવું ક્યાં કંચન ને ક્યાં પથ્થર. એ વાત માતા આ જીંદગીમાં નહી બને માટે કૃપા કરીને મારા બાપુજીને કહી દો, કે નહિ બની શકે. ચોખ્ખું સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દો! તેના પિતાએ સુભદ્રાનો અવાજ સાંભળી દોડતા આવ્યા. કહો, બેટા આવી ગઇ દીકરા. હા. બાપુજી આપના આશીર્વાદથી આવી ગઇ. શું થયું હતું. તે વાત પછીથી જણાવીશ. સુભદ્રાએ પુછ્યું, કે બાપુજી, ભગવાનદાસ કેમ આવ્યા છે. બેટા તારા હાથની માગણી કરવા માટે. પિતાએ ખુલાસો કર્યો. પિતાશ્રી. આખી જીંદગી બ્રહ્મચારીણી તરીકે ગાળીશ પણ મારો હાથ તે નરપીસાચ અધમને તો નહિજ આપું. સુભદ્રાએ રોકડો જવાબ આપી દીધો. ત્યાં પિતા બોલ્યા કે બેટા, ધીમે બોલ, નકામો ઝઘડો થશે. ત્યાં સોમદત્ત શેઠ ભગવાનદાસ પાસે આવ્યા. કે ત્યાં ભગવાનદાસ બોલ્યા કે શું સુભદ્રા આવી ગઇ હોય તો જરા મારી પાસે તો બોલાવો. આજે ઘણા દીવસે દીકરીને જોવાનો તો લહાવો લઉં. તરત જ સોમદત્ત શેઠે સુભદ્રાને બોલાવી. સુભદ્રા આવી. કેમ પિતાજી શું આજ્ઞા છે. નીચું જોઇને ઉભી રહી. ના, ના, બેટા એ તો તને ભગવાનદાસ કાકા

બોલાવતા હતા. તેથી તને બોલાવી, ત્યાં સુભદ્રા બોલી કે, કેમ વડીલ. આપની પ્રકૃતી તો સારી છે ને. ત્યાં ભગવાનદાસ બોલ્યા. હા, બેટા, ઘણી જ સારી છે. દીકરા તું તો હવે મોટી થઇ ગઇ હો તરત જ સુભદ્રાએ જવાબ આપ્યો તે તો શરીરનો સ્વભાવ છે. મોટું પણ થાય, અને નાનું પણ થાય. પણ જે સંતાનમાં માતા પિતા પ્રત્યે વિનયભાવ અને વડીલની આજ્ઞા જેણે સીરોમાન્ય ન હોય, ધર્મ કે નિતી ન હોય તેવા સંતાન તો માતાપિતાને ભાર રૂપ છે. અને માનો કે તેવું સંતાન કદાપી હોય તો તેના કરતાં વાંઝીયાપણું હજારગણું ઉત્તમ સમજું છું. સુભદ્રાનો વાકય ચાતુર્ય ભર્યો જવાબ સાંભળી ભગવાનદાસ તો નીચું જ જોઇ રહ્યા. અને બોલ્યા કે તારી વાત બરાબર છે. ત્યાં સુભદ્રા બોલી કે બાપુજી. ભગવાનદાસ કાકા શા કામે આવ્યા હતા. બેટા. તેમના દીકરા ભદ્રકુમાર સાથે તારા વેવીશાળની માગણી કરવા માટે ત્યાં તો સુભદ્રા ખડખડ હસી પડી. બાપજી કયાં હંસ ને કયાં કાગ. જેના જીવનમાં કોઇ પણ જાતના સંસ્કારી વિચારો નથી. જેનામાં માતા પિતા પ્રત્યે વિવેક નથી, જેણે ચોવીસે કલાક દુરાચારી અને પાપીઓની સોબતમાં રખડી લુંટારાની ટોળીમાં સામેલ થયો હોય તેના સાથે આ તમારી દીકરીનું વેવીશાળ કરશો. ના ના પિતાજી આ ભવમાં તો નહી જ બને. સુભદ્રાએ ભગવાનદાસની રૂબરૂમાં જ ભદ્રકુમારના માટે સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધું. તેટલે ભગવાનદાસ તો બોલ્યા ચાલ્યા વગર જ જવા માટે ઉઠયો. તેજ વખતે રાજ્યના સિપાઇઓ તથા અમલદાર સોમદત્ત શેઠને બુમ પાડતા આવ્યા ત્યાં સોમદત્ત શેઠ બહાર આવ્યા. અને બોલ્યા કે કેમ શું કામ છે. આ ઉભો ત્યાં તો આવેલા અમલદારે વોરંટ બતાવ્યું. અને તમેજ યુવરાજ

સજ્જનસિંહને ગાદી અપાવવામાં છૂપી મદદ કરી પ્રજામાં ઉશ્કેરણી કરો છો તેવો આરોપ છે. માટે મહારાજાના હુકમથી આપને પકડી જેલમાં લઈ જવા આવ્યા છીએ. તરત જ સુભદ્રા બોલી પિતાજી આજનો દિવસ ધન્ય ગણો કે લોક કલ્યાણ માટે આપ આત્મ બલીદાન આપો છો. તરત જ સોમદત્ત શેઠ તાબે થયા તે જ વખતે હાથપગમાં બેડી નાંખી. ભરબજાર વચ્ચેથી લઈ ગયા.

સોમદત્તને બંધીવાનની દશામાં નગરના નાગરીકોએ જોયા. ત્યાં તો હજારો માણસનું ટોળું તેમની પાછળ ચાલવા માંડયું. અને આખા શહેરમાં હાહાકાર થઈ ગયો. લોકો પોતાની મરજીમાં આવે તેમ બોલવા માંડયા. જે જેની બુદ્ધિમાં આવે તેવું વિચારવા લાગ્યા. સોમદત્ત તો પોતાના મનમાં નિર્દોષ છે તેથી જરાપણ મન ઉપર ગ્લાની લાવ્યા વગર જ મસ્તપણે ચાલ્યો જાય છે. તેજ વખતે વિનયકુમાર સામો મલ્યો વિનયકુમાર તરત જ શશીકાન્તને સમાચાર આપવા દોડયો.

## પ્રકરણ ૨૯

### પ્રધાન બુદ્ધિનીધાનને ત્યાં શશીકાન્તનું આવવું

પ્રધાનના બોલાવ્યાથી શશીકાન્ત પ્રધાનને મળવા માટે આવ્યો. ત્યાં તો બુદ્ધિનીધાન બોલ્યો શશીકાન્ત હું આપની જ વાટ જોઉં છું.

ત્યાં તો શશીકાન્ત બોલ્યો કે કહો મુરબ્બી સેવકને શા માટે યાદ કર્યો હતો. શશીકાન્ત યાદ તો કરવો જ પડેને, રાજ્યમાં અંધાધુધી પારાવારની ચાલે છે. પ્રજામાં પણ અશાન્તી ઘણી જ ફેલાતી જાય છે. મારા છુપા જાસુસો મારફત મને સમાચાર મળ્યા છે. તે સમાચારથી મારૂં મન ઘણું જ ચીન્તા મય બની રહ્યું છે. પાપી દુષ્ટસિંહના હાથમાં મહારાજાએ અને મહારાણીજી બન્ને રમકડાની માફક રમી રહ્યા છે, કયા વખતે દુશ્મનો ફાવી જશે. તે

સમજાતું નથી. માટે હવે ક્યા રસ્તા ઉપર જવું તેની સલાહ પુછવા માટે અને ક્યા રસ્તે મહારાજાનો અને પ્રજાનો બચાવ કરવો તે સારૂ બોલાવ્યા હતા!

શશીકાન્ત—આપ તો મારા કરતાં અનુભવી અને બુદ્ધિશાળી છો. અને હું તો બાળક છું આપને શો રસ્તો બતાવું. છતાં મારી બુદ્ધિ અનુસાર હું કહું છું તે યોગ્ય લાગે તો અમલ કરશો.

બુદ્ધિનીધાન—શું રસ્તો લેવો તે બરાબર સમજાવો

શશિકાન્ત—પહેલાં તો આપને મારી નમ્ર વિનંતી છે કે આપ થોડા વખત માટે કોઇને પણ કીધા વગર આપના ગુપ્તચરોને સાથે લઇ નગરની આસપાસ ગમે તે જગાએ ગુપ્ત રહો અને ગુપ્તચરોની મારફત નગરની તમામ હીલચાલ પર તપાસ રાખો. અને જ્યાં આપ રહો, તેના સમાચાર આપે પ્રેમલત્તાને પહોંચાડવા, સાથી કે પ્રેમલત્તા યુવરાજને સાચા હૃદયથી ચહાય છે. અને વિનય કુમારને પણ હું ગુપ્ત વેશમાં જ્યાં જ્યાં દુષ્ટસિંહની મુલાકાતના સ્થાનો છે. ત્યાંની તમામ દેખરેખ રાખવા અને તેની બાતમી લેવાના કાર્યની જવાબદારી તેને સોંપીશ અને સુભદ્રાદેવીને પ્રજામાં જાગૃતી લાવવાના કાર્યની તેને ભલામણ કરીશ. માલની પણ પ્રેમલતાની સાથે વિશેષ સંબંધ રાખશો અને તેના પાસેથી મહારાણીની તથા દુષ્ટસિંહના તરફથી ચાલતી તમામ હિલચાલની બાતમી મેળવવાની તમામ જવાબદારી તેને સોંપીસ. તેનું કારણ એજ કે કદાચ આપણે તમામ દુષ્ટોના પંજામાં સપડાઇ જઇશું એવી મને પુરેપુરી શંકા છે. તેથી સૌ પોતપોતાની જવાબદારીઓ પોતે સંભાળી લે અને દુષ્ટોની નજરથી વેગળા રહી

દુષ્ટોના દરેક કાર્યમાં વિઘ્ન ઉભું કરી તેમની ધારેલી મુરાદો બર ન આવે તે વાત બરાબર ધ્યાનમાં રાખવાની પ્રથમ ફરજ છે.

તે જ વખતે વિનયકુમાર તરત જ દોડતો આવીને પ્રધાન તથા શશીકાન્તને સોમદત્ત શેઠના પકડાયાના સમાચાર આપ્યા, ને સમાચાર સાંભળતાં જ બુદ્ધિનીધાને શશીકાન્તની યોજના ઉપર વિશ્વાસ પડ્યો. અને મહારાજાને મળ્યા સિવાય જ પોતે પોતાનો નિશ્ચય પળવારમાં કરી લીધો. અને પોતાના છુપા જાસુસોને બોલાવવા માટે માણસને મોકલી દીધો.

શેઠને કેવી રીતે પકડયા અને બજાર વચ્ચે થઇને કેવી રીતે લઈ ગયા તેની તમામ હકીકત વીગતવાર સમજાવી.

અને તરત જ શશિકાન્ત સમજ્યો કે મ્હારી પણ એ જ દશા થોડી જ વખતમાં આવવી જોઈએ.

શશિકાન્તે જે જે યોજનાઓ ઘડી હતી, તે તમામ યોજનાની વાત વિનય કુમારને કહી–વિનય કુમારે પણ તે પ્રમાણે કરવાની તમામ જવાબદારી લીધી. અને શશિકાન્તને પોતે પોતાની જવાબદારી પ્રાણના ભોગે સાચવશે, એવી ખાત્રી વિનય કુમારે આપી. તરત જ શશિકાન્ત કાંઈ વિચાર કરીને પ્રધાન બુદ્ધિનીધાનની સાથે બીજી કટલીક વાતો કરી. અને બન્ને મુસદ્દીઓના એક જ વિચાર ઉપર કાર્યની શરૂઆત કરવા નિશ્ચય કર્યો. તે જ વખતે દયાલસિંહ સરદાર દિવાનના મકાન ઉપર આવ્યો. અને સુચના આપી કે આપ

સત્વર ગમે ત્યાં ચાલ્યા જાઓ. કારણ કે ખુદ મહારાજાએ જ આપને તથા શશિકાન્તને પકડવા માટે દુષ્ટસિંહને હુકમ આપી દીધો છે.

અને દુષ્ટસિંહ જાતે જ પકડવા માટે આવવાની તૈયારીમાં છે.

આવા અચાનક સમાચાર સાંભળવાથી પ્રધાને જરા પણ વિલંબ કર્યા વગર પોતે પોતાના ઘરમાં તમામ ભલામણ કરી. પોતે પોતાના જાસુસો સાથે જવાની તૈયારી કરી અને પોતે ક્યાં મળશે તેનું ઠેકાણું પણ શશિકાન્ત, વિનયકુમાર અને દયાળસિંહને બતાવી દીધું.

દયાળસિંહ તરત જ વિનયકુમારને કાંઈક સુચના કરી, પોતે તે સૂચના મુજબ ત્યાંથી જવા માટે ઉપડયો. અને વિનયકુમાર પણ શશીકાન્તને પ્રણામ કરી હવે જ્યારે ભાવી મેળવશે, ત્યારે મળીશું. એમ કહી બન્ને મીત્રો હૃદયથી ભેટી ને છૂટા થયા.

શશીકાન્ત પણ નિર્ભય પણે પોતે પોતાના સ્થાન પર આવ્યો. માતા રમાવતી પણ પુત્રના જમવા આવવાની વાટ જોઈ રહી હતી. તરત જ માતાએ જમવા માટે ભાણું પીરસ્યું, અને મા દિકરો જમવા બેઠા.

## પ્રકરણ ૩૫ મું

### સુભદ્રા અને માલતી વિચારમાં
### વિનયકુમારનું આગમન

સુભદ્રા પિતાના પકડાયા પછી ઘણી જ ગમગીન દશામાં વિચાર કરતી. ત્યાં માલતી આવી, સદ્ગુણા પણ આવી. અને બોલી કે, બેટા તારા બાપુ ક્યારે આવશે. પાપીઓ શા કારણે પકડી ગયા હશે. શું તેઓ હવે આ ઘરમાં નહિ આવે. આ પ્રમાણે પોતાની માતાના શબ્દો સાંભળી સુભદ્રાનું દીલ દુઃખાયું. માતા બોલી કે આ વખતે એક જ દીકરો હોત તો જરૂર પોતાના પિતાને છોડાવી લાવત. પણ તે ભાગ્ય મારા ક્યાંથી કે મારે દીકરો હોય.

તરત જ સુભદ્રા બોલી કે માતા આ તું શું બોલે છે, માતા આજથી તું તારી દીકરીને દીકરી ન સમજતી. પણ દીકરો સમજજે. આજથી તારા ચર્ણોના સોગન લઉં

છું, કે દુષ્ટોની તમામ બાજી ઊંધી વાળી મારા પિતાને ઈજ્જતભેર છોડાવી લાવું નહિ ત્યાં સુધી મારા તમામ વૈભવનો ત્યાગ કરૂં છું અને ઘી ખાવાની પ્રતિજ્ઞા કરૂં છું. સમજી માટે તું કોઈ રીતે ઓછું લાવે તો તને તારા દીકરાની સોગન છે.

માલતી બોલી કે, માતા સુભદ્રાબેને જે પ્રતિજ્ઞા લીધી છે તેમાં પણ પ્રભુનો આદેશ હશે મને ખાત્રી છે કે સુભદ્રા બ્હેન પોતાની સાચી ભક્તિ વડે પોતાના પવિત્રતાના બળથી જરૂર દુષ્ટોનો સામનો કરશે, અને જગતમાં દેવી તરીકે પુજાશે. માતા જગતમાં જે મનુષ્ય પોતે પોતાના કર્તવ્યને ભૂલી જાય છે. ત્યારે તેના ઉપર કુદરતી પ્રભુનો કોપ થાય છે. શું તમે આટલા આટલા સમજુ હોવા છતાં તમારા હૃદયમાં નિરૂત્સાહ શોભે છે ! ના ના તે તો તમને છાજે નહિ. તમે તો દાનવીર સેવકના વિશાળ મનના તેમના હૃદયના વિસામા છો. તમારે તો આવા વખતે હીંમત અને ઉત્સાહ બન્ને રાખવા જોઈએ. સુખમાં સૌ કોઈ પોતાના મનની અભિલાષાઓ પૂરી કરી શકે છે. પણ જ્યારે દુઃખ પડે ત્યારે જ મનની નિર્બલતાનો ત્યાગ કરી મનોબળ મજબુત કરીને દુઃખનો સામનો કરતા શીખો. અને કર્તવ્યનું ભાન રાખો. માટે માતા હવે તમે તો નીડર બનો. સાચી વીરાંગના બનો. જગતની સ્ત્રીઓમાં તેમના સન્માનનું તેમની ઈજ્જતનુ તેમની ફરજનું ભાન કરાવો અને બેન સુભદ્રાને પોતાના કાર્યમાં યશ મળે તેવો આસીર્વાદ આપો. તરત જ સદગુણાબુને પોતાના કર્તવ્યનું ભાન આવ્યું. અને ઉત્સાહમય બની અને બોલી કે દીકરી માલતી, તેં તો આજે મારી જનેતાની ગરજ સારી. મારી મનની નોર્બળતા દૂર કરાવી, અને મારા કર્તવ્યનુ સાચું ભાન કરાવ્યું છે. દીકરા

આજથી હું પણ મારા પતિદેવના પગલે ચાલીને મારી ફરજ બજાવીશ, અને મારા પતિને છોડાવીશ. એ જ જીવનનો મુખ્ય ધ્યેય.

તે વખતે વિનયકુમારને ઉતાવળો આવતો જોયો. તરત જ સુભદ્રા બોલી કેમ ભાઈ વિનય આટલા બધા ગભરાટમાં છો. વિનય બોલ્યો કે ઝાઝી વાત કરવાનો વખત નથી. શશીકાન્ત ભાઈએ કહેલી હકીકત તમો બધાને સુચના આપવા સારૂજ આવ્યો છું. તરત જ બધી વિગતવાર હકીકત સમજાવી. અને કામકાજની રૂપ–રેખા બતાવીને તરત જ જવા માટે વિનય ઉભો થયો. ત્યાં માલતી બોલી કે મારા માટે સુચના છે કે નહિ. અરે હા તે તો હું ભુલી ગયો. સાંભળો તમારે તો પ્રેમલતાના સહેવાસમાં આવવું, અને તમામ બાતમી લાવવાની. અને મારા આપેલા ઠેકાણા ઉપર ખબર આપવી સમજ્યા. જી, હા. હું બરોબર સમજી, પણ વધુ સમજણ તો તમે જ્યારે ભવિષ્યમાં મારા ગુરૂ બનશો ત્યારે જ આવશે માતા સદ્ગુણા હું પણ હવે જઉં છું. કારણ કે વખતે શશીકાન્ત ભાઈ પણ પકડાઈ ગયા હશે માટે હું હવે મારા ભરૂસે સોંપે કાર્યની જવાબદારી બજાવવા જઉં છું. લ્યો બ્હેન હું જાઉં છું. તે વખતે એક ભીખારણ ગાતી ગાતી ભીખ માંગે છે.

ભજન

ભૂલ્યો મુસાફર રસ્તો ભુલે, છતાં ન કોઇને પૂછે
સરસ રસ્તો ત્યાગી મુસાફર, ખાલી ગલીઓ ચૂંથે
મનમર્કટની માફક મુસાફર, છતી આંખે અંધ બનતો
સ્વારથની અટવીમાં અટવાઈ, પ્રભુ શ્રદ્ધાને ભૂલતો
છતાં ન ગૂર્ખો સમજે મુસાફર, મહારાથી કોઈ છે મોટો
પાપી નરાધમ સૌ ગુમાવે, લાભને બદલે લે તોટો

પ્રભુતણા સંતાનો સમજો, સ્વારથને સૌ તજશો
પરસેવા કાજ કષ્ટ વહોરીને, નિઃસ્વાર્થે સેવા કરશો
નિસ્વાર્થ સેવાનો બદલો સાચો, પ્રભુ કૃપાથી મલશે
કહે ભોગીલાલ સેવાભાવીજન, અક્ષય સુખને વરશે.

ઉચ્ચ કક્ષાનું ભજન ભીખ માગતી ભીખારણના મુખથી સાંભળી સુભદ્રા દેવીના હૃદયમાં અજબ ઉત્સાહ અને સત્ય વસ્તુનું ભાન આવ્યું. તરત જ માલતીને કીધું કે બ્હેન જા પેલી ભીખ માંગતી બ્હેનને દશ રૂપીયા આપી આવ. તરત જ રૂપીયા દશ માલતી આપવા ગઇ, ત્યારે ભીખારણ બોલી કે બ્હેન, ધન્ય છે આ ઉદારવૃતીવાળા આત્માને, પરમાત્મા તેનું કલ્યાણ કરો. સંસારના તમામ વૈભવો ભોગવો અને સંસારમાં પવિત્ર નામના મેળવો. એ જ દુઃખી હૃદયના આસીર્વાદ છે.

માલતીએ ભીખારણે આપેલા આશીર્વાદની વાત કરી અને વિચાર કર્યો કે પિતાશ્રીને શા કારણ પકડી લઇ ગયા છે. તેના માટે હું મહારાણી સાહેબને મલવા જાઉં. અને તે પછી મહારાજા પાસે જઈ, મારા પિતાશ્રીથી કયો ગુન્હો બન્યો છે તે પૂછું. અને તેનો જવાબ માંગુ.

ઠીક માલતી-'તુ અને વિનયકુમાર બન્ને જણા જાવ. તરત જ વિનયકુમારની સુચના મુજબ માલતી પ્રેમલતા પાસે ગઇ, અને વિનયકુમાર પોતાના નિવાસ સ્થાને જવા નીકળ્યો.

# પ્રકરણ ૩૬ મું

## " દુષ્ટસિંહ, મહારાજા પાસે-સુભદ્રાનું આવવું "

દુષ્ટસિંહના હાથમાંથી સુભદ્રા છટકી ગઈ અને પોતાની ધારેલી મુરાદ પાર ન પડી. તેથી ગુસ્સામાં આવી તેણે મહારાજાએ આપેલી સત્તાનો પ્રથમ ઉપયોગ સોમદત્તને પકડીને જેલમાં નાખવાનો કર્યો તે પછી તરત જ મહારાજા પાસે આવ્યો.

મહારાજાએ દુષ્ટસિંહને પૂછ્યું કેમ શા કામ માટે આવ્યા છો.

દુષ્ટસિંહ —નામદાર યુવરાજને મદદ આપનાર અને આપ નામદારને રાજ્યાસન ઉપરથી ઉઠાડી યુવરાજને ગાદી પર બેસાડવા માટેની તમામ જવાબદારી તે બજાવે છે તેવી બાતમી મળવાથી પ્રથમ તેને જ પકડી જેલમાં પુર્યો છે.

મહારાજા નીસાના તોરમાં બોલ્યા કે:-મને તમારી ખાત્રી છે કે:--આખા રાજ્યમાં તમે જ મારા હિતેચ્છું છો માટે તમને જે-જે વ્યકિત ઉપર શંકા આવતી હોય તે તમામ વ્યકિતઓના પ્રત્યે ધ્યાન બતાવતાં ભયંકરમાં ભયંકર શિક્ષા આપવા તમે જરાપણુ બાકી રાખસો નહિ. તેમ કરવાથી જ પ્રજા દુશ્મનને મદદ આપતી બંધ થશે અને આપણા રાજ્યના સામે કોઇ ઉંચી આંગળી કરી નહિ શકે—ત્યાં દુષ્ટસિંહ બોલ્યો કે બરાબર છે. નામદાર મે શશીકાન્તને પણુ પકડવા માટે માણુસો મોકલ્યા છે. તે હાલ જ તેને પકડીને આવતા હશે.

તે વખતે સુભદ્રા મહારાણીને ન મળતાં સીધી જ મહારાજાના મહેલ પાસે આવી. અને માણુસની સાથે સમાચાર મોકલ્યા અને અંદર આવવા હુકમ માંગ્યો—હુકમ મળતાં જ અંદર આવી ત્યાં દુષ્ટસિંહ પણુ બેઠેલો જોયો--સુભદ્રા સમજી ગઇ. દુશ્મનોએ નવીન બાજી ગોઠવી લીધી છે. પણુ તરત જ સુભદ્રાએ મહારાજાને પગે લાગી પુજ્ય પિતા તુલ્ય આપ મહારાજા ઘણું જીવો એમ બોલી--મહારાજા કહે કેમ બેન તારે આજ અહીં આવવું પડયું છે—સુભદ્રા કહે પુજ્ય પિતા તુલ્ય મહારાજા મહારા પિતાશ્રી સોમદત્તને પકડી મંગાવવાનું શું કારણુ બન્યું અને એવો તે કયો ગુન્હો હતો કે તેમને બજાર વચ્ચે બે ઇજ્જતીથી પકડી જવામાં આવ્યા છે. તેનો ખુલાસો માગવા આપની પાસે હું આવી છું ને આશા રાખું છું કે આપ તેનો વ્યાજબી જવાબ આપશો.

મહારાજા—દીકરી તું ભલે આવી. પણુ તારા બાપાના ઉપર રાજદ્રોહનો ભયંકર ગુન્હો છે. તેથી જ મેં તેને મારા વફાદાર દુષ્ટસિંહને પકડવા માટે હુકમ આપ્યો હતો કારણુ

કે મને સીંહાસન પરથી પદભ્રષ્ટ કરી, મારા યુવરાજને ગાદીએ બેસાડવા માગે છે સમજાયુંને બેન.

સુભદ્રા—આપે પકડી મંગાવ્યા હશે. તો મારા પિતાની વિરૂદ્ધના પુરાવાઓ હસેને તો કૃપા કરીને તે પુરાવાઓ મને બતાવો એટલે આ તમારી દીકરીને સંતોષથી ખાત્રી થાય.

મહારાજા—પુરાવા શાના-તેના પુરાવા તે હોય? તે તો વાતચીત મલવાથી અને કાંઈક શક આવવાથી જ પકડવામાં આવ્યા છે. બીજા કાંઈ પુરાવા નથી. માટે સમજીને ચાલી જા.

સુભદ્રા—ચાલી જવા માટે આવી નથી. હું તો મારા પિતાજીનો ન્યાય માગવા જ આવી છું અને દંભી અમ-દારોની પોલ ઉઘાડવા આવી છું. માટે મહારાજાશ્રી મારી નમ્ર વિનંતી છે કે:-આપ મારા પિતાશ્રીને છોડી દો. નહિ તો તેનું પરિણામ સારૂં નહિ આવે. તમે મારા પિતાને પક-ડીને તમારા રાજ્યની પ્રતિષ્ડા વધારી છે. એમ સમજો છો રાજ્યદ્રોહી મારા પિતા નહિ પણ આ તમારી પાસે બેઠેલો નરાધમ દુષ્ટસિંહ પોતે જ છે સમજવાને માટે હજુ પણ ચેતવણી આપું છું કે મારા પિતાના ઉપર ગુન્હો સાબીત કરો નહિ તો બહાજતભર મૂકત કરો--બોલો મને જ જવાબ આપો હા કે ના.

દુષ્ટસિંહ—સુભદ્રા તું કોની સામે બોલે છે. તેનું તને ભાન છે કે નહિ. જરા તો મહારાજા સાહેબનું માન રાખતા શીખ.

સુભદ્રા—મારૂં ભાન તો બરાબર છે. એક નાલાયકના

પંજામાં સપડાએલા ગુલામ રાજાની સામે બોલું છું કે બીજાની અક્કલે ચાલી પોતાની અક્કલનું દેવાળું કાઢનારની સામે બોલું છું કે તમારા જેવા નર પીસાચોના હાથમાં રમકડું બની નામદાર રમકડાની સામે બોલું છું. નીમકહરામોની જાળમાં ફસાઈ જનાર એક રાજવી સામે બોલું છું. સમજ્યા મારા પુણ્યાત્મા સાહેબ--

દુષ્ટસિંહ--ખબરદાર જો હવે એક શબ્દ પણ બોલી તો મારે આગળ શું કરવું તે વિચાર કરવો પડશે. આ તારૂં મકાન નથી કે તું જેમતેમ બોલી શકે માટે હવે એક પણ શબ્દ વધારે પડતો બોલી તો તેનો જવાબ આપવો ભારે પડશે.

સુભદ્રા--આપ જેવા સ્વાર્થવૃત્તી વાળાને મારે ઝાઝું કહેવાનું ન હોય-ગંભીરતા તો સાગરમાં હોય છે, હૃદય તો દયામાં હોય છે, સુવાસ તો પુષ્પમાં હોય છે, જ્યાં આમાંની એક પણ વસ્તુનો જેનામાં ગુણ ન હોય તેવા હિચકારા આત્માને સત્ય વસ્તુ ક્યાંથી સમજાય. આપ શ્રીમાનને મારા માટે જે વિચાર કરવો હોય તે કરી લેવા ભલામણ કરૂં છું. સિંહણ કદાપી કોઈને નમતું આપતી નથી. અને ભૂખથી પોતાના પ્રાણને ત્યાગ કરશે. પણ કદી ખડ ખાતી નથી. માટે આપની પાસે જે સત્તા હોય તે ખુશીથી અજમાવવામાં બાકી રાખશો નહિ. મને તમારી ગુલામડી ન સમજશો તે તો મહારાણી સાંહેબ આપની ગુલામડી બને સુભદ્રા નહિ, સમજ્યા મારા સાહેબ.

તે વખતે મહારાણી તકરાર સાંભળી આવી પહોંચી-કેમ સુભદ્રા તું શું બોલી રહી છે. તને જીંદગીની પરવા છે કે નહિ.

દુષ્ટસિંહ શું જુઓ છો તેને બોલતાં અટકાવો નહિ તો જીભ ખેંચી લેવી પડશે. ત્યાં સુભદ્રા બોલી પધારો રાજ્ય માતા સુભદ્રા મોતથી ડરતી નથી. મોત આવ્યા સિવાય મરતી નથી. પોતાના સ્વમાન સાચવવા માટે ગમે તેવા કષ્ટથી પણ ગભરાતી નથી. તે બધી ગભરામણ આપ જેવા ઉજળા માણુસોને હોય છે. કારણ કે તમે તમારૂં સતીત્વ ગુમાવ્યું છે, પતિ પ્રત્યે દ્રોહ કરી નારી જાતીનું ભયંકર અપમાન કર્યું છે. પાપીના હાથમાંનું...રમકડું બની રમવાનું સાધન શોધ્યું તમારી પાપી વાસનાઓ પુરી કરવા અને તમારા વચમાં કોઈ આડે ન આવે તેને માટે નિરદોષ ઉપર જુલ્મ ગુજારી તમામ સત્તા કાયમ રાખવા માટે કાવત્રું કર્યું છે, યુવરાજને ભૂપીતો કરી રાજગાદી પચાવવાનું કામ આરંભવા માંડયું છે. કેમ મહારાણી સાહેબ સાચી વાત ને.

મહારાણીજી તો સુભદ્રાના આ શબ્દો સાંભળી તેની રગે રગમાં ક્રોધનો દાવાનળ સળગી ઉઠયો, અને તરત જ મહારાજાને સરબતનો પ્યાલો પાઈ ઘેનમાં લાવી મહારાજા પાસે જ સુભદ્રાનો ન્યાય કરાવવા તૈયારી કરે છે. અને દુષ્ટસિંહને સંકેતમાં સમજાવી સુભદ્રાના ઉપર બળાત્કાર કરવા માટે પાપી દુષ્ટસિંહને ઇશારામાં સમજાવી દીધું-તરત જ મહારાણીશ્રી મહારાજાની બેચેનીનો લાભ લઈ બોલી કે શું પ્રાણનાથ આપની હાજરીમાં જ આ દુષ્ટ છોકરી મારૂં ભયંકર અપમાન કરી રહી છે. શું નાથ જરાપણ મારા પ્રત્યે લાગણી તમને થતી નથી. કે તમે બધું તેનું સાંભળ્યા જ કરો છો આપ બેઠા મારૂં અપમાન થાય છે. તે શું આપને ગમે છે. નાથ-મહારાજા ઉપર મહારાણીના વચનોની અસર થઈ અને મહારાજા બોલ્યા કે શું છે મારા હૃદયની દેવી શું તા-રૂં

અપમાન કોણુ કરે છે. બોલ જલ્દી બોલ—નાથ કાંઇ નહિ હસે તેમને જવાદો. જ્યાં આપણું જ ઘર ફુટયું હોય ત્યાં કોને દોષ દેવો જ્યાં યુવરાજ આપની રાજગાદી અને સત્તા લેવા માટે જ તૈયાર થયો હોય અને તેને જ જ્યારે આ તોફાન ઉભુ કરી તે જ પોતાનો સ્વારથ પુરો કરવા માગતો હોય ત્યાં બીજાનો સો --દોષ તો મ્હારાને તમારા ભાગ્યનો કે આપનો જ કુલાંગાર આપની જ વિરૂદ્ધ આજે બારવટીયો થઇ તોફાન કરાવે છે.

મહારાજ બોલ્યા બસ દેવી તારે વધારે બોલવાની જરૂર નથી. હું તમારી હકીકત સમજી શકયો છું. માટે તારે ચિંતા કરવાનું કારણુ નથી, હાલને હાલ હું વફાદાર દુષ્ટસિંહને હુકમ આપું છું કે યુવરાજને જે જે માણુસો મદદ આપતા હોય તેને હાલને હાલ પકડી મંગાવવા અને તે તમામ પાપીઓને બંધીખાનામાં પૂરી દેવા.

તરત જ દુષ્ટસિંહ બોલ્યો નામદાર હાલને હાલ જ આપના હુકમનો અમલ કરવા માણુસો મોકલું છું—દુષ્ટસિંહે તરત જ પોતાના માણુસોને પ્રથમ શશીકાન્તને જ પકડી લાવવા હુકમ આપ્યો. સીપાઇઓ હુકમનો અમલ કરવા ચાલ્યા અને થોડીવારમાં શશીકાન્તને પકડી લાવ્યા અને મહારાજા સન્મુખ હાજર કર્યો.

મહારરજા—કેમ અલ્યા છોકરા તારા મગજમાં બહુ ખુમારી આવી છે કે તું રાજ્ય વિરૂદ્ધ પ્રજાને ઉશ્કેરી રહ્યો છું, અને અજ્ઞાન પ્રજાને આડા રસ્તે દોરવીને તોફાન કરાવે છે.

શશીકાન્ત—-નામદાર મનુષ્યના સ્વભાવમાં તો હમેશાં ખુમારી તો હોય જ અને પ્રજાને સાચા રસ્તે દોરવા મેં તો મારી ફરજ બજાવવા નક્કી કર્યું હતું. ત્યાં તો આપ નામદારના

સીપાઇઓ મને પકડી લાવ્યા તેથી જે ગુન્હો આપ મારા પર લાવવા માગો છો તે ગુન્હાથી હું તદ્દન નીરદોષ છું.

દુષ્ટસિંહ—કેમ મહારાજા સામે બોલતાં શીખ્યો છે કે નથી શીખ્યો. જરા તો સભ્યતા રાખ નહિ તો પસ્તાવું પડશે.

શશીકાન્ત—કોટવાળ સાહેબ સભ્યતા તો તમારે શીખવી જોઇએ. કે માલિકનું લુણ ખાઇ લુણહરામ થઇ રહ્યા છો. શું પ્રજામાં જુલ્મ ગુજારીને બહાદુરી બતાવવી તે તો એક નામર્દને હિચકારાનું કામ છે. સાચો બહાદુર તો એ જ કહેવાય કે જે ન્યાય અને સત્યનો પુજારી હોય.

દુષ્ટસિંહ—જરા સંભાળીને બોલ નહિ તો સુભદ્રાના પિતાના જે હાલ થયા તે હાલ સુભદ્રાના થશે. અને તેનાથી પણ ખરાબ હાલ તારા થશે. તું જાણે છે કે મહારાજા સુવર્ણસિંહ બહાદુરનું રાજ્ય છે. તે રાજ્યમાં તારા જેયા એ બદામ નાલાયકોનું જરાપણ નહિ ચાલે.

સુભદ્રા—જરા સભ્યતા બોલવાની તો શીખો કે જેવું ખાંવ છો તેવું જ ભસો છો. લાયકાત અને બીન લાયકાત તેતો તમારો ચહેરોજ તમારી બુદ્ધિનું પ્રદર્શન બનાવે છે માટે જરા ધીરા પડો કોટવાળ સાહેબ ધીરા પડો.

તે જ વખતે મહારાજા ગુસ્સે થયા અને બોલ્યા કે કોટવાળ શું જુવો શા; મહારાણીનું અપમાન અને તમારૂ અપમાન કરનારને હાલને હાલ કારાગૃહમાં મોકલાવી દો જોઉં છું કે તેને કોણ બચાવે છે તેજ વખતે એક ભેદી ચીઠ્ઠી આવી પડી, તુરત જ ચીઠ્ઠી દુષ્ટસિંહે લીધી અને મહારાજાને આપી. મહારાજાએ કોટવાળને વાંચવા હુકમ કર્યો.

કાચા કાનનાં રાજા—

ચેતીને ચાલજો નહિ તો તમારૂં મોત થશે, જેને તમો તમારા ગણો છો તે જ તારા દુશ્મનો છે, સુભદ્રા, શશિકાન્ત અને સોમદત્તને તરત જ છોડી દે નહિ તો પસ્તાઇસ.

લિઃ—તારો હિતેચ્છુ

ત્યાં તો ચીઠ્ઠી વાંચી દુષ્ટસિંહે આડકતરી રીતે મહારાણીના સામું જોયું. મહારાણી સમજી ગઇ અને બોલી કે શેની ચીઠ્ઠી છે.

નામદાર તે તો આવું રોજ કાવત્રૂં કરે છે, જુઓ કેવળ બધો યુવરાજનો જ પક્ષ છે, દુષ્ટસિંહે જવાબ આપ્યો.

તરત જ મહારાણીએ મહારાજાને ઉશ્કેર્યો અને રડતા રડતા સ્ત્રી ચરીત્રની ભાષા વડે મહારાજાને ઉત્સાહી કરી મહારાજાની પાસે જ સુભદ્રા અને શશિકાન્તને શિક્ષા આપવાની માટે ફરજ પાડી.

જેથી મહારાજાએ મહારાણીના અંધ પ્રેમમાં આધીન થઇ બનેલા મહારાજાએ દુષ્ટસિંહને હુકમ કર્યો કે હાલને હાલ આ પાપીઓને કારાગૃહમાં મોકલાવી દો, તે જ વખતે પાપી દુષ્ટસિંહે દુર્મદસિંહ બહાર બેઠો હતો તેને બોલાવી મજબુત બંદોબસ્ત સાથે બન્નો જણાને કારાગૃહમાં મોકલી દીધા. અને પાપીઓએ પોતાની ધારણા પાર પાડી.

## પ્રકરણુ ૩૭ મું

## વીનયકુમાર અને માલતીની બહાદુરી

શશિકાન્ત અને વિનયકુમાર પ્રધાનને ત્યાંથી પોતાને ઘેર જવા માટે આવતા હતા તે વખતે રસ્તામાંથી જ દુષ્ટસિંહે શશિકાન્તને પકડયો અને સિપાઈઓના પહેરા તળે તેને લઇ જવામાં આવ્યો. પણુ શશિકાન્ત બીલકુલ બોલ્યા વગર જ વિનયકુમારને સાનમાં સમજાવી દીધો અને કાંઈ પણ બોલ્યા વગર પોતાનું કામ કરવાની સુચના આપી દીધી.

વિનયકુમારે તરત જ શશિકાન્તની માતાને શશિકાન્તને પકડાયાના સમાચાર આપ્યા-માતા સમાચાર સાંભળતાં જ જરા પણુ ઉદાસ ન થતાં પોતે પોતાના કાર્યમાં મશગુલ બન્યા.

સુભદ્રાને પણુ સમાચાર તરત જ માલતીએ આવીને દીધા-વિનયકુમાર પણુ વિચારમાં પડયો કે હવે કેવી રીતે કામ કરવું, માલતીએ કીધું આપણે ઉદાસ થવા કામ નહિ

ચાલે. માટે હવે તો બુદ્ધિ અને કુનેહ વાપરીને કામની શરૂઆત કરવા માંડો. તરત જ વિનયકુમારે પોતાના હૃદય સાથે વિચાર કરી માલતીને સુચના આપી અને કીધું કે તું હાલને હાલ પ્રેમલત્તાની પાસે જા અને ત્યાંથી જેમ બને તેમ બુદ્ધિપૂર્વક જેટલી બને તેટલી તેની પાસેથી વાતચીત મેળવી તારી સમજ પૂર્વક તું સુભદ્રાને અને શશિકાન્તને કેવી રીતે ત્યાંથી મુક્ત કરવા તે ઉપાય જેમ બને તેમ જલ્દી કરવો જોઇએ. ઠીક ત્યારે આપની આજ્ઞા પ્રમાણે હું પ્રેમલત્તા પાસે જાઉં છું. અને બની શકે તેટલી ત્વરાએ કામ પુરૂં કરીને આવું છું માલતીએ જવાબ આપ્યો અને માલતી જાય છે.

વિનયકુમાર પણ પોતાનો મૂળ પોષાક બદલી બનાવટી સ્વાંગ પહેરીને સીધો મધુરીને ત્યાં ગયો. મધુરી તો પરદેશી આવતો જોઇ ગાંડી ઘેલી થઈ ગઇ અને ઘણા જ ઉમળકાથી આવકાર આપ્યો. તેને સુંદર સોફા ઉપર બેસવા ઇશારત કરી, વિનયકુમાર એક સુંદર સોફા ઉપર બેઠો કે મધુરીએ તરત જ દાસી પાસે સરબતનો ગ્લાસ મંગાવ્યો.

વિનયકુમાર—મધુરી કેમ શા સમાચાર છે, કાંઇ નવા જુની.

મધુરી—આપ જેવા વિદ્વાન જોશીને ભૂત, ભવિષ્ય અને વર્તમાનના ખબર આપને વધારે હોય, જેટલું તમે જાણો તેટલું અમે કયાંથી જાણીએ મહારા જોશીમહારાજ.

વિનયકુમાર—તમારૂં સમજવું બરાબર છે તો સાંભળ હવે જે વખત આવશે તે વખતમાં ઘણી જ નવાજુની બનશે તે વખતે તને બરાબર સમજાશે કે પાપી મનુષ્યોનો આખરે વિનાશ જ થાય છે માટે તને પ્રથમ આપેલી શીખામણ

ખ્યાલમાં રાખજે ભુલેચૂકે અનીતીના પંથે જઇશ નહિ સમજી.

મધુરી—આપનું કહેવું સત્ય જ છે. માટે મારા લાયક કાંઇ કામ હોય તો કહો મારાથી કંઇ પણ કોઈનું ભલું થઇ શકતું હોય તો બતાવો. હું આપના કહેવા પ્રમાણે કાર્ય કરીશ.

તે વખતે દાસીએ આવીને સમાચાર આપ્યા કે બા-સાહેબ ભદ્રકુમાર આપને મળવા સારૂ આવ્યા છે-તરત જ મધુરીએ વિનયકુમાર જોશીને બાજુના ખંડમાં બેસવાને સુચન કર્યું. અને વિનયકુમારે પણ તેને સમજાવ્યું કે પાપી પાસેથી બનાવટી પ્રેમ બતાવી બધી લાતનો ઉકેલ કરજે બહુ સારૂ. તે વખતે બન્ને જણા બરાબર વ્યવસ્થિત થઈ ગયા. પછી તરત દાસીને કહ્યું કે જા-ભદ્રકુમાર શેઠને બોલાવી લાવ. ( દાસી જાય છે ) તરત જ ભદ્રકુમારને બોલાવી લાવી.

દાસી આવી--( મધુરી ભદ્રકુમાર પ્રત્યે બોલી ) પધારો પધારો શેઠ, ભદ્રકુમાર કાંઈ આજે દાસીનું આંગણું પાવન કર્યું. મધુરીએ મધુરી ભાષામાં સ્વાગત કર્યું. ત્યાં ભદ્રકુમાર બોલ્યો કે:-મધુરી તારી પાસે કોણ જાણે કયો જાદુ છે કે મને તું નીરંતર ચોવીસે કલાક મારા હૃદયમાં યાદ આવે છે. કોણ જાણે તેં મારા ઉપર શો જાદુ કર્યો છે,—મધુરી બોલી કે રહેવા દો શેઠ તમારા જેવા વાણીયા શેઠનો શો વિશ્વાસ, આજ અહીં તો કાલ નહિ. માટે શેઠ વિશ્વાસની વાતતો જવા દો, કારણ કે આપ કોટયાધીપતી શેઠ, હું તો એક સાધારણ નૃતિકા-અરે, આવું શું બોલી શું તને મારા ઉપર વિશ્વાસ નથી. ત્યાં મધુરી હસતાં હસતાં બોલી કે:- ના, ના—ના શેઠ એક વાર નહિ પણ હજાર વાર વિશ્વાસ

નથી. કારણ કે આપ સાહેબ રાજા થશો કે આપ દિવાન થશો એટલે અમે તો રખડી જવાના, માટે કૃપા કરી, આ દાસીને હવે ભૂલી જશો.

અરે ગાંડીરે ગાંડી તને તો કેમ ભૂલી જવાય તારા માટે તો મારા મનમાં શું શું અભિલાષા છે તે તો મારૂં મન જાણે છે. તે માટે તો તેની ખાત્રી કરવા માટે આજે હું તારા માટે હીરાનો એક નેકલેસ તને ભેટ આપવા લાવ્યો છું.

હવે તને ખાત્રી થશે કે ભદ્રકુમારને તારા ઉપર કેટલો બધો પ્રેમ છે. માટે તું મને નગર કોટવાળ જેવો જાણતી નહિ. માટે જ મારી દીલોજાન તારા હૃદયમાં મારા માટે વિશ્વાસ ઉત્પન કરવા માટે જ આજે તારા માટે હજારોની કીંમતનો નેકલેસ આપવા માટે જ આવેલો છું.—ભદ્રકુમારે ખુલાસો કર્યો.

તરત જ મધુરીએ પાઘડી ફેરવી અને બોલી કે મને ક્ષમા કરશો હું તો ખાલી મશ્કરીમાં જ બોલતી હતી. માટે મારા પર ગુસ્સો લાવો તો, માહરી સોગન છે. શું સુભદ્રા, શશિકાન્ત, સોમદત્ત બધાને પકડી જેલમાં નાખ્યા, તેનું કારણ મને સમજાતું નથી, બીચારી સુભદ્રાનો શો દોષ.

મને તો શેઠ આ બાબતમાં કાંઈ દાળમાં કાળું લાગે છે, ત્યાં તરત જ ભદ્રકુમાર બોલ્યો કે તારૂં કહેવું સત્ય છે સુભદ્રાને પકડવાનું મુખ્ય કારણ તેની સુંદરતા માટે લાગે છે. અને તેને દુખમાં ફસાવી પાપી પોતાનો ખરાબ હેતુ બર લાવવા માંગે છે.

શશિકાન્તને પકડવાનું કારણ એ જ કે ખાનગી રીતે

સુભદ્રા શશિકાન્તના ઉપર મોહીત થઇ હોય તેમ લાગે છે. તેથી તે બન્નેને જુદા પાડવાનું કાવત્રું છે. સોમદત્ત શેઠને પકડવાનું કારણ, પોતાના પાપના કાર્યમાં કોઇ આગળ આવી ન શકે. અને પાપી પોતાની-પાપ વાસના પુરી કરી શકે. અને બધો આરોપ યુવરાજના શીર પર નાખી, યુવરાજને ગુન્હેગાર ઠરાવી રાજ્ય ગાદીનો કબજો મહારાજાને મારી નાખી પોતે લેવા ધારે છે. અને તે બાબતમાં પણ મહારાણીનો સંબંધ દુષ્ટસિંહ સાથેનો ગાઢો પ્રેમ અને અજુકતો વહેવાર હોવાથી મહારાણીને મહારાજા પ્રત્યેનો તદન અભાવ હોવાથી દુષ્ટસિંહના કહેવા પ્રમાણે એ નીચ મહારાણી પણ તેના દરેક કામમાં સહકાર આપે છે અને મહારાજાને પોતાના કૃત્રીમ પ્રેમમાં એવો તો લટ્ટુ બનાવ્યો છે, કે મહારાજા તો મહારાણી બોલી એટલે ભગવાન બોલ્યા, તેથી મને પણ અવિશ્વાસ આવી ગયો છે પણ આગળ શું થાય છે તે જોવું છે. પછી જેવી પડશે તેવા દેવાશે. તો શું દુષ્ટસિંહ એટલો બધો નીચ છે, શેઠ જો જો તમારી ભોળપણનો લાભ લઇ તમને એ પાપી ધક્કો ન મારે મધુરી બોલી, અરે એમા તો આ ભદ્રકુમાર કાચો નથી. વખત આવે તેને પણ ખબર પડશે કે કેવી રીતે પોતાના મીત્ર સાથે દગો કરાય છે. માટે વહાલો તેની મૈત્રી તું ન કરીશ. મધુરીએ તરત પોતાનો સુકોમળ હાથ શેઠના વાંસા પર ફેરવતાં ફેરવતાં બોલી કે-બીચારી સુભદ્રા કુમારીનું શું થશે અરે ?? તે તો હું કહેવું ભુલી ગયો. આજ દુષ્ટસિંહ નીશાના ઘેનમાં ને ઘેનમાં બકી ગયો હતો કે આજ રાતના બાર વાગે સુભદ્રાના એકાન્તનો લાભ લઇ તેના ઉપર બળાત્કાર કરવા માટે મહારાણીએ સંકેત કર્યો છે, તેવો ભદ્રકુમારે ખુલાસો કર્યો. મધુરી તો આશ્ચર્ય પામી,

અને બોલી શું આપ સાચું કહો છો, ત્યારે શું પાપી મારી સાથે પણ દગો કરી મને પણ ખાડામાં નાખશે.

ત્યાં ભદ્રકુમાર આવેશમાં આવી બોલ્યો કે વહાલી તું શું કામ ગભરાય છે. તારા માથાનો વાળ કોણ વાંકો કરનાર છે, હું છું ત્યાં સુધી તારે જરા પણ ગભરાવાની જરૂર નથી. ઠીક વહાલી મારે જરા બગીચામાં કામના કારણથી જવાનું છે. તો હવે આ તારા સેવકને રજા આપી આભારી કરશો. ત્યાં મધુરી કલ્પીત આંસુ આંખમાં લાવીને બોલી કે શું આપ જશો, પાછા આ દાસીની ખબર લેવા કયારે પધારશો.

ત્યાં ભદ્રકુમારે કીધું કે પરમ દિવસે આ વખતે જ આવીશ, ઠીક વહાલી હવે હું જઈશ.

ભદ્રકુમારના ગયા પછી વિનયકુમાર બહાર આવ્યો. અને આજે રાતના જ સુભદ્રાના ઉપર બળાત્કાર પાપીઓએ કરવાના માટે નિશ્ચય કર્યો હોવાથી કોઈ હિસાબે તેને બચાવવી જ જોઈએ. મધુરીએ કહ્યું કે એ બાબતની આપ કેવી રીતે ગોઠવણ કરશો. વિનયકુમાર બોલ્યો મારી તમામ ગોઠવણની હકીકત તને આ પરદેશીની ચાલાકી ભરેલી બુદ્ધિની તમામ ખબર પડશે. માટે મારી ફરજ તો પ્રથમ એજ છે કે દુખી માણસને આફત વખતે મદદ કરવી. મધુરી મનમાં આનંદ પામી ધન્ય છે, નિસ્વાર્થપણે સેવા કરનાર વીરને.

વિનયકુમાર રજા લઈને ચાલ્યો ગયો.

# પ્રકરણ ૩૮ મું

## પ્રેમલત્તા અને ભદ્રકુમારનો બગીચામાં મેળાપ

માલતી વિનય કુમારની સુચના મુજબ પ્રેમલતા પાસે ગઈ અને પ્રેમલતાને વિનવણી કરી કે બ્હેન શું તમને મહારાજા તેમજ મહારાણી અને કોટવાલના ઉપર જરાપણ ધીક્કાર આવતો નથી કે તમે આટલા બધા સંસ્કારી હોવા છતાં પણ તમો પાપીઓના કાર્યમાં સહકાર આપો છો પ્રેમલતાએ ટુંકામાંજ પતાવ્યુ કે બ્હેન માલતી તને સમય આવે જણાસે, કે પ્રેમલતાએ રાજ્યની આબાદી તેમજ પ્રજા કલ્યાણના માટે શું શું જોખમો ખેડયા છે! હાલતો ફક્ત મારી નજર ભલા યુવરાજ ઉપર જ છે. કે તેઓના માથે અણધાર્યું આવી પડેલા સંકટમાંથી કેમ વહેલામાં વહેલા

મુક્ત થઇ પાપીઓને તેના પાપની ભયંકર શિક્ષા આપવા કટીબદ્ધ થાય હાલતો આટલુંજ ત્યારે માલતી બોલી કે બ્હેન તમારી ટુંકી અને સત્ય વાત સાંભળી મારા હૃદયને પારાવાર આનંદ થયો છે મારી પણ એકજ માગણી છે. કે સુભદ્રા બેનનો મેળાપ કરાવી આપો તો ઉપકાર--ઠીક જરૂર તમે રાતના નવ વાગે મારા મુકામ પર પાછા આવજો એટલે હું તમામ ગોઠવણ સુભદ્રાનો મેળાપ કરવાની ગોઠવી રાખીશ, હાલતો મારે તાકીદનું કામ હોવાથી જરા બહાર જવાનું છે. પ્રેમલતાએ માલતીને સાચો ખુલાશો આપ્યો, અને માલતી ગઇ, તે પછી પોતે સરદાર દયાળસિંહના આપેલા ટાઇમ પ્રમાણે મળવા ગઇ. અને થોડા વખત પછી બગીચામાં આવવાનું કીધું. અને સાથે સાથે જણાવ્યું કે જ્યારે પાપી ભદ્રકુમાર મને જે દસ્તાવેજ વાંચવા માટે આપે ને થોડી વાર વાંચી રહ્યા બાદ હું જ્યારે તેને પાછો આપવા માંડું કે તરત તમારે તે દસ્તાવેજ કબજે કરીને ચાલ્યા જવું આ પ્રમાણે ગોઠવણ કરી સીધી પ્રેમલતા બગીચામાં આવી. ભદ્રકુમાર તો પ્રેમલતાના આવવાની રાહ જોતો હતો, અને કયારે આવે અને હું મારી બહાદુરી ની વાત કરી બતાવું, આપ્રમાણે વિચાર કરતો હતો.

તેવામાં કોઇના આવવાનો પગરવ સંભળાયો અને પ્રેમલતાને જોઇ અરે તુ આવી પહોંચી---હુજુરના હુકમ પ્રમાણે સેવામાં હાજર થવું જ જોઇએ, નહિતો તમેના તમે બો લોકો ઓઓ વચનની સાચી હોતી નથી પ્રેમલતાએ ચાલાકી ભર્યા શબ્દો વાપર્યા અને ભદ્ર કુમાર બોલ્યો કે પ્રેમલતા તું મને તારા હાથે વચન આપીશ---શાનું વચન પ્રેમલતાએ કીધું- તારા સુકોમળ દેહના સ્પર્શનું પાન કરવા માટે મારી હૃદ-

યની અભીલાષા પુરી કરવાનું વચન—ભદ્ર—કુમાર બોલ્યો વાહરે વાહ તમે પણ આવાજ નીકળ્યાને પ્રેમલત્તાનો આ-પના પ્રત્યે, પ્રેમ ન હોતતો આટલું જોખમ ખેડીને શું કામ આવત. આટલી ખાતરી થયા પછી પણ મારી પાસે વચ-નની માગણી કરતા શરમ નથી આવતી લ્યો તારે હવે હું જઈશ. અરે એ તો મેં તારૂં પારખું જોવા માટે જ કહ્યું હતું, મને તારા ઉપર સંપુર્ણ વિશ્વાસ છે અને મારા બોલવા ઉપર ખોટું લાગ્યું હોય તો માફ કરશો.

તે પછી તરતજ પ્રેમલત્તાને ભદ્રકુમારે ચામુડાની ગુફામાં જે જે હકીકત બની હતી તે તમામ હકીકતથી તેને વાકેફ કરી અને પોતે દુષ્ટસિંહ પાસેથી જે દસ્તાવેજ લખાયો હતો તે દસ્તાવેજ પણ ભદ્રકુમારે તેને વાંચવા માટે આપ્યો પ્રેમલતા બરાબર વાંચી રહી અને જેવો દસ્તાવેજ આપવા જાય છે તેવોજ સરદારે ઝડપથી તે દસ્તાવેજ ભદ્રકુમારને લેતાં લેતાંતો તરત સરદારે ખુંચવી લઇ દોડતા ઘોડે ચાલ્યો જાય છે, દસ્તાવેજ ને કોઇ અજાણ્યા માણુસને લઈ જતાં, ભદ્રકુમારતો તરતજ ગભરાઇ ગયો અને પોતાના હાથમાં જે સાધન પોતાના ભવિષ્યના માટે હતું તે સાધન પળવારમાંજ ગુમ થઈ જતાં તેના હૃદયમાં ધ્રાસકો પડયો અને બોલ્યો કે !—પ્રેમલતા શું કરવુ પ્રેમલતા બોલી કે તમે આટલા મોટા બુદ્ધિશાળી હોવા છતાં પણ તમે સમજી શકયા નહિ, કે દસ્તાવેજ કોણ લઇ ગયું—સાથી તું આમ બોલે છે મને કસી પણ સમજણ પડતી નથી કૃપા કરીને મને સમજાવ કે સાથી દસ્તાવેજ તે માણુસ લઈ ગયો વાહરે મારા ભોળા કુમાર આટલું પણ ન સમજ્યા તો સાંભળો તે દસ્તાવેજ દુષ્ટ-સિંહે તમને લખી આપ્યો તે પછી તેના મનને એવો વિચાર

વિચાર આવ્યો હશે કે આ દસ્તાવેજ મારા મોતનું હથીયાર કદાચ બનીજાય તે પહેલાં તેને તમારી પાછળ જાસુશી કરવા માણસને મોકલ્યો અને તે દસ્તાવેજ ગમેતે પ્રકારે લાવવા માટે હુકમ કર્યો હોવો જોઇએ એટલે તે પાપીએ જ દસ્તાવેજ પોતાના કબજામાં લેવા માટે આ કૃત્ય કર્યું હશે, તેમ મારૂ માનવું છે, કાચી અકકલના ભદ્રકુમાર ને પણ પ્રેમલતાની વાત ઉપર વિશ્વાસ આવ્યો અને તેનું કહેવુ બરાબર છે તેવી તેના મનની ખાતરી થઇ, તેથી પ્રેમલતાને પૂછ્યું કે હવે મારે શું કરવું કું તો ન રહ્યો ઘરનો કે ઘાટનો માટે કૃપા કરી મને સારો રસ્તો બતાવો તો સારૂ તારો મોટો ઉપકાર— પ્રેમલતા કહે ત્યારે આપનો અતી આગ્રહ છે તો હું મારી બુદ્ધિ અનુસાર તમને ઉપાય બતાવું છું તે યાદ રાખશો દસ્તાવેજ ગુમ થયાની તમારે જરાપણ વાત કરવી નહિ કે જાણે કાંઇ જાણતાજ નથી અને તેની તમામ યોજનામાં સંપુર્ણ ભાગ લેવો અને વખત આવે તેનો બદલો લેવામાં જરાએ પાછી પાની કરવી નહિ અને હાલતો વાણીઆજ બનવામાં તમારા માટે હિતકર છે પછી તો આપની મરજી–ભદ્રકુમારે કીધું કે તારૂ કહેવું બરાબર સમજુ છુ ને તે સાચું છે હવે તો દુષ્ટની તમામ યોજનાને ધૂળમાં ન મેળવું તો મારૂં નામ ભદ્રકુમાર નહિ સમજી પ્રેમલત્તા.

પ્રેમલત્તા—તે બરાબર છે, પણ પત્થર તળે આંગળી આવી હોય તો હવે કેમ કાઢવી તે બુદ્ધિમાનનું પહેલું લક્ષણ છે, સમજ્યા પ્રેમલત્તાએ કીધું અને વળી પાછું ફરીવાર પુછ્યું કે તે પાપીની નવીન યોજના કાંઇ તમારી જાણમાં છે.

હા, હા. એજ કે આવતી કાલે મહાશીવ રાત્રીના તહે·

વાદના પ્રસંગે મહારાજા શંકર ભગવાનના દર્શને જશે ત્યારે પાપીઓએ મહારાજાનુ ખુન કરવાનો અને આજે રાતના બાર વાગે મહારાણીની રૂબરૂ સુભદ્રા ઉપર બળાત્કાર કરવા માટે નિશ્ચય કર્યો છે. તેનું કારણ મહારાણીનું સુભદ્રાએ કરેલું અપમાન તેનો બદલો લેવા માટે જ અને તે બધો આરોપ પાપીઓ યુવરાજ ઉપર ઢોળવાનો પ્રયત્ન કરવાના છે. બાકીના જે જે માણુસો જેલમાં છે તેને પણ બનતાં સુધી ત્યાંને ત્યાં જ જીંદગી સુધી પુરી રીબાવી રીબાવીને હેરાન કરવાનો પણ નિશ્ચય કર્યો છે. ભદ્રકુમારે તમામ વાત કરી દીધી પછી પ્રેમલત્તા ઠંડે પેટે બોલી કે જે થાય છે. તે ઠીક જ થાય છે. મારી તો ઇચ્છા એવી હતી કે ભદ્રકુમારીને તમારી સાથે જ જોડાએલી જોવાની છે. જો તે તમારી સાથે જોડાય તો મને પણ તમારી કૃપાનો લાભ મળશેને.

ભદ્રકુમાર પ્રેમલત્તાની જાદુભરી વાણી સાંભળી તદન શાંત થઇ ગયો. અને બોલ્યો કે પ્રેમલત્તા મારા પ્રત્યે તમારો આટલો બધો સદભાવ હશે તે તો મને આજે જ જણાયું હવે તો સુભદ્રાને કોઈ હીસાબે મેળવવા માટે અને મારી અભીલાષા પુરી કરવામાં તમારી મદદ ઉપર જ મારી આશાનો મીનારો બંધાયેલો છે તે જરૂર તમે પુરો કરશો.

તે વખતે પ્રેમલત્તા બોલી કે પ્રભુ સહુ સારા વાના કરશે. ઠીક હવે આવતી કાલે મળાશે, જરૂર મલીસ અને જે જે બાતમી મળશે. તે તને તમામ જણાવીસ તેટલું કહી ભદ્રકુમાર ચાલ્યો ગયો. અને પ્રેમલત્તા પણ પોતાના નિવાસ સ્થાને ગઇ.

## પ્રકરણ ૩૯ મું

### જેલમાંથી સુભદ્રાનો બચાવ

સોમદત્ત શેઠ, સુભદ્રાદેવી અને શશિકાન્ત ત્રણે બીચારા નીર્દોષ આત્માઓ પ્રભુના ભરૂસા ઉપર વગર ગુન્હે બંધીખાનાની ઓરડીઓમાં ત્રણે આત્માઓ પોતાના કર્મના આધારે પુરાયા છે તે વખતે સુભદ્રાદેવી તો ફક્ત પોતાના હૃદયમાં મન વચન, કાયાથી કેવળ પ્રભુનું જ શરણુ માગી રહી છે અને મનની સાથે વિચાર કરે છે કે પરમાત્મા જગતના સર્વ મનુષ્યોમાં સદ્બુદ્ધિ આપ

શશીકાન્ત પણ પોતાના જીવનનો ઉપયોગ બીજાની સેવા કરવામાં જ્યારે થઈ રહ્યો છે તે જાણી તેના હૃદયમાં આનહદ આનંદ ઉભરાઈ આવ્યો છે, અને જગનીયંતા પરમાત્માનો ઉપકાર માને અને કહે છે કે, હે પ્રભુ મને કષ્ટ સહેવા માટે શક્તિ આપજે. જ્યારે શશીકાન્તના હૃદયમાં પવિત્ર પ્રભુના જ વિચારો ચાલી રહ્યા છે તે વખતે તેના હૃદયમાં

કંઈક આભાસ થયો અને ઊભો થઈ બંદિખાનાની ઓરડીની દીવાલોની ચારે બાજુ હાથ પછાડતો હતો. તેજ વખતે દિવાલની જમણી બાજુમાં કંઈક જવાના રસ્તા જેવો તડ જણાઈ તરત જ તે તડને વધારે ને વધારે જોરથી મોટી કરવા માટે મહેનત કરતાં કરતાં નાના બારણા જેવું જણાયું તે બારણું ઉઘાડી નીડરપણે પ્રવેશ કરી ધુંટણીએ વતી વાંકો વળી ચાલવા લાગ્યો. તે ભોંયરાનો રસ્તો બગીચાના જીર્ણમહેલમાં જવાનો દેખાયો, તમામ રસ્તો પોતે જોઈ આવ્યો ત્યાં જે ઓરડીમાં સુભદ્રા કેદમાં છે તેની દીવાલ પાસે આવી અટકયો અને વિચાર કર્યો કે ઓરડીમાં પણ આવો રસ્તો હોવો જ જોઈએ તે પ્રમાણે તેમાં પણ રસ્તો જણાયો તે રસ્તો પણ બરાબર જોઈ લઈ પોતે પોતાની ઓરડીમાં નિશ્ચિતપણે આવીને બેસી ગયો. અને પ્રભુનો ઉપકાર માન્યો કે ધન્ય છે મારા નાથ, આખર તેં રસ્તો બતાવ્યો.

પ્રેમલતાએ માલતીને આઠ વાગે આવવાનો ટાઈમ આપ્યો હતો તે ટાઈમે માલતી બરાબર આવી. પ્રેમલતા પણ માલતીની વાટ જોઈને જ ઊભી હતી. જેવી માલતી આવી તેવી જ પ્રેમલત્તા માલતીને સુભદ્રાદેવીની પાસે લઈ ગઈ.

સુભદ્રા તો પોતાના હૃદયથી ધ્યાનસ્થપણે પ્રભુ નામનું સ્મરણ કરતી હતી, અને પોતાના નીડર સ્વભાવ વડે બેઠી હતી. ત્યાં માલતી બોલી કે-બ્હેન સુભદ્રા, ત્યાં સુભદ્રાએ સાંભળ્યું કોણ બ્હેન માલતી. હા, બ્હેન. આપની અભાગીની માલતી. ત્યાં સુભદ્રા બોલી કે બ્હેન, આ ભયંકર સ્થાનમાં તું કેવી રીતે આવી. બ્હેન તે તો પ્રેમલત્તા બ્હેનના પ્રતાપે આપના દર્શનનો લાભ મળ્યો-માલતીએ કીધું.

ત્યાં સુભદ્રાએ કીધું કે બહેન માલતી, પ્રેમલત્તાબ્હેનને તું જાણી શકી નથી. તે તો સાચી વીરાંગના છે. અને તેનામાં આપના માટે સંપુર્ણ હમદર્દી છે. માટે પ્રભુ જરૂર તેનું પણ કલ્યાણ કરશે.

માલતી બોલી કે સમય થોડો છે. દુશ્મનોનું જોર વધતું જાય છે. અને માતા સદ્‌ગુણા, માતા રમાવતિ, ગુરૂદેવ માનસૂરી તમામ તમારા અને પિતાશ્રીના ને શશીકાન્તના પકડાયાથી ઘણા દુઃખી છે, અને વિનયકુમાર તો રાત દીવસ તમારા બચાવના ઉદ્ધાર માટે પોતાના જીવનની પણ દરકાર ન કરતાં મોતની સાથે ખેલ ખેલી રહ્યા છે. તે તો બ્હેન સૌ મનુષ્યો પોતપોતાની ફરજ બજાવે તેમાં જ તેમના જીવનની મહત્તા છે. તું જા, માતાજી રમાવતી, માતાજી ને અને ગુરૂદેવને મારા નમસ્કાર કહેજે. અને મારી ચિંતા બીલકુલ ન રાખે તે પણ કહેજે. ત્યાં પ્રેમલત્તા બોલી કે બ્હેન પાપીઓ તમને ભ્રષ્ટ કરવાના નિશ્ચય ઉપર આવ્યા છે. માટે સંભાળજો. તે તો બ્હેન સાક્ષાત યમરાજ આવે કે આકાશના દેવો આવે તો પણ સુભાદ્રા શીયળનો ભંગ કરવાની તાકાત કોઇનામાં નથી. મને મારા આત્મબળ ઉપર વિશ્વાસ છે કે પ્રભુ મને જરૂર બચાવશે.

ધન્ય છે બ્હેન તમારી નીડરતાને અને પ્રભુ પ્રત્યેની શ્રદ્ધાને. પ્રેમલત્તા બોલી કે બ્હેન મારી હકીકત તમને વખત આવે સમજાશે. હાલ તો આટલું જ. બન્ને જણા ચાલ્યા જાય છે. તે પછી સુભદ્રાને માટે સુંદર પોશાક, સોના–મોતી, જવાહીરના દાગીના અને ઉત્તમ ભોજન સામગ્રી લઇ બે દાસીઓ આપવા માટે આવી. અને બોલી કે મહારાણી સાહેબને આપના પર ઘણી જ લાગણી થવાથી આ મોકલ્યું

છે. તેને આપ આરોગી સુંદર પોશાક પહેરી વસ્ત્ર-અલંકારનો શણગાર સજી તૈયાર રહેજો. રાતના બાર વાગે આપને તેડવા માટે મહારાણી સાહેબ અને વફાદાર દુષ્ટસિંહ સાહેબ આવશે. માટે આપ પ્રભુનો ઉપકાર માનો કે તમારૂં ભાગ્ય આજથી બદલાઇ ગયું. તરત જ સુભદ્રાએ હસતાં હસતાં સ્વીકારી લઇ દાસીઓને વિદાય કરી દીધી. દાસીઓના ગયા પછી સુભદ્રાના હૃદયમાં સહેજ-જરા બીક જેવું લાગવા માંડયું. પણ તરત જ પોતે પાછી સાવધ થઇ ગઇ અને વિચાર કર્યો કે સુભદ્રા તું આટલી બધી મનોબળવાળી હોવા છતાં તું નિરાશામય કેમ બને છે. માટે સાવધ થા. દાસીઓ જે થાળ ભરી જે વસ્તુઓ દાગીના ભોજન વિગેરે જે જે આપી ગઇ હતી, તે તમામ વસ્તુને જોઇ લીધી. તે વસ્તુનું પોટલું બાંધી લીધું. ભૂખ નહોતી છતાં અન્નદેવનું અપમાન ન કરતાં થોડું ઘણું ખાઇ લીધું. તેવામાં લગભગ રાતના દશ વાગવાનો સુમાર થયો હતો. તે વખતે અંધકારમય ઓરડીમાં પવન પણ ન આવી શકે તેવી કાળ કોટડીમાં સુભદ્રાને કાને અવાજ થયો. સુભદ્રા સાવધ થઇ. અને બોલી કે કોણ છે, દેવી ગભરાવવાનો સમય નથી તે તો હું છું. શશીકાન્ત, કોણ શશીકાન્ત તમે શી રીતે આવ્યા તે જણાવવાનો સમય હાલ નથી, હાલ તો તમે મારી સાથે ચાલ્યા આવો અને આ કાળ કોટડીમાંથી મુક્ત થાઓ. સુભદ્રા પણ તરત જ વખત ગુમાવ્યા વગર જ શશીકાન્તની સાથે તરત જ ભોંયરામાં ચાલવા માંડી થોડી જ વારમાં બગીચાના જીર્ણ મહેલમાં આવી પહોંચ્યા અને ત્યાંથી છુપા રસ્તે સુભદ્રાને બધી સમજણ આપી. પોતે પોતાના આરામ સ્થાન પર જાણે કંઇજ જાણતો નથી તેવી સ્થિતીમાં આવી ગયો. સુભદ્રાને તો આપેલી સુચના

મુજબ વિદ્યાપીઠમાં ગુરૂદેવ માનસૂરીના આશ્રમમાં રાતના અગીઆર વાગે આવી પહોંચી અને ગુરૂદેવને જગાડયા. ગુરૂદેવ ચમકયા કોણ બેટા સુભદ્રા, હા ગુરૂદેવ તું કયાંથી હાલ તો તે વાત કહેવાનો સમય નથી. વખત આવે કહીશ. પણ સરદાર દયાલસિંહને દાસ ને હાલ સમાચાર પહોંચાડી અહીંયા બોલાવો તો સારૂં.

શશીકાન્ત હવે નિશ્ચય પણે ઉંઘી ગયો છે, ત્યાં તો બરાબર રાતના બાર વાગ્યાનો ટાઈમ થયો કે પાપી દુષ્ટસિંહ અને મહારાણી બન્ને જણ સુભદ્રાની કોટડી અગાડી આવ્યા અને મહારાણીએ સુભદ્રાને બોલાવવા માંડી. પણ સુભદ્રા હોય તો બોલે ને જયારે જ કોઈના બોલવાનો અવાજ ન આવ્યો ત્યારે કોટડી ઉઘાડી જુએ તો સુભદ્રાના બદલામાં ત્રણ ગાળા હતા, સુભદ્રા ગુમ થએલી જણાઈ, મહારાણી ત્યારે કહે કે દુષ્ટસિંહ આ શું સુભદ્રાને કોણ છોડાવી ગયું હશે, આ તો કોઈ અજબ વાત કહેવાય આવી ભયંકર કાળ કોટડીમાં યમરાજ પણ ના આવી શકે તેવી કાળ કોટડીમાંથી સુભદ્રા કેવી રીતે છટકી જવા પામી ઘણું જ આશ્ચર્ય કહેવાય.

મહારાણી મને પણ કંઈક વિચારો આવે છે નિશ્ચયે કોઈ હરામખોરે જ આપણા કામમાં માથું મારવા શરૂ કર્યું હોય તેમ જણાય છે, મને તો જરૂર પેલા શશીકાન્તની ઉપર જ શંકા જાય છે. જુઓ જોઉં તેની ઓરડીમાં તે છે કે નહી, શશીકાન્તની ઓરડી આગળ આવી જુએ છે તો શશીકાન્તની તો બીલકુલ નફકરાની માફક ઉંઘી રહ્યો છે. ત્યાં દુષ્ટસિંહે બુમ પાડી, અરે નાલાયક ઉઠ ઉભો થા શશીકાન્ત તરત જ આળસ મરડીને ઉભો થયો, અને બોલ્યો કે કોણે બોલાવ્યો આટલી મોડી રાત્રીએ--ત્યાં દુષ્ટસિંહ

બોલ્યો કે સાચુ બોલ સુભદ્રા ક્યાં ગઇ. ત્યાં શશીકાન્તે જવાબ આપ્યો તેની મને શી ખબર હું તો આપની આગળજ ઉભો છું.

દુષ્ટસિંહ—તું એમ નહિ માને, પણ જ્યારે તને હંટરના માર પડશે. ત્યારે જ તું ઠેકાણે આવીશ અને સાચુ બોલીસ તે વખતે મહારાણીએ ઈસારતથી દુષ્ટસિંહને સમજાવ્યો કે તેને લાલચમાં નાંખી અને મોટી આસાઓ આપી. તેની પાસેથી વાત કઢાવો. તરત જ મહારાણી બોલી કે ભાઇ શશીકાન્ત તમારે તો અમારી સાથે મળી જઇ અને તમારા પોતાના જ ભવિષ્યના સુખનો વિચાર કરીને અમારા કાર્યમાં સહાય આપવાથી તમો પોતે ઘણા જ સુખી થશો. માટે તમે જરાપણ ગભરાયા સિવાય—સુભદ્રા ક્યાં છે તે બતાવો.

શશીકાન્ત--મહારાણીજી આપની કૃપા ભરેલી વાણી અને લાલચ આપવાની જે ઉદારતા ભરી લાગણી બતાવી છે, તેના માટે આભાર પણ સુભદ્રાની મને કશી પણ ખબર નથી.

મહારાણી—શું તમને મારા બોલવા ઉપર જરાપણ વિશ્વાસ નથી. ભલા માણસ એક તો તું સાધારણ સ્થિતિનો માણસ નકામો દુઃખી થઇને તું તારા જીવનને નાહક બગાડે છે. માટે સુભદ્રાનો પત્તો આપ તેમાં તને ઘણો જ લાભ થશે.

શશીકાન્ત—લાભ કે ગેરલાભ તો પોતાના પ્રારબ્ધ ઉપર છે. માટે મારી સ્થિતિ સુધરવા કે બગડવી તે તો પોતાના કર્મ ઉપર આધાર છે. માટે હજુ પણ કહું છું કે મને નાહક પુછશો નહી અને સુભદ્રાની મને માહીતી નથી.

મહારાણી સમજી ગઇ. કે હવે કડક થયા સિવાય માને તેમ નથીસાં તરત જ દુષ્ટસિંહને કીધું કે હવે તમે તમારી

સત્તાનો ઉપયોગ કરશો તો મને તેમાં વાંધો નથી. દુનીયાનો કાયદો છે કે સીધી આંગળીઓ કદી ઘી નીકળતું જ નથી. જ્યારે વાંકી આંગળી ઘાલીયે તોજ ઘી નીકળે છે. માટે હવે તમારી યુક્તિ અજમાવો ત્યાં તો તરત જ દુષ્ટસિંહ હાથમાં હંટર લઇને આવ્યો અને કંઇપણ પૂછ્યા વગર જ તેને શશીકાન્તના બરડામાં કોરડાનો માર લગાવવા માંડયો. પણ શશીકાન્ત તો તે કોરડાના મારને ફુલની માળા સમજીને જ સહન કરવા લાગ્યો. પાપીએ શશીકાન્તને એટલે સુધં માર માર્યો કે શશીકાન્તના વાંસા ઉપર લોહી વહેવા માંડયુ અને આખરે બેભાન થઇ ગયો. ત્યાં સુધી તેને માર માર્યો. આખરે પાપીઓની ધારણા તો બીલકુલ પાર ન પડી. છેવટ સોમદત્ત પાસે પાપી દુષ્ટસિંહ ગયો, અને બોલ્યો કે કેમ છે નગરશેઠ, તબીયત તો મજામાં છે ને પાપીના બોલનો સોમદતે બીલકુલ જવાબ જ વાળ્યો ત્યારે દુષ્ટસિંહે આખરે લાત મારીને અપમાન કરતાં બોલ્યો કે કેમ રે વાણીયા તને શું આટલું બધું અભિમાન આવ્યું છે બોલતો કેમ નથી, હું જે પુછું તેનો જવાબ આપ નહિ તો તને ભયંકર સીક્ષા આપીશ.

સોમદત્ત—નાલાયકની સામે બોલવા માટે મારી પાસે વાચા નથી. અનીતીવાળા મનુષ્યની સાથે મારે કોઇ જાતનો વહેવાર નથી અને તમારા જુલમોથી ડરી જાય તેવો આ સોમદત્ત નથી. કારણ કે મારો ભગવાન હજુ ગયો નથી, તેથી જ તમારી કોઇ પણ વાતનો જવાબ આપવા માટે આ સોમદત્ત તૈયાર નથી સમજ્યા સાહેબ.

દુષ્ટસિંહ—ઠીક ત્યારે તું પણ પેલા ઉદ્ધત શશીકાન્તના જેવો જ હઠવાદી બનીને જેવો એ મરણતોલ દશામાં બેભાન થયો છે. તેવો તું પણ થવા માંગે છે. મને તમારા બધા-

ઓના કર્તવ્યની મને માલુમ છે. તમો લોકો જ મહારાજાની વિરૂદ્ધમાં યુવરાજ સજ્જનસિંહને મદદ કરી રહ્યા છો. પણ આ દુષ્ટસિંહ છે. તમારી ચામડી ઉતારીશ અને તમારી બધી યોજનાઓ ધુળમાં મેળવીશ.

સોમદત્ત—આપનું કહેવું બરાબર હશે. તમારા અભિમાન ના શબ્દોનો જવાબ નજીકમાં આવતો સમય જરૂર આપશે. તમારી તમામ સ્વાર્થી અને પીશાચીક ભાવના જરૂર પ્રભુ ધુળમાં મેળવશે અને દુષ્ટસિંહ કદાપી સજ્જનસિંહ નહી જ બની શકે, સૌ પોત પોતાની લાયકાત વડે જ શોભી શકે છે અને આથમી શકે છે. માટે ખુશીથી જુલ્મનો કોરડો ચાલુ કરો મોતની બીક તો તમારા જેવા નરપીચાસોને હોય, સત્ય ઉપર અને નીતી ઉપર જીવનારાઓને મોતનો જરાપણ ડર હોતો જ નથી. મને મારા ધર્મ ઉપર મારા પ્રભુ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા છે તો તમારા જેવા પાપીઓમાં મારો વાળ પણ વાંકો કરવાની કે કરાવવાની તાકાત નથી, તરત જ દુષ્ટસિંહ ક્રોધના આવેશમાં આવી જલ્લાદની માફક સોમદત્ત ઉપર જેરબંધના માર વરસાવવા માંડયો, પણ મેરૂ પર્વતની માફક એ નિરંતર પ્રભુનું નામ જ ઉચ્ચારવા લાગ્યો હતો. જેમ જેમ માર પડતો જતો તેમ તેમ સોમદત્ત પ્રભુનું નામ જ જપતો હતો. આખરે પ્રભુના નામથી એજ વખતે ભયંકર કાળો નાગ સોમદત્ત શેઠના આગળ આવી પડયો, મોટી કાળી ફેણુવની દુષ્ટસિંહને ડંખ મારવા જાય છે. તેવો જ પાપી દુષ્ટસિંહ અને મહારાણી બન્ને જણા જીવ લઇને ભાગ્યો જાય છે અને તરત જ નાગ પણ અદૃશ્ય થએ જાય છે, ત્યાં સોમદત્ત વાહ પ્રભુ આખરે તું આવ્યો ખરો.

## પ્રકરણ ૪૦ મું

### સોમદત્તને છુટકારો

ભયંકર રાત્રીના વખતે સુભદ્રા ગુરૂદેવના શરણમાં આવી છે. તે વખતે ગુરૂદેવ પણ પોતાની ફરજ સમજીને તરત જ તેઓના પ્રત્યે જે જે લાગણી ધરાવનારી વ્યકિતઓ હતી તે તમામને ગુપ્ત રીતે બોલાવ્યા અને રાત્રેને રાત્રે જ શશીકાન્ત અને સોમદત્તને કેવી રીતે છોડાવવા તેમજ મહારાજાને આવતી કાલે કેવી રીતે બચાવવા તે તમામ યોજનાની રૂપરેખા તૈયાર કરવા માટે મસલત ચલાવવા માંડી. માનસૂરી ગુરૂદેવ બોલ્યા કે દરેક ભાઈ–અને બહેન આજે પોત પોતાની ફરજ વિચારી કામ કરવા તત્પર થઈ જાય. અને આળસ પ્રમાદ અને ડર એ ત્રણે દુર્ગુણોનો ત્યાગ કરી. નિશ્ચય મનથી કામ કરશો એવી હું આશા રાખું છું. તે વખતે સરદાર દયાળ-સિંહ અને વિનયકુમાર એક જ અવાજે બોલ્યા કે આપની આજ્ઞા પ્રમાણે અમો અમારી તમમ ફરજ બજાવીશું એવી અમો પ્રભુ સાક્ષીએ પ્રતિજ્ઞા કરીયે છીએ.

તરત જ ગુરૂદેવે સુભદ્રાદેવીને પુછ્યું કહે બેન શી રીતે કરવું છે. ત્યાં સુભદ્રાએ જવાબ આપ્યો કે પ્રથમ તો હું જે રસ્તેથી છૂટી થઇને આવી છું તે જ રસ્તે મારી સાથે સરદાર અને વિનયકુમાર આવે, અને શશીકાન્ત અને મારા પિતાશ્રીને પ્રથમ મુક્ત કરાવી. માલતી પોતે મારા પિતાના મુનીમ સાગરચંદને હાલને હાલ બોલાવી લાવે અને સાગરચંદ જેવા આવે તેવા મહારાજકુમાર યુવરાજશ્રીને સમાચાર આપવા માટે તરત મોકલી દેવા અને આવતી કાલે પોતે મહારાજાના બચાવ માટે શંકર ભગવાનના મંદિર નજીક જંગલમાં આવી હાજર રહે.

મારા પિતા શશીકાન્ત બુદ્ધિનીધાનના પાસે રહેવા માટે નક્કી કરે. અને ત્યાંની તમામ બાતમી અહીંથી મેળવવા કોસીસ કરે. માલતી પ્રેમલતાને મળી ભદ્રકુમાર પાસેથી અને મહારાણી પાસેથી જેટલી બાતમી મળે તેટલી બાતમીની ખબર સીધી આપણને જાણ કરે. ગુરૂદેવ આપે પ્રજામાં જાગૃતી લાવવાની તમામ જવાબદારી ઉપાડી લેવી. અને સરદાર અને વિનયકુમાર તો હવેથી મારી સાથે જ રહેશે. ત્યાં માનસુરી બોલ્યા કે શાબાશ બેટા તેં દરેકના લાયક જ તેં કામ કાજની વહેંચણી કરી છે, તો આ બેટા મારો અંતર આત્મા સાક્ષી પુરે છે કે તારા પિતા અને શશીકાન્તને તરત નીર્વિંઘ્નપણે છોડાવી શકોશ. તે વખતે તુરત જ સુભદ્રાએ પુરૂષનો વેશ પહેરી લીધો. હાથમાં હથયાર લઇ. તરત જ બગીચા તરફ વળી અને જે રસ્તેથી પોતે આવી હતી, તે જ રસ્તે ચાલવા માંડી. થોડી જ વારમાં જેલનાં દરવાજા પાસે આવી પહોંચી તે વખતે સુભદ્રાના કાને કોઇના બોલનાનો અવાજ આવ્યો તરત જ ધીમે પગલે ચાલવા માંડી.

શું વાતચીત થાય છે તે સાંભળવાથી જરૂર કંઇ લાભ છે. માટે પ્રાણના ભોગે થતી વાતચીત જરૂર સાંભળવી જોઇએ. તરત જ સરદાર અને વિનયને કોટડી તરફ જવાનો રસ્તો બતાવી પોતે બીજી દિશા તરફ ચાલી ગઇ. તે વખતે મહારાણીને દુષ્ટસિંહ બન્ને જણા હસતાં હસતાં વાતચીત કરતાં સંભળાયા—સુભદ્રા તો મુડદાની માફક સ્થિતી સ્થાપકની માફક સોટાની માફક ભીંતની પાસે ઉભી રહી. જ્યાં બરાબર સ્પષ્ટ અવાજ સંભળાવવા લાગ્યો—મહારાણી દુષ્ટસિંહ આગળ બોલી કે વ્હાલા મારા હૈયાના હાર હવે તો આ બુઢ્ઢા જણુચક રાજાને સ્વધામ પહોંચાડી અને આપની ગોદમાં હંમેશના માટે અપનાવી લો દુષ્ટસિંહ બોલ્યો કે વ્હાલી હું પણ એજ વિચારમાં છું કે હવે કેવી રીતે કરવું કે ટાઢા પાણીએ ખસ જાય, ત્યાં દુષ્ટસિંહે ખુલાશો કર્યો કે આવતી કાલે જેવા મહારાજા શંકરનાં દર્શનને માટે જશે તે વખતે મહારાજાને પકડી લેવા અને અંધારા ભોંયરામાં કેદ કરી. ખાવા પીવા કંઇ પણ ન આપતાં હાથ પગમાં જંજીરો નાંખી તેને મારી ગુફાના ભોંયરામાં કેદ કરી. રીબાવી રીબાવીને મારી નાખવા.

જેવા મહારાજા પકડાય કે તરત જ પ્રજા જોગ ઢંઢેરો મહારાજા ગુમ થયા છે તેવો રીતેનો બહાર પાડી. જણાવી દેવું કે મહારાજા સાહેબનો પત્તો ન લાગે ત્યાં સુધી રાજ્ય સત્તા મહારાણીના હસ્તક રહેશે. અને તેનો તમામ વહીવટ દુષ્ટસિંહ સંભાળશે. આ પ્રમાણે નક્કી કર્યા પછી તે પણ સાથે સાથે જાહેર કરવું કે આ બધું તોફાન યુવરાજ સજ્જનસિંહ નું અને તેના મળીતીઆઓનું માલમ પડવાથી દુઃખદ સાથે પ્રજાની જાન માલની સલામતી માટે આ લાચા-

રીથી પગલું ભરવું પડયું છે. તો પ્રજા વફાદારી રીતે સંપૂર્ણ સહકાર આપશે. કદાચ કોઇ પ્રજાજન આ બાબતમાં વિરોધ કરશે તો તેને ભયંકર શિક્ષા કરવામાં આપશે,

આ પ્રમાણે થતી વાતચીત તમામ સુભદ્રાદેવીએ સાંભળી લીધી. અને તુરત જ પોતાના પિતા અને શશીકાંન્તને છોડાવવા માટે તુરત જ વિનયકુમારને જઈને મળી અને તરત જ સમય ગુમાવ્યા વગર જ બન્ને જણાને મુકત કરી ગુપચુપ સાવધાનીથી જીર્ણ મહેલમાં થઇ બહાર નીકળી ગયા અને બહાર ઉભેલા વિશ્વાસુ માણસો દ્વારા બંને જણાને બુદ્ધિનિધાનના મુકામ પર ત્રણ કોશ છેટે લઈ જવા કહ્યું કે તેજ વખતે સોમદત્તે પોતાની પુત્રીને પુરૂષના વેશમાં જોવાથી ચમકયો. પણ આખરે પુત્રીએ શાનમાં સમજાવી દીધું. અને તે મૌન રહ્યો. શશીકાન્ત ઘણોજ અશકતમાન હોવાથી ચાલી શકતો નહોતો તેને સારીરીતે લઇ જવા માટે વાહનનો બંદોબસ્ત કરીને ઝપાટાબંધ આ ધાસ્તીભર્યા સ્થાનમાંથી સોમદત્ અને શશીકાન્તને વિદાય કર્યા અને સુભદ્રા અને સરદાર અને વિનયકુમાર વિગેરે માનસૂરી ગુરૂદેવની વીદ્યાપીઠમાં આવી પહોંચ્યા. આખરે સુભદ્રાદેવીએ ઘણી જ સાવધાન રીતે ગુરૂદેવ એકલાને જ જે વાત પોતે સાંભળી હતી તે તમામ વાત કરી તરત જ ગુરૂદેવે પોતાનો નિશ્ચય પોતાના મન સાથે નક્કી કર્યો અને પોતે તરત જ બધાના સમક્ષ પોતાનો પ્લાન જે પોતે નકકી કર્યો હતો તે રજુ કર્યો.

સરદાર—યુવરાજની છાવણીમાં રહેવા માટે જાય—

માલતી—પ્રેમલત્તા પાસે જ આવવા જવાનું રાખે.

વિનયકુમાર પ્રધાન પાસે જાય.

સુભદ્રા પુરૂષ વેશમાં વિદ્યાપીઠમાં રોકાય અને હુ સવારે પ્રજાના આગેવાનો પાસે જઇ પ્રજાનો આ બાબતમાં શું મત છે. તે જાણવાની કોશીશ કરૂં અને સુભદ્રા મારી સાથે આવી તમામ હકીકત પ્રજાના આગેવાનોને સમજાવવા કોશીશ કરે. આ પ્રમાણે નક્કી કરી સૌ પોત પોતાના નીયત કરેલા કામની વહેંચણી પ્રમાણે માલતી સિવાય સરદાર અને વિનયકુમાર ગયા, આ વખતે પ્રભાતનો સમય થવાની તૈયારી હતી. અને પ્રજાજનો સૌ પોત પોતાના કાર્યમાં જતા જણાયા ગુરૂદેવ પોતાના ઇષ્ટ દેવની ભક્તિમાં તલ્લીન બન્યા સુભદ્રાએ પણ પોતાનું અસલ સ્વરૂપ જણાઇ ન આવે તેવી રીતે પોશાક પરિધાન કરી લીધો, અને પોતાના હૃદયમાં પ્રભુને પ્રાર્થના કરી કે મહાન ઉપકારી જગતના તાત આ દીકરીને પોતાના કાર્યમાં સહાય આપજે અને પાપીઓને સદ્બુદ્ધિ આપી નિર્દોષ પ્રજાનું રક્ષણ કરજે.

માલતી અને સુભદ્રા ગુરૂદેવ ભક્તિમાં હોવાથી બંને સખીઓ વાતો કરવા લાગી. માલતી કહે, બ્હેન સુભદ્રા, શશીકાન્તે અત્યાર સુધીમાં આપને ત્રણ વખત પાપીઓના પંજામાંથી બચાવી, તમારા શિયળનું રક્ષણ મરણની પણ બીક ન રાખતાં તે નવયુવાને કરી. પોતાનુ જીવન પોતે ધન્ય બનાવ્યું. સુભદ્રા બોલી કે બ્હેન હૃદયના અવાજને અને પવિત્ર ભાવનાને તો ફક્ત સાચા આત્માઓના હૃદય જ જાણી શકે, અગર ભગવાન જાણી શકે. એ પવિત્ર યુવાનના ચર્ણોની સેવા કરવાનુ સૌભાગ્ય જો કોઇપણ સ્રીના ભાગ્યમાં સાંપડે તો તે સ્રી કોઇ મહાન દેવી અને સાક્ષાત લક્ષ્મીનો અવતાર કહેવાય. પણ

બ્હેન એવા પવિત્ર પુરૂષની સેવા કરવાનું સૌભાગ્ય તો કોઇ પુણ્યશાળી કન્યાના નસીબમાં જ લખાયું હશે. સુભદ્રાના બોલે બોલમાં શશીકાન્તના પ્રત્યે તેનો સંપૂર્ણ સદ્ભાવ જણાતો હતો. વળી તેનું હૃદય છુપી રીતે તેના પ્રેમનું અભિલાષી હતું. ત્યારે માલતી બોલી કે બ્હેન તમારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. શશીકાન્ત જેવો સદ્ગુણી અને સેવાભાવી યુવાન કરોડોમાં સોધ્યો મળે તેવો નથી. તેમ તેનો મિત્ર વિનયકુમાર પણ કોઇ અજબ શક્તિશાળી છે તેની ભાષામાં બ્હેન એવી મધુરતા વરી છે કે જાણે તેની પાસેથી ઉઠવાનું, જરાપણ છુટુ પડવાનું પણ મન થાય નહી ઠીક જ્યારે બ્હેન સુભદ્રા હવે ગુરૂદેવને આવવાનો સમય થવા આવ્યો છે અને હું પણ જરા શશીકાન્તની માતાને મળી આવું અને ત્યાંથી પ્રેમલત્તાને પણ ભેગી થઇ આવું. કે કંઇ પાપીઓના કરતુકની જાણ થાય.

બહુ સારૂં બ્હેન તું જા અને રમાવતિ માતુશ્રીને મારા નમસ્કાર કહેજે અને શશીકાન્તની જરાપણ ચિંતા ન રાખે તે પણ કહેજે. શું રમાવતી માતા જાણે સાક્ષાત દયાની દેવી ન હોય તેમનો પ્રેમાળ સ્વભાવ અને ઉચ્ચ ચારીત્રની પવિત્ર ભાવના વડે પોતે પોતાનું જીવન કેવું સુંદર સાધારણ સ્થિતી હોવા છતાં પણ કોઇ ગૃહસ્થને પણ અદેખાઇ આવે તેવું વર્તન બનાવી રહ્યા છે, પ્રભુ રમાવતિ માતાની સેવા કરવા સદ્ભાગ્ય, કઈ ભાગ્યશાળી બ્હેનના ભાગ્યમાં હશે. તે તો કોણ જાણે...સુભદ્રાને તૈયાર થવા સુચન કર્યું ગુરૂદેવ પણ નગરના અગ્રગણ્ય ગૃહસ્થોને મળવા સારૂ જવાની તૈયારી કરવા લાગ્યા.

# પ્રકરણ ૪૧ મું

## ( દુષ્ટસિંહ અને દયાવતી )

દુષ્ટસિંહ મહારાણીની સાથે તમામ પ્લાન ગોઠવ્યા પછી તરત જ જેલની કોટડી આગળ આવ્યો. ત્યાં તો કોઈ પણ કેદી તેની નજરે જોવામાં ન આવ્યો. ત્યારે અજબ રીતે ક્રોધાયમાન થયો અને પાપી જ્યારે પોતાના પાપથી જેમ જેમ પાછો પડતો જાય તેમ તેમ તે બધુ પાપ કરવામાં ઉત્સુક બની જઈ પોતાની જાતને પણ ભૂલી જાય છે. અને અધમમાં અધમ કાર્ય કરવા તૈયાર થાય છે. તેવી સ્થિતિ દુષ્ટસિંહની બની ગઈ છે. તરત જ પોતે પોતાના ઘેરથી નીકળે ઘણો જ વખત થયો હોવાથી પોતે પોતાના નિવાસસ્થાને આવ્યો. દયાવતિ જાણે પતિની વાટ જોઈને ઉભી ન હોય, તેવી રીતે દુષ્ટસિંહને આવતા જોઈ બોલી કે નાથ. આજ તો ઘણા મોડા પધાર્યા શું બહુ કામકાજ હતું. જરા શરીરની તો કાળજી રાખો, દયાવતિના પ્રેમાળ

શબ્દો સાંભળી દુષ્ટસિંહ જરા બોલતા અચકાયો. તો પણ તે જરા ડરતો હોય તો તેને દયાવતિની સાધારણ બીક હતી અને બોલ્યો કે આજે જરા ઘણુંજ કામ હોવાથી હું મોડો થયો છું. પણ તું કેમ હજી સુધી આમને આમ બેસી રહી છે, શું તબીયત સારી નથી.

દયાવતિ બોલી કે નાથ, જે સ્ત્રીને પોતાના પતિનો હૃદય ભર્યો પ્રેમ ના મળતો હોય તેને તો સદાય બેસી રહેવાનું જ હોય છે. અને તે ચિંતામાં ને ચિંતામાં તબીયત ઉપર પણ અસર તો થાય ને આપ જેવાને મારા જેવી રાંકડી અને પ્રેમ વગરની સ્ત્રી પર દયા ક્યાંથી આવે પણ નાથ મનુષ્યના જીવનમાં મનુષ્ય ધારે તો પોતે દેવ કોટીનો પણ બની શકે છે. અને અધમમાં અધમ પણ થઇ શકે છે. તેનું કારણ કે આજે વિચાર કરતી બેઠી હતી ત્યાં મને ખરાબ સ્વપ્નું આવ્યું. અને તે સ્વપ્નામાં મને આપના માટે ઘણું જ અસુભ વાતાવરણ જણાયાથી હું સ્હેજ વિચારમાં ગમગીન બની ગઇ. તેટલામાં આપ પધાર્યા.

દુષ્ટસિંહ બોલ્યો કે એવું તે શું સ્વપ્નું આવ્યું, કે તું આટલી બધી હતાશ અને નિરાશ થઇ ગઇ છું. તે તો કહે આપ આપના કારવાઇમાં ન ફાવ્યા. મહારાજાની આંખો ઉઘડી. આપને પકડયા અને—આટલું બોલ્યા પછી આગળ ન બોલી શકી. ત્યાં દુષ્ટસિંહ બોલ્યો કે કેમ બોલતા ચમકી ગઇ. નાથ, એવી ગોઝારી વાત મને ન પૂછશો તે વાત કહેતાં પ્રભુ મને મોત આપે તો સારૂં. નાથ. નાથ આ સ્ત્રીકરીનું કહ્યું હજી પણ માનો અને આપ જે કંઈ કાર્યમાં ગુંથાયા હો તો કાર્યને બંધ કરી આપ આપની જીંદગી પવિત્ર પણે ગુજારો આટલી વિનંતી દાસીની ખ્યાલમાં લાવો હું આપના ચર્ણોમાં પગે લાગીને વીનવું છું દયાવતિએ ગદ્દ ગદ્દ કંઠે કીધું.

ત્યાં તો દુષ્ટસિંહનો મીજાજ ગયો શું તું મને પાપી સમજે છે. દુષ્ટ જાણે છે. કે તુ મને એક મારી સ્ત્રી થઈને શીખામણ આપતાં તને શરમ આવતી નથી. શું તને તારા પતિની પ્રતિષ્ઠા ઉપર પણ પ્રેમ નથી બસ હવે મને તારો એક પણ શબ્દ સાંભળવાની ઈચ્છા નથી અને સાથે સાથે જણાવું છું કે હું જે કામ કરવામાં પડયો છું તે કામ કર્યા સિવાય હું જંપવાનો નથી, અને તારી શીખામણની વાત મને સાંભળવાની ફુરસદ પણ નથી.

દયાવતી જેવી આપની મરજી, પણ આટલું ચોક્કસ સમજજો જે બીજાને માટે ખાડો ખોદે છે. તે ખાડામાં આખરે પોતે જ પડે છે. અને હરામનું ધન હરામની સત્તા અને વિશ્વાસવાન આ જગતમાં કોઈનો ટકયો નથી તેમ ટકશે પણ નહી. ભલે આપને હું વધારે કહેવાય તે લાયક નથી. જેવી તમને યોગ્ય લાગે તેમ કરવા તમે મુખત્યાર છો. પ્રભુ તમને સો વર્ષનું આયુષ્ય આપે અને આપના કાર્યમાં યસ આપે પ્રભુ પાસે પ્રાર્થના.

તે જ વખતે દુષ્ટસિંહ આવ્યો. અને નમન કરી બોલ્યો, કે સાહેબ, આપની સુચના મુજબ બધી તમામ તૈયારી થઈ ગઈ છે અને બધા માણસોને આજના મહાશીવરાત્રીના શંકરભગવાનના દર્શન માટે પણ સમજાવ્યું છે વળી આપનો જાસુસ મને ગામમાંથી ખબર આપી ગયો કે માનસરી અધ્યાપક હતા તેની સાથે કોઈ નવયુવાન અને નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને સાથે લઈ મહારાજા પાસે સોમદત્ત અને શશીકાન્તની અને સુભદ્રાને છોડી મુકવાની વિનંતી કરવા જવાના છે. માટે આપ ઘડીનો વિલંબ કર્યા વગર આરંભેલુ કામ હવે જલદી પુરૂં કરવા માટે તઈયારી

મજબુત કરશો બાકી ભદ્રકુમાર પણુ કેટલીક બાબતની મને સુચના આપી ગયા છે. અને તે પણુ આજના દરેક કાર્યમાં સરદાર સાથે આપને મળવા થોડા વખતમાં આવશે તેમલાગે છે. હાલ તો નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોની સાથે મહારાજા પાસે જવા નીકળ્યા છે અને જ્યારે પ્રજાના આગેવાનો મહારાજા સાહેબ સાથે વાતચીત કરશે તેનો જવાબ પોતેજ રાજ્યમાં આપવાના છે. માટે આપ હવે સ્નાન વિગેરે કરી જલ્દી પરવારો. હું આજે શોની તમામ તૈયારી કરવા માટે બધાને એકત્ર કરવા ચામુંડાની ગુફા તરફ જઉં છું. તરત જ દુષ્ટસિંહ બોલ્યો કે ઠીક, તુ જલ્દી જા અને તમામ સાધનો સહિત સૈનીકો તેમજ આપના સરદારો અને જે જે આગેવાનો આપણી જમાતમાં હોય તેને બધાને મારો આટલો જ સંદેશ આપજે. કરેંગે યા મરેંગે તેજ વખતે રાજસભામાંથી મહારાજાએ દુષ્ટસિંહને બોલાવવા માટે સીપાઇને મોકલ્યો. સીપાઇએ સમાચાર આપ્યા કે હજુર આપ નામદારને મહારાજા સાહેબ હાલને હાલ બોલાવે છે. માટે આપ પધારો—ઠીક જા હું આવું છું. દુષ્ટસિંહે જવાબ આપ્યો.

# પ્રકરણ ૪૨ મું

## મહારાજા પાસે જવાબની માગણી

ગુરૂદેવની આગેવાની હેઠળ નગરના તમામ પ્રતિષ્ઠિત ગૃહસ્થો વીક્રમચંદ વીરદત્ ભગવાનદાસ સાગરચંદ, ભવાની શંકર અનંતરાય નાગદત્ સોમસુંદર અને ભદ્રકુમાર વિગેરે મહારાજા સાહેબને મળવા માટે આવ્યા. દરવાનને કીધું કે મહારાજા સાહેબને જરા ખબર આપો કે નગરનું મહાજન આપ સાહેબને મળવા માટે આવ્યું છે. તરત જ દરવાને ખબર આપો, મહારાજાએ કહાવ્યું, કે રાજસભાના હોલમાં બેસાડો. હું આવું છું. દરવાને મહારાજાની સુચના અનુસાર આવેલા તમામ સદ્ગૃહસ્થોને રાજસભામાં બેસવા સુચવ્યું.

મહારાજા સાહેબ મહાજનને મલવા માટે જેવા જાય છે ત્યાં તરત જ મહારાણી સાહેબ આવ્યા અને બોલ્યા. કે નાથ મહાજન કેમ આવ્યું છે. રાણી તેની મને માહીતી નથી. મહારાજાએ ટુંકમાં જ પતાવ્યું. ત્યાં તો મહારાણીએ મહારાજાના કાનમાં એવું તે ઝેર રેડયું કે, મહાજનને ન્યાય

મલવાની આશા જ ન રહે. ઓ ચરિત્ર શું નથી કરી શકતું નાથ ભલે જાઓ પણ તરત જ પાછા આવી આ આપની કીંકરીને આલીંગન આપવા પ્રાણેશ વહેલા પધારશો. મહારાજા તો કપટી રાણીના કપટી પ્રેમમાં એવો તો લુબ્ધ અને આશક બની ગયો હતો કે જાણે મહારાણી તો સાક્ષાત સ્વર્ગની પરી છે. મહારાજા જેવા આવ્યા કે ચોપદારે નેકી પોકારી. સદ્‌ગૃહસ્થો ઉભા થઈ નમસ્કાર કર્યા. ગુરૂદેવ માનસૂરીએ આશીર્વાદ આપ્યા, અને મહારાજા સિંહાસન પર બીરાજ્યા પછી સૌ પોતપોતાના આસને બેઠા. માનસૂરીએ આવેલા ગૃહસ્થોની ઓળખાણ આપી અને સાથેના યુવાનને સુચના કરી કે મહારાજા સાહેબને મહાજન શા કામે આવ્યું છે તે સમજાવો તરત જ યુવાન બોલ્યો. જેવી આજ્ઞા (તે વખતે દુષ્ટસિંહ અને બીજા કર્મચારીઓ પણ આવી ગયા.

યુવાન—નામદાર, પિતાતુલ્ય મહારાજા. કેટલાક વખતથી નગરમાં તેમજ રાજ્યમાં ઘણું અંધેર ચાલે છે તેમજ નગરના તેમજ પ્રજાના જે રક્ષકો કહેવાય તે જ આજે ભક્ષકો થઈ પ્રજાના જાનમાલની રક્ષા કરવા માટે ઘણા જ બેપરવા બન્યા છે, કોઈની બેન દીકરીઓના ધોળે દહાડે હરણ થાય તો પણ તેનો જરાપણ રાજ્ય તરફથી કોઈપણ ન્યાય કે દાદ મળતી નથી, વળી સોમદત્ત શેઠ, સુભદ્રાદેવી અને શશીકાન્ત વીગેરેને કયા કારણથી આપ નામદારે પકડીને જેલમાં નાંખ્યા છે તે પણ સમજાતું નથી. બુદ્ધિનીધાન પ્રધાન શા કારણથી ચાલ્યા ગયા છે, યુવરાજ સાહેબના પણ સમાચાર બીલકુલ નથી. અને દીવસે દીવસે પ્રજાની હેરાનગતી વધતી જાય છે અને નગરમાં ઘેર-ઘેર અશાન્તી જણાય છે તો આપ નામદારશ્રીની પાસે મહાજન પોકા-

એલાને જેલમાંથી મુક્ત કરવા માટે અને પ્રજાના રક્ષણની જવાબદારીની ખાત્રી લેવા માટે ન્યાય આપવા વિનંતી કરવા આવ્યું છે.

મહારાજા—તમારી વાત બધી સાંભળી. જે થયું છે તે વ્યાજબી થયું છે. કારણ કે પ્રજાના કેટલાક નાલાયકો યુવરાજના પક્ષમાં જોડાઇને આ બધું તોફાન કરાવવામાં અને અશાન્તી ફેલાવવામાં કેટલાક સારા સારા માણસોનો હાથ છે, તે હું સારી પેઠે સમજુ છું. માટે જેવા આવ્યા છો તેવા ચાલ્યા જાઓ.

તરત જ માનસૂરી ગુરૂ બોલ્યા—રાજન્ આવો જવાબ આપવો તે આપને શોભાસ્પદ નથી. આ તો આખા રાજ્યની પ્રજાનો સવાલ છે, તેમાં રાજા, પ્રજા, સંત-સાધુ દરેકનો સમાવેશ થાય છે માટે આપ બરાબર જવાબ આપવાની ખાત્રી નહી આપો ત્યાં સુધી મહાજન અહીંથી ઉઠશે નહી. માટે એક વિદ્યાગુરૂ તરીકે હું આપને નમ્ર વિનંતી કરૂં છું આપ ન્યાયાસન ઉપર બીરાજો છો તો તેનો બરાબર ન્યાય આપવો તે આપની પ્રથમ ફરજ છે.

મહારાજા—મારે તમારી શીખામણ સાંભળવાની જરૂર નથી. હું રાજા છું. મારામાં બુદ્ધિ છે—મને સમજણ આપવા તસ્દી લેવાની જરૂર નથી. રાજકાજની બાબતમાં તમારા જેવા ગુરૂઓ જરાપણ જાણી ન શકે. માટે આપને વિનંતી છે કે આપ આપની મર્યાદામાં રહો. નહિ તો નકામું મારે સખ્ત થવું પડશે. તેમાં સાર નહી નીકળે.

માનસૂરી—બરાબર છે શું આ સુવર્ણસિંહ મહારાજા બોલે છે કે તેના હૃદયમાં ભરાએલો શયતાન બોલે છે રાજકાજનો અનુભવ મને ન હોય. તે તો આપ જેવા

કાચા કાનના રાજાઓનેજ હોય વિદ્યાગુરૂનું અપમાન કરવું તે વ્યાજબી નથી, તેથી આખી પ્રજા સાફ સાફ રીતે બોલે છે કે આ બધુ કાવત્રુ કરનાર આવા જુલ્મની જડ હોય આપના બાજુમાં બેઠેલા નગર કોટવાલ દુષ્ટસિંહ જ છે.

માટે પ્રજાને જો પોતાની સમજતા હો, અને પ્રજાના પિતા તરીકે આપ છો તેમ લાગતું હોય તો હાલ ને હાલ ત્રણે વ્યક્તિઓને જેલમાંથી મુક્ત કરો—નહિ તો આખી પ્રજાની વતી આપને સંદેશ આપું છું કે પરિણામ સારૂ નહી આવે. તે જ વખતે ભદ્રકુમાર ઊભો થયો અને બોલ્યો કે ગુરૂમહારાજ મહારાજાનું અપમાન કરવું તે તમને શોભતું નથી. અને આખી પ્રજાના તમો આગેવાન છો તેમ હું માનતો નથી જે જે વ્યક્તિઓને પકડવામાં આવી છે તે તમામ વ્યક્તિઓના તમે પક્ષકાર છો, માટે મહારાજા સાહેબ તો અદલ ન્યાયી અને ઇન્સાફી છે. તેઓના હાથે કોઇ પણ વખત પ્રજાનું અહિત થયું જ નથી, અને થશે પણ નહી. હું જાણું છું ત્યાં સુધી આ બધું તોફાન યુવરાજના સાથી તરીકે સોમદત્ત અને શશીકાન્તનું છે. સુભદ્રા તો તેનું હથીયાર બની છે. માટે મહારાજા સાહેબ સાથે છેક અવિવેક ભરી ભાષા વાપરી આપ આપની વિદ્યાનું પ્રદર્શન કરો છો. માટે રાજકાજના કાર્યમાં આપ જેવા લંગોટધારી શું સમજી શકે. અને પ્રજાના આગેવાનો તો બીચારા આ બાબતમાં તદ્દન અજ્ઞાન છે, બીલકુલ કાંઇ પણ હકીકત જાણતા જ નથી. નગર કોટવાળ દુષ્ટસિંહ જેવો પ્રમાણીક અમલદાર શોધ્યો જડે તેમ નથી. માટે હું પ્રજાના આગેવાનોને નમ્રપણે વિનંતી કરૂં છું કે આ માનસૂરીની વાત ઉપર જરા પણ વિશ્વાસ લાવવો તે આપના પગ ઉપર કુહાડો મારવા જેવો છે. ભદ્રકુમારની વાત સાંભળ્યા પછી

તમામ આગેવાનો તદ્દન ઢીલા પડયા. અને બોલ્યા કે નામદાર, અમારો કશો દોષ નથી. અમને તો ગુરૂદેવે કહ્યું એટલે અમો તો આવ્યા. આ બધુ તોફાન યુવરાજનું હશે, તે તો અમે જાણતા જ નથી. તેજ વખતે એક શૂરવીર સૈનીક જેવો માણુસ તરત જ ઊભો થયો અને મહાજનના અગ્રેસરોને કહેવા માંડયો કે ધિક્કાર છે તમારા જેવા નાલાયક આગેવાનોને જે વસ્તુ સત્ય અને સાચી ગુરૂદેવે સાથીદારે બતાવી તેના બદલામાં તમે જે જવાબ આપો તમે તમારી નાલાયકી અને તદ્દન બીરૂતા—બતાવી રહ્યા છો. ગુરૂદેવ જેવા પવિત્ર અને બ્રહ્મચારી પુરૂષને તમે ન ઓળખી શકયા. ભદ્રકુમાર તો નગર કોટવાળનો મીત્ર બન્યો છે અને નગર કોટવાલે શું શું કૃત્યો કર્યા છે તે તોએક પરમાત્મા જાણે જે તેના સકંજામાં આવ્યા હોય તે જાણે માટે મહારાજાને પણ હું ચોકખા શબ્દોમાં જણાતું છું કે આ બાબતનો ન્યાય આવતી કાલ સુધી જો બરાબર નહી આપવામાં આવે તો આખી પ્રજા બળવો પોકારશે. અને તેનો આગેવાન હું થઇશ. આટલું બોલતાની સાથે જ કુદકો મારી રાજસભામાંથી બહાર નીકળી ઘોડેસ્વાર થઇ ચાલ્યો ગયો.

તરત જ મહારાજાએ હુકમ આપ્યો કે દુષ્ટસિંહ પેલા નાલાયકને હાલને હાલ પકડી મારી પાસે હાજર કરો.

યુવાન—મહારાજા સાહેબ તેને પકડનાર આપના રાજ્યમાં કોઇ દેખાતો જ નથી આટલા આટલા શૂરવીર સરદારો મૂછ પર લીંબુ ઠરાવી બેઠા હતા. છતાં કોઇએ શમશેરની મુઠ પકડવા જેટલી પણ બહાદુરી બતાવી શકયા નહિ. માટે તે વીરનર તો ગયો. માટે હવે બહાદુરી રહેવા દો—કેમ દુષ્ટસિંહ પ્રજાના મહાજનને જવાબ ન આપો તો તમારી

મરજી પણ હું તમને પૂછું છું કે બોલો સુભદ્રાને કયા સ્થાનમાં જેલ રાખી છે. તેના પિતાને શા કારણથી પકડયા છે. શશીકાન્તના પર કઈ જાતનો ગુન્હો આવ્યો છે તે મને સાફ શબ્દોમાં જણાવો.

દુષ્ટસિંહ—મને તો મહારાજા સાહેબનું ફરમાન થતાં મારે તો તેનો અમલ એક રાજસેવક તરીકે કરવો જોઈએ. તે પ્રમાણે મેં કર્યું છે અને મારી તપાસમાં પણ આ તમામ તોફાન યુવરાજની સુચના મુજબ થયું છે. તે હું ખાત્રીથી કહું છું માટે વધારે ન બોલતાં છાનોમાનો હેઠો બેસી જા. અને મને જગતના અનુભવ શીખવાડવા વાર છે. નામદાર મહારાજાને મારી વિનંતી છે કે હવે મારાથી આ લોકોની આપના પ્રત્યેની બે અદબી સહન થતી નથી માટે આપ હુકમ આપો તેટલી જ વાર છે.

સાગરદત્—જ્યારે વિનાશ કાળ આવવાનો હોય ત્યારે કોઈને સદ્બુદ્ધિ સુઝતી જ નથી. શું નગર કોટવાલની ભાષા શું મહારાજા સાહેબનો ન્યાય અને પ્રજા તો જાણે રાજ્યની ગુલામ અને સત્તાધીસોના મનથી પ્રજા એટલે રમવાનું રમકડું પણ સાહેબ આતો મહાજન છે. મહાજનનું અપમાન એટલે દેવનું અપમાન માટે ભલે આપ મોટા માણસ ન્યાય ન આપો તો મહાજન ન્યાય લેવા પણ માગતું નથી. પણ આટલું ચોક્કસ માનજો કે મહારાજા સાહેબ આ પાપી જ આપને દગો ન આપે, તો મને સંભારજો અને જરૂર કહેશો કે વાણિયો બરાબર બોલતો હતો. મહાજનના શખ્સો ન્યાય માગવા માટે તો પવિત્ર સ્થાન હોય આ તો શયતાન અને પીશાચોનું નર્કસ્થાન છે. ત્યાં તો ન્યાય હોય જ નહિ વળી આપણી પ્રજાના જાણીતા ભગવાનદાસ શેઠના સુપુત્ર

ભદ્રકુમારભાઇ અને બાપકમાઇ ઉપર તાગડધીના કરી. મોજ ઉડાવવામાં તો નવરા પડતા નથી. તે તો રાજ્યના હિતચિંતક ની પેઠે બોલી ઉઠયા પણ ભદ્રકુમારભાઇ મહાજનની સાથે રહેવાનું છે તે ભૂલશો નહી ગુરૂદેવ, કથીર કોઇ દિવસ સોનું બન્યું છે. રાજા કોઇનો મિત્ર થયો છે. નીમકહરામી કોઇ દીવસ નીમકહલાલ થયો સાંભળ્યો છે, સ્વાર્થી કોઇ દિવસ નિ:સ્વાર્થી બન્યો છે. આ તો બધાં માટીના કાચા ઘડા જેવા છે કયારે પાણી પડતાં ઓગળી જશે તેની શી ખબર માટે પધારો.

સાગરદત્તના વચન સાંભળી મહારાજા ગુસ્સે થયા અને દુષ્ટસિંહને ફરમાન કર્યું કે માનસૂરીની વિદ્યાપીઠમાં ચારે તરફ પહેરો મૂકો અને તેમને નજર કેદ કરો. સાગરદત્તને પણ નજર કેદ કરો. મહાજનના અગ્રેસરોને વિદાય કરો ભદ્રકુમારને રાજ્યનો વફાદાર ગણી તેનું બહુમાન કરો. જેવો હજુરનો હુકમ માનસૂરીને નજર કેદ કર્યા, સાગરદત્તને કેદ કર્યો, તેજ વખતે પંદર વીસ સૈનીકોનું ટોળું ઘોડેસ્વાર ઉપર આવ્યું અને ઉઘાડી સમસેરો સાથે રાજસભામાં દાખલ થયા ગુરૂદેવ અને સાગરદત્તને છોડાવી ચાલ્યા ગયા. યુવાન પણ તેઓની સાથે વિદાય થયો.

## પ્રકરણ ૪૩ મું

### દર્શને જવું અને મહારાજા કેદ

રાજ્યસભામાં ગયા પ્રકરણમાં વર્ણવ્યા મુજબ જે બનાવ બની ગયો તે બનાવ એટલો બધો ત્વરીત બન્યો કે સૌ કોઈ જોઈને તાજુબ થઈ ગયા હતા અને ગુરૂદેવ માનસૂરી અને સાગરદત્તને કોણ છોડાવી ગયું. તે પણ કોઈ ઓળખી શક્યું. નહોતું, પણ વાંચક જે મારે જણાવવું જોઈએ (બુદ્ધિનીધાન પ્રધાનના જાસુસી સોનીકો છોડાવી ગયા હતા.) તે પછી તરતજ રાજસભા બરખાસ્ત કરી મહારાજા તો વિચારમાંજ પડી ગયા કે આ બધું તોફાન કરવાનુ શું કારણ હશે શું દુષ્ટસિંહનો તો દગો નહી હોય તરતજ દુષ્ટસિંહને હુકમ કર્યો કે શંકર ભગવાનના દર્શને જવાનુ હોવાથી સ્વારીનો તેમજ શઆસનજ રાનીકોનો પણ સાથે આવવાનો પુરતો સરંજામ સાથે બંદોબરત કરો અને આજે સાજના ચાર

વાગે રાજમહેલ આગળ હાજર રહેવાનુ કહેજો દુષ્ટસિંહ તરતજ મહારાજાનો આપેલો હુકમ બજાવવા ચાલ્યો ગયો

મહાશીવરાત્રીનો મોટો તહેવારનો દીવસ હોવા છતાં આજે પ્રજાના દીલમાં આનંદ કે ઉલ્લાસ નહોતો. કારણ કે રાજ સભામાં બનેલા બનાવથી પ્રજાના હૃદયમાં જબરી શંકાએ સ્થાન લીધું હતું. પ્રજાના હૃદયમાં છૂપો અગ્ની પ્રજળી રહ્યો હતો તેનો ભડકો કયારે ભભકશે તે કોઇ કલ્પી શકતું નહોતું.

*

નગરમાં આજે સૌ કોઈ પોતપોતાની સ્થિતી અનુસાર તહેવારની મોજ લઈ રહ્યા હતા, નગરમાં પણ રાજ્ય તરફથી ખબર આપવામાં આવી હતી કે મહારાજાની સ્વારી શંકરના દર્શને ચાર વાગે જવાની છે. માટે પ્રજાજનોએ પણ સ્વારીનો અને દર્શનનો લાભ લેવા જરૂર આવવાનું છે બપોરના ત્રણ વાગ્યા કે નગરના પ્રજાજનો હરખભેર અને ઉલ્લાસભેર રાજ્ય મહેલના ચોગાન આગળ સ્વારીમાં જોડાવવા સારૂ હાજર થયા હજારો સ્ત્રીઓ નાના મોટા વૃદ્ધ સર્વે પ્રજાજનોએ ઉત્સાહભર્યા ભાગ લેવા ઉલટી પડયા હતા.

સ્વારીનો તમામ સરંજામ હાથી ઘોડા રથ પાયદળ વિગેરે તમામ સુંદર સાજ પણ ટાઇમ સર આવી ગયો હતો અને શંકર ભગવાનના દર્શને જવા સારૂં સ્વારીની તૈયારી ઘણીજ સુંદર રીતે સણગારવામાં આવી હતી, હજારો લોકોની માનવ મેદની જોવા માટે ઉલટી પડી હતી, બરાબર ચાર વાગ્યાને તોપના અવાજ સાથે મહારાજા સ્વારીમાં આવી પહોંચ્યા અને હાથી ઉપર બીરાજમાન થયા, આગળ પાછળ ઘોડેસ્વારોની હથીઆરબંધ સાથે ટુકડી ચાલતી હતી.

અને બીજા તમામ લોકો સ્વારીની આગળ ચાલવા માંડયા સ્વારી બરાબર મધ્ય બજારે નીકળી નગરના દરવાજા બહાર આવી પહોંચી આ વખતે મહારાજાના રદય આનંદનો પાર નહોતો. દુષ્ટસિહ તો મહારાજાના હાથીની જોડે જ ઘોડા પર સ્વાર થઇને ચાલતો હતો આ સિવાય બીજા ઘણા સૈનીકો મહારાજાના રક્ષણ માટે ઉઘાડી તલવારે ચાલતા હતા સ્વારી ઘણીજ દબદબા રીતે શોભતી હતી. પ્રજાજનો તમામ સ્ત્રી પુરુષો પણ કોઈ જાતની ચિંતા વગર ચાલતા હતા, બરાબર જયારે જંગલનો રસ્તો આવ્યો તે વખતે આજુ બાજુની ગીચ ઝાડીમાંથી ફડાફડ બંદુકના અવાજો થવા લાગ્યા, અને લગભગ સો દોઢસો માણસોનું ટોળું સામટું આવી પહોંચ્યું, અને સ્વારીમાંજ કત્લેઆમ ચાલવા માંડી આ વખતે પશ્ચીમ દીશામાંથી પંદર વીસ સ્વારો પણ દોડતે ઘોડે આવી પહોંચ્યા. અને હુમભાખોરોના ઉપર ગોળીબાર ચલાવવા માંડયા લોકોની નાસ ભાગ થઇ સ્ત્રીઓ તો બીચારી તદન ગભરાઇ ગઇ પોતાનો પ્રાણ બચાવવા નાના યા મોટા જેણે ઠીક લાગે તે રસ્તે ભાગવા માંડયું દુષ્ટસિહ પણ રાજાને બચાવવાનો દેખાવ કરવા જાણે હુમલાખોરો સાથે લડતો નહોય તેવી રીતે બુમો પાડવા લાગ્યો, આ વખતે હુમલા ખોરોને સુચના મુજબ હુલાખોરો મહારાજાના હાથી પાસે આવ્યા આ વખતે હુમ લાખોરોને હઠાવવા માટે જે ટોળુ આવ્યું હતું તે ટોળાને મહારાજાને પકડી ગયાની માલુમ જ ન પડી આ ટોળામાં યુવરાજ વીરસેન માનસુરી સુભદ્રા બુદ્ધિનીધાન અને શશી• કાંન્ત વીનય કુમાર તેઓના સૈનીકો ફકત આટલાજ માણસો હતા જયાં હજારો માણસોનું દળહોય ત્યાં આટલા થોડા માણસો કેવી રીતે કોઇનો બચાવ કરી શકે આ વખતે સુભદ્રા પણ હુમલાખોરોની સાથે એક વીરાંગનાને છાજે તેવી

રીતે લડતા માંડી લડતાં લડતાં તેના માથા ઉપરથી બખ્તરો સાફો પડી ગયો અને તેની કેશ લતાનો અંબોડો છૂટી ગયો તે વખતે પાપી ભદ્રકુમાર જ હુમલાખોરોના ભેગો હતો તે તેના જોવામાં આવ્યો આ વખતે શશીકાન્તે સુભદ્રાદેવીના સ્થિતી જોતાં તેને બચાવવા માટે પોતાનો ઘોડો તેની તરફ દોડાવ્યો આ વખતે સુભદ્રાએ પણ શશીકાતને આવતો જોઇ તેને એક વાત યાદ આવી, તેવી તરતજ શશીકાતને પાસે આવતાંજ બોલી કે શશીકાન્ત તમે મારા બચાવની ચિન્તા ન કરતાં મહારાજાના બચાવ માટે જાઓ મહારાજાને પાપીઓ ચામુંડાની ગુફામાં આવેલી કાળ કોટડીમાં કેદ કરવા લઇ ગયા છે. માટે તમે તેમને બચાવવા માટે યુવરાજ અને સરદાર દયાળસિંહને લઇને જાઓ અને મારી ચિંતા આપ કરશો નહિ મારો ભગવાન મને સહાય કરશે.

શશીકાન્ત પણ સુભદ્રાને દુશ્મનના પંજામાં સપડાઇ જવાની તૈયારીમાં દેખાતો હોવાથી તેને જવા માટે આનાકાની કરી અને શશીકાન્ત સુભદ્રાના બચાવ માટે પોતાનો ઘોડો હુમલા ખોરોની ઉપર ચલાવ્યો તેજ વખતે પાપી ભદ્રકુમાર આ તકનોં લાભ લઇ પાછળથી ત્રણ ચાર સૈનીકોની મદદથી સુભદ્રાદેવીને પોતાના ઘોડા ઉપર નાંખી તેને ઉપાડી ગયો જેવો ઉપાડી જાય છે તેવીજ સુભદ્રાએ બુમ પાડી બચાવો બચાવો પણ જેવો શશીકાન્ત બચાવવા જાય છે તેવોજ ઘોડાને પૂરપાટ દોડાવીને ઘણો જ આગળ નીકળી ગયો, છે અને શશીકત્ત ત્યારે હતાશ થાય છે. આ વખતે યુવરાજની તમામ ટોળીના માણસોએ બુરખા પહેરેલા હતા. તેથી કોઇને ખબર ન પડીકે આ ટોળી કોણ હતી, મહારાજાના પકડાવાની વાત શશીકાન્તે યુવરાજને કહી. તેથી તેનું મન

દુઃખાયુ પ્રધાનનું પણ મન દુઃખાયુ. શશીકાન્તને યુવરાજે પુછ્યું કે સુભદ્રા કયાં તેને પણ હુમલાખોર ઉપાડી ગયા. હે ભગવાન તેં અમારા ઉપર સો જુલમ કરવા ધાર્યો છે, પાપીના પોબાર અને ધર્મીને ધાડ યુવરાજ નીરાશ વદને બોલ્યો, ત્યાં શશીકાન્તેધણીજ ધીરજથી મહારાજા કયાં છે તેની માહીતી આપી અને બળથી નહી પણ કળથી મહારાજાની અને સુભદ્રાની મુકતી કર્યા સીવાય છૂટકો જ નથી, ત્યારે યુવરાજે કહ્યું: કે કેવી રીતે કરવું તેનો ઉપાય બતાવો તરતજ શશીકાન્તે કીધું કે આપ અને હું અને દયાલસિંહ ત્રણ જણાએ આ કાર્ય માટે પ્રાણની પણ પરવા કર્યા વગરજ આરંભ કરવો અને મહારાજાને છોડાવવા સુભદ્રાને માટે વિનયકુમાર માલતી અને પ્રેમલતા ત્રણને કામ સોંપવું બાકીની તમામ જવાબદારી ગુરૂદેવ અને બુદ્ધિનિધાન ઉપાડી લેશે—માટે આપ, હાલ તો આટલી ગોઠવણ જે કરી છે તેના ઉપરજ કટીબદ્ધ થવાથી પરમાત્મા જરૂર સહાય કરશેજ— આ વખતે હુમલા ોરો જેવા મહારાજાને ઉપાડી ગયા કે તરતજ સ્વારી સ્વારીના ઠેકાણે અને શંકર ભગવાનના પણ કોઇએ દર્શન ન કરતાં હજારો માણસો પોતપોતાના પ્રાણ બચાવવા સારૂ સૌ ઘર ભેગા થઇ ગયા દુષ્ટસિંહ પણ આ તાકનો લાભ લઇ દોડતા ઘોડે ગુફા પાસે હુમલાખોરોને સુચના આપી અને મહારાજા માટે શું શું કરવું તે બરાબર સમજાવી દીધું. આ વખતે ભદ્રકુમાર પણ આવ્યો અને બોલ્યો કે સાહેબ સુભદ્રાદેવી પણ સપડાઇ છે. માટે તેને તો ચામુંડાના મંદિરની અંદર આવેલી કોટડીમાં પુરી દીધી છે, ઠીક હાલતો હું રાજમહેલમાં મહારાણી પાસે જાઉ છુ. કારણકે નગરમાં આજના બનાવથી હાહાકાર ઘણો થયો હોવાથી પ્રજાને શાન્તી રાખવા અને મહા-

રાજા ગુમ થયા છે. તેની પણ પ્રજાને જાણ કરવા તથા રાજ્ય સત્તા માટે શું કરવું તે બધી હકીકત કહેવા અને જાણવા માટે જઉ છું. અને હું બરાબર મધ્ય રાત્રી એ પાછો આવીશ અને મહારાજાને જે જગ્યાએ કેદ કરવામા આવ્યા છે તે જગ્યા ઉપર બરાબર પુરતો બંદોબસ્ત રાખશો અને મહારાજાના હાથમાં અને પગમાં મજબુત બેડી જડી દેશો કે પોતે નાસી જવા પામે નહી. વળી ભદ્રકુમાર તું પણ સુભદ્રાને લાલચ અને લક્ષ્મીનો ઠાઠ બતાવી ને તેને તુ તારા પ્રેમમાં લોભાવ તેટલામાં હું આવું છું આ પ્રમાણે સુચના આપી મારતે ઘોડે મહારાણી પાસે રાજમહેલમાં જવા ઉપડયો.

## પ્રકરણ ૪૪ મું

### મહારાણી અને દુષ્ટસિંહની ચાલબાજી

આવખતે પ્રેમલતા હવે પોતાનુ કાર્ય પાર પાડવાનો સમય આવી પહોંચ્યો જાણી બહુજ ગંભીરતાથી અને ચાલાકીથી પાપીઓની બાજી કેમ ધુળમાં મળે તેની યોજના ઘડવા લાગી. અને મનમાં સંકેત કરી લીધો તેટલામાં દુષ્ટસિંહ ને શ્વાસ ભેર દોડતો આવતો જોયો કે તરતજ કટાક્ષ ફેંકી બોલી કેમ નામદાર આટલા બધા શ્વાસ ભેર આવો છો. શું આજેજ આપને પ્રેમલતા યાદ આવીકે--દુષ્ટસિંહ બોલ્યો કે પ્રેમલત્તા અત્યારે મજાક કરવાનો સમય નથી મહારાણી સાહે ક્યાં છે ત્યાં પ્રેમલત્તા બોલી કે ક્યાં છે. તેતો તમારા હ્રદયમાં છે. અરે તું તો જાણે મારી સાથે પાગલ જેવી વાતો કરે છે, દુષ્ટસિંહ બોલ્યો ત્યાં પ્રેમલત્તાએ દુષ્ટસિંહનો હાથ દાબી બોલી કે પાગલ નહોતી કરવી તો હું તમારી પાછળ

પાગલ ન થાત, અરે ગાંડી આ તું શું બોલી મારૂ અને તારૂ દીલતો હંમેશાં આપણા બન્નેના વચમાં કાયમનું પાગલ રહેશે. બોલ મહારાણી ક્યાં છે દુષ્ટસિંહે ફરી પૂછ્યું અરે એ તો આપણીજ વાટ જોઇને બેસી રહ્યા છે.

ઠીક તું અહીં બરાબર દેખરેખ રાખ અને હું હાલ ને હાલ પાછો આવું છું. તરતજ દુષ્ટસિંહ મહારાણી પાસે ગયો. મહારાણી તો દુષ્ટસિંહ ના આગમન ની રાહ જોઇને બેઠી હતી. તેવામાં દુષ્ટસિંહ આવ્યો અને બોલ્યો કે મહારાણી ખુશી થાઓ મહારાજાને પકડયા સુભદ્રા પકડાણી અને આપના પોબાર ત્યાં મહારાણી બોલી કે વાહરે મારા મુગટ મણી પ્રાણાધાર, હાશ હવે મને શાંતી થઇ, અને ઉગતી પ્રભાતથીજ આપના માટે સોનાનો સુરજ કાયમ ઉગશે કોણજાણે તમે તો મને તમારા પ્રેમમાં દીવાની બનાવી ગાંડી ઘેલી કરી છે. આપનો પળવારનો પણ વિયોગ આ દાસીને ખમાતો નથી. જરા વિસામો તો લો તરતજ આશન ઉપર વિસામો લેવા બેઠો. મહારાણી પણ બાહુપાશ માં વીંટાઈ ગઇ ને આલીંગન ઉપર આલીગન આપવા લાગી, બન્ને પાપીઓએ પીશાચ લીલા રમવી શરૂ કરી, થોડા વખત માટે બન્નેના હૃદયમાં અજવાળુ હોવા છતાં અંધકારજ જોતાં હતાં પાપીઓ નફટ અને નીર્લજ ની માફક પોતાનો હવસ પૂરો કરી પોતાની મુળ વાત ઉપર આવી ભવિષ્ય ની ગોઠવણુ કેવી રીતે કરવી તે બાબતનો વિચાર કરવા લાગ્યાં આ વખતે પ્રેમલત્તા પણ બન્ને ભાન ભૂલેલા પ્રેમીઓની પાપલીલાની વાતો બરાબર સંભળાય તેવી રીતે છાનીમાની બાજુના હોલમાં ઉભી રહી હતી. મહારાણી બોલી કે વહાલા હવે કેવી રીતે કરવા માગો છો, તે કૃપા કરી સમજાવો

કારણ કે આપણે બન્ને જણા પ્રજા પાસે નીર્દોષ દેખાઈએ અને ગુન્હેગાર બીજાને બનાવી આ તમામ તોફાન નો તમામ ગુન્હો તેના ઉપર સાબીત થાય તેવી રીતે એ પ્રજાના હૃદયમાં ઠસાવવામાં આવે તોજ આપની ધારેલી ધારણા પાર પડે ત્યાં દુષ્ટસિંહ બોલ્યો કે વહાલી રસ્તો તો એવો સોધ્યો છે કે તું ને હું જાણે ધર્મના અવતાર જેવાજ ગણાઈશું જો સાંભળ પહેલું તો નગરમાં પ્રજાના જાનમાલ ની રક્ષા કરવા માટે લશ્કરને ગોઠવી દેવું બીજુ આ બધું તોફાન યુવરાજ રાજ્ય ગાદી લેવા માટે ભયંકર કાવત્રુ કરી મહારાજાને ઉપાડી લઈ ગયો છે અને પોતે રાજ્ય ગાદી પર બેસવા માટે બીજા રાજ્યની મદદ લઈ તે આવવાનો છે તેવું સાંભળવામાં આવ્યું છે. તેથી પ્રજાના જાનમાલને નુકશાન ન થાય અને પ્રજામાં કેવલ સાંન્તી રહે અને બહારના દુશ્મનોને તેના કૃત્યનો બદલો જયાં સુધી આપવામાં ન આવે ત્યાં સુધી રાજની તમામ સત્તા દુઃખાતા હૃદયે મહારાણી સંભાળ લેશે મહારાજાના ગુમ થવાથી મહારાણી તદ્દન નીરાધાર જેવી બની ગએલી હોવા છતાં પોતાની પ્રજા ની માતા તરીકે પોતાનું તમામ દુઃખ ભૂલીને પોતાની ફરજ સમજી પોતે રાજ્ય સત્તા લીધી છે અને યુવરાજ રાજદ્રોહી હોવાથી તેને પ્રજા સમક્ષ દેહાન્ત દંડની શીક્ષા આપવાનું નકકી કર્યું છે આ સિવાય જે જે લોકોએ યુવરાજના નીચ કાર્યમાં સહકાર આપી રાજ્યદ્રોહ કર્યો છે તે તમામને ભયંકરમાં ભયંકર શીક્ષા આપવાનુ પણ નક્કી કર્યું છે અને રાજની તમામ વહીવટની જવાબ દારી આજથી તમામ સતા સાથે દુષ્ટસિંહને સોંપવામાં આવે છે. અને રાજમાતા તરીકે પ્રજાના ભલા માટે હું જે કંઇ કરૂં છું તે પ્રજાના કલ્યાણ માટેજ કરૂં છું અને તે મારી પ્રથમ ફરજ સમજુ છું,

આવી હકીકત નું એક પ્રજા જોગ સવારનાજ નીવેદન બહાર પાડવું, અને તેજ વખતે પ્રજાના આગેવાનોને રાજસભામાં બોલાવી રીતસર વીધી કરવી અને તમામ આગેવાનોને મોટા મોટા માનની પદવીઓ આપવી. તેમને આપણા પક્ષમાં લેવા એટલે તમામ કામનો બેડો પાર. ત્યાં મહારાણી બોલ્યા કે શાહબાસ મારા સીરતાજ આપ તો મુત્સદીના પણ મુત્સદી નીકળ્યા આતો બધું બરાબર છે. પણ મહારાજા માટે અને સુભદ્રા માટે શું કરવાનું ધાર્યું છે ત્યાં દુષ્ટસિંહે જવાબ આપ્યો કે મારા મહારાણી ની જે પ્રમાણે શીક્ષા કરવાની મરજી હોય તે પ્રમાણે હુકમ બજાવવા સેવક તૈયાર છે. ત્યાં તો મહારાણી બોલી કે તમે મારા સેવક નહિ પણ દીલના આધાર—બાકી હું તો આપના ચરણ કમલની દાસી કહેવાઉ માટે વહાલા મહારાજા માટે એવી શીક્ષા કરો કે તે પણ જાણે કે એક યુવાન બાળાનો ભવ બગાડવાનું આ પરીણામ ભોગવવું પડે છે માટે હાથ પગમાં બેડી માટીના ઠામમાં લુખુ સુકુ ખાવા, અને સુવા માટે ચટાઇ, અને રોજ પંદર હંટરની શીક્ષા કરવી તેટલે ત્રણ દીવસમાંજ એ બુઢો બણુચક યમ દ્વાર પહોચી જશે અને આપનો રસ્તો મોકળો થશે અને સુભદ્રાને તો મારા દેખતાંજ તેના પર જેટલો થાય તેટલો બળાત્કાર કરી તેને ચારીત્રમાંથી ભ્રષ્ટ કરી તેની જીંદગી હંમેશના માટે નકામી કરી નાખો તોજ મને શાંન્તી થશે વ્હાલા—ઠીક વ્હાલી હવે હું જવાની રજા લઉ છુ સવારના માટે નિવેદન તૈયાર કરાવી મોકલીશ તેમાં તમે સહી કરી દેજો બાકી નગરમાં પણ લશ્કર મોકલી બરાબર બંદોબસ્ત કરી, ને ઘેર જઈ ને પાછો આવું છુ ઠીક વ્હાલા પધારો પણ પાછા વહેલા આવજો—પ્રેમલત્તા તરતજ બહારના દરવાજા પાસે આવીને દુષ્ટસિંહના આવતા પહેલાજ ઉભી

રહી રતી અને પહેરો ભરતી હતી તે વામાં દુષ્ટસિંહ આવ્યો અને બોલ્યો કેમ સુંદરી હવે જવાની રજા આપશો વાહરેવાહ મારા નટખટ સરદાર મારા જેવી સાધારણ કીંકરીની રજા હોય, રજા તો હોય મોટા માણસોની સરદાર. ટાઇમ મળે તો જરા મળજો કંઇક કામ છે પ્રેમલત્તાએ કીધું ત્યાં દુષ્ટસિંહે જવાબ આપ્યો કે પછી તો ટાઇમ નથી શી વાત છે તે કહેવી હોય તો હાલને હાલ કહી દો. પેલી મહારાણી કરવાની લખી આપેલી ચીટ્ટી અરે ગાંડી બોલેલા બોલ તે કદી પણ ફરતા હશે તેજ વખતે દુષ્ટસિંહને લાગ્યું કે જો પ્રેમલત્તા સુભદ્રાને સમજાવવા કબુલ કરે તો જરૂર બેડો પાર થાય તરતજ પ્રેમલત્તાને સુભદ્રાને સમજાવવા આગ્રહ કર્યો, અને મહારાણી પાસેથી રજા પણ અપાવવાની હા પાડી. અને કામ કરી આપીશ તો ન્યાલ કરી દઇશ તે પણ લાલચ આપી પ્રેચલત્તાએ સમય જોઇ હા પાડી મહારાણીએ રજા આપી દુષ્ટસિંહે ઠેકાણું બતાવ્યું અને પ્રેમલત્તાએ જવાબમાં હા કહી—પ્રેમલત્તાએ સમજીને જ સુભદ્રાને દુષ્ટસિંહ માટે સમજાવવા હા પાડી હતી દુષ્ટસિંહના ગયા પછી પ્રેમલત્તા તરતજ મહારાણી સાહેબ પાસે ગઇ અને વિનયપૂર્વક બોલી કે શું બાસાહેબ આપે મને દુષ્ટસિંહ સાહેબ માટે સુભદ્રાને પાસે જઇ સમજાવવા સારૂ જવા માટે આજ્ઞા કરી છે ત્યાં તરતુંજ મહારાણી બોલી કે પ્રેમલત્તા મેંજ હા પાડી છે તે નાદાન છોકરી એ મારૂ કરેલું અપમાન મને હાડોહાડ લાગી ગયું હોવાથી મારે એ પોસાચીની ને ભ્રષ્ટ કરી તેનો બદલો લેવાનો મેં નિશ્ચય કર્યો છે, માટે તુ તરતજ સુભદ્રાને જઇને ખુબ લાલચ અને વૈભવની મોટી મોટી આશાઓ આપી આપના પક્ષમાં આવવાં માટે તેને સમજાવવા માટે તારેજ જવું

પડશે, કારણ કે તું મારી વિશ્વાસુ અને અંગત સહચરી હોવા થીજ આ જવાબ દારી ભરેલું કામ તને સોંપવાનું મેં આજથી ધાર્યું છે જેવી મહારાણી સાહેબની આજ્ઞા એમ કહી પ્રેમલત્તા ચાલી ગઈ, તરતજ વિચાર કરીને સીધીજ સુભદ્રાની માતા સદ્દગુણાની પાસે ગઇ અને કીધુ વિનયકુમાર આવે તો આટલી હકીકત કહેજો, અને સમયસરર આવી પહોંચવામાં વિલંબ ન કરે, તે પણ જરૂર સમાચાર કહેશો તે પછી તરત જ મધુરી પાસે આવી. અને કીધું કે ભદ્રકુમારને ઉશ્કેરી સુભદ્રાની પાસે ચામુંડાની ગુફામાં મોકલવો ભૂલીશ નહિ.

આ પ્રમાણે તમામ તૈયારી કરીને પોતે બહુજ શાંન્તીની ચિતે દુષ્ટસિંહે આપેલા ઠેકાણા મુજબ બેધડક જવા માટે નીકળી—.

## પ્રકરણ ૪૫

### પ્રજાજોગ જાહેર નિવેદન અને મહારાણીની ચાલાકી

મહારાણીએ દુષ્ટસિંહની સુચના અનુસાર જાહેર પ્રજાને જાણ કરવા માટે નીવેદનના રૂપમાં પત્રિકા બહાર પાડી. તે પત્રિકામાં મહારાણીએ મહારાજાના ગુમ થયાની ઘણીજ દીલગીરી જાહેર કરી. અને પોતે પ્રજાના જાનમાલની રક્ષાની તમામ જવાબદારી દુઃખાતા દીલે લેવાનું જાહેર કર્યું. આ બધું તોફાનનું મુળ યુવરાજ, સજ્જનસિંહ, અને તેના મળતીયાઓ છે તેવું હડહડતું જુઠું તહોમત મુકી યુવરાજને ગુન્હેગાર ઠરાવ્યો. નીવેદન એવા રૂપમાં ગોઠવવામાં આવ્યું હતું. કે પ્રજાને કોઇપણ જાતનો અવિશ્વાસ પેદા ન થાય. અને પ્રજા બરાબર સમજી લે કે આ બધા તોફાનનું મુળ યુવરાજ અને તેના પક્ષના માણસોજ છે. નીવેદનનો ઢંઢેરો જેવો બહાર પડ્યો તેવોજ પ્રજા વર્ગનો અવાજ પણ

નીવેદનના લાભ તો થયો અને નીવેદનમાં પણ રાજ્ય વહીવટની તમામ જવાબદારી દુષ્ટસિંહને સોંપવાની પણ જાહેરાત કરવામાં આવી હતી.

આ પ્રમાણે ધાર્યા પ્રમાણે નીવેદનનો પડઘો પણ મહારાણી અને દુષ્ટસિંહની ધારણા પ્રમાણે લાભમાં જ થયો.

નગરની સારી પ્રજાનો પણ એક જ અવાજ બોલાતો હતો, કે આપણે તેમાં શું કરીએ આપણે તો જે વખતે જે સત્તા ઉપર આવે તેને જ માન આપવું તે જ પ્રજાની ફરજ છે.

નીવેદનમાં જાહેરાત કર્યા પ્રમાણે આખા નગરમાં લશ્કરી બંદોબસ્ત સાગમાં સારો રાખવામાં આવ્યો હતો. અને સાથે સાથે તમામ પ્રજાજનને ભવિષ્યમાં રાજ્ય તરફથી લેવાના કર અને વેરાઓ હાલ ચાલુ છે. તે પણ રાજ્યની સંપૂર્ણ શાન્તી સાથે વ્યવસ્થા થઈ ગયા પછી તમામ કરવેરા નાબુદ કરવામાં આવશે તે પણ સાથે સાથે જણાવવામાં આવ્યું હતું.

આ પ્રમાણે ચાલાકીભરી રમત રમવામાં નગરની ભોળી પ્રજા તરત ભરમાઈ ગઈ અને મીઠા શબ્દોની જાળમાં ફસાઈ ગઈ હતી. છતાં તે વસ્તુનું પરીણામ શું આવશે તેનો કીચીત પણ પ્રજાએ વિચાર કર્યો જ નહોતો આ વખતે પ્રજાના લોકો યુવરાજની અને દીવાન બુદ્ધિધનની તેમ જ તેના મળતીવાઓની ઘણી જ નિંદા કરવા લાગ્યા હતા. છતાં કોઈ સારા સારનો વિચાર કરવા જેટલો બુદ્ધિવાન કોઈ હતો જ નહિ આ વખતે દુષ્ટસિંહ પણ જાણે પ્રજાનો સાચો જ સેવક ન હોય તેવી રીતે પ્રજાના આગેવાનો સાથે ભળી ગયો, અને પોતાની સત્તા થતા બુધ્ધિનો ઉપયોગ

પોતાની વાકય ચાતુર્યથી એટલો બધો પ્રભાવ પાડયો હતો કે પ્રજા તો દુષ્ટસિંહને ધર્મનો અવતાર જ ગણવા લાગી હતી. અને પ્રજા દુષ્ટસિંહ પ્રત્યે એટલી બધી ઉત્સાહમાં આવી ગઇ હતી, કે આખા રાજ્યમાં જો હીત ચિંતક હોય તો પ્રજાના માટે એકલો દુષ્ટસિંહ જ છે.

આ વખતે ઇશ્વરના દરબારમાં પણ સો મણ તેલે અંધારૂં જ જણાતું હતું. કારણ કે પાપીના પોબાર, પણ નિર્દોષ મહારાજા અને તેની બીજી અગ્રગણ્ય વ્યકિતઓ જેલના સળીયા પાછળ પૂરાએલા હતા. કહેવતમાં કહ્યું છે કે સતી ભીખ માંગે અને દુરાચારી ગીઠાઇ ખાય આવો ન્યાય આજના કલજુગના જમાનામાં પ્રવર્તી રહ્યો છે.

તેજ વખતે દુષ્ટસિંહ નગરના ચોકમાં આવી ઉભો રહ્યો અને તમામ સૈનીકોને કહેવા લાગ્યો કે પ્રજાનું રક્ષણ કરવું તેમજ બેન દીકરીઓની સલામતી રાખવી તેમના જાન માલને નુકસાન ના થાય તેવી કાળજી ભરી ચીવટ રાખી દુશ્મનોના પંજામાંથી પ્રજાનો સુંદરમાં સુંદર રીતે બચાવ કરવો તે પ્રથમ ફરજ સૈનીકોની છે માટે મારા મુકેલા વિશ્વાસ નો ગેરઉપયોગ ના થાય અને આપણા સીરછત્ર મહારાજાના ગુમ થયા પછી જરાપણ અંધાધુંધી કે અશાન્તી ના ઉભી થાય તે તમામ જવાબદારી સૈનીકોને સમજવાની છે હું પ્રજા સમક્ષ મારી સમશેરના સોગન લઇ ખાત્રી આપું છું કે જ્યાં સુધી મારા અન્નદાતા મહારાજાશ્રીને શોધી ન લાવું ત્યાં સુધી મને જરાપણ ચેન કે શાન્તી મળશે નહિ, અને મારા આ દુઃખ કાર્યમાં નગરની પ્રજા મને દીલોજાનથી સહકાર આપશે એવી આશા રાખું છું અને આપણા નામદાર મહારાણી સાહેબના ઉપર આજે જે ભયંકર આફત આવી છે અને તેઓના માથે જે અણધાર્યું મહાન સંકટ

પડયું છે તેના માટે હું ઇશ્વરને પ્રાર્થના કરૂં છું તે ભગવતિ જોગમાયા સતી મહારાણીના દુ:ખમાં સહાય કરી મહારાજાનો મેલાપ જલ્દી કરાવે એ જ પ્રભુ પાસે મારી યાચના છે.

દુષ્ટસિંહના વચનો સાંભળી પ્રજા તો ઉત્સાહના આવેસમાં આવી ગઈ અને હજારો માણુસોએ તેના શબ્દોને વધાવી લીધા અને નગરની પ્રજાએ ખાત્રી પણ આપી કે અમો સદાને માટે મહારાણી અને દુષ્ટસિંહના વફાદાર રહી રાજ્ય ભકિતને સીધ્ધ કરી બતાવીશું. અને કદાચ યુવરાજ પોતે નગરનો કબજો લેવા આવશે તો અમે તમામ પ્રજા તેનો સામનો કરીશું અને એ નીચ પાપી યુવરાજને બરાબર શીક્ષા કરીશું. આ પ્રમાણે પ્રજા બોલી રહી હતી તે વખતે દુષ્ટસિંહે જવાબ આપ્યો કે યુવરાજથી ગમે તેવા નીચ થયા પણ પ્રજાએ તેમની નીચતા ઉપર ન જોતાં તેમને સંપૂર્ણ ક્ષમા આપવી અને તેમને તેમના કૃત્ય બાબત જરૂર પસ્તાવો થાય અને હંમેશાં પુત્ર પિતા સંપ સંપીને રહે એ જ ભાવના ભાવવી તેમાં જ પ્રજાની અને રાજ્યની મહત્તા વધે છે.

નીતી શાસ્ત્રમાં કહ્યું છે કે ભૂલ થવી તે જીવનનું પ્રથમ લક્ષણ છે થએલી ભુલની ક્ષમા યાચવી તે બીજુ લક્ષણ છે અને થએલી ભૂલની ક્ષમા આપવી તે તો ઉત્તમમાં ઉત્તમ ઉદારતા છે માટે પ્રજાજનો યુવરાજ પણ આપના ભવિષ્યના શારતાજ છે માટે તેઓના પ્રત્યે અવિવેક ભરી ભાષા ન બોલતાં પ્રભુ તેમને સદ્‌બુધ્ધિ આપે તેવી પ્રાર્થના દરેક પ્રજાજન કરશે તો હુ મારી મહેનત સાફલ્ય સમજીશ.

વાંચક હવે મહારાજાની ખબર લેવા જઇએ.

## પ્રકરણ ૪૬ મું

### ( ચામુંડાની ગુફામાં મહારાજા—કેદમાં )

મહાશીવ રાત્રીના રોજ શંકર ભગવાનના દર્શને જતાં મહારાજાને પકડવામાં આવ્યા અને તેમને ગુફાની અંધાર કોટડી જેવી ભયંકર જગામાં હાથ પગમાં બેડીઓ નાખી બંધીવાન બનાવવામાં આવ્યા હતા—તેને ચોવીસ કલાક થયા છતાં પાપી જલ્લાદો આ મહારાજા પ્રત્યે જરાપણ દયા કે લાગણી ન રાખતાં ભૂખ્યા અને તરસ્યા એક ખુણામાં બીચારા પોતાના ભાવીનો વિચાર કરતા કરતા રડી રહ્યા હતા. એક તો વૃદ્ધ ઉમર અને બીજી બાજુ પાપીઓનો ભયંકર જુલ્મ આ વખતે એક બુરખાધારી વ્યક્તિ દશબાર બુરખાવાલા સૌનીકોની સાથે આવ્યો. અને સત્તાવાદી અવાજે બોલવા લાગ્યો. કેમ મહારાજા તબીયત તો સારી છે ને હવા પાણી અનૂકુળ છેને તરત જ મહારાજાએ મહા મહેનતે જવાબ આપ્યો કે ભાઇ પડયા ઉપર પાટુ મારી મને વધારે દુઃખી

કરવામાં તમને શો લાભ છે. મરેલાને મારવામાં શું તમારી બહાદુરી છે. બોલો બોલો મારા ભાઈઓ આ વૃદ્ધ રાજ-વીએ તમારૂ તો એવું શું બગાડયું છે કે તમે મને આવી ભયંકર નર્કવેદના જેવી શીક્ષા આપો રહ્યા છો કંઇ પ્રભુનો તો ડર રાખો.

બુરખાધારી-જો મને તારૂં સાંભળવાની ફુરસદ નથી. હું તને એટલું જ પૂછવા આવ્યો છું કે રાજ્યગાદીનો હક હક્કદારને આપવો છે કે આવી રીતે હેરાન થઇ જીંદગી ગુજારવી છે.

મહારાજા--ભાઇ હક્કદારનો હક્ક તો હક્કદાર કોણુ છે તે જાણ્યા સિવાય હું કેવી રીતે સમજી શકું માટે હક્કદારનો હક્ક સાચો હોવ તો હું જરૂર આનાકાની કર્યા વગર રાજ્ય સિંહાસનનો માલીક તે હક્કદારને બનાવવાની ખાત્રી આપું છું માટે કૃપા કરીને આપ કોણુ છો તે જણાવશો તો મને રાજ્યના હક્કદારના દર્શન કરવાનો મહાન લાભ થશે.

બુરખાધારી--હું એટલો બધો ભોળો નથી. કે સાપના કંડીયામાં હાથ ઘાલું. હું તો સાપને તથા તેના ઝેરને જડ મુળમાંથી ઉખેડી તેને યમરાજના ધામમાં મોકલી મારો હક્ક લઇશ. માટે હવે તું મારો કેદી છે અને આજથી તારી રાજ્ય લક્ષ્મી તે મારી પોતાની લક્ષ્મી છે. તરત બુરખાધારી એ સાથે આવેલા સાથીઓને હુકમ કર્યો કે—આ બુઢ્ઢાની સખત દેખરેખ રાખશો અને તેને કોઈ પણ જાતનો આરામ ન મળે. અને ભુખે અને તરસે જેમ જેમ ટળવળે તે પ્રમાણે કરવા ભુલશો નહિ. આમને આમ તેને ભુખથી અને તરસથી રીબાવી રીબાવીને જ્યારે મારીશ ત્યારે જ મારા જીવને શાંન્તી થશે. હાલતો હું જાઉં છું આવતી કાલે હું આજ ટાઇમે આવીશ તરત જ બુરખાધારી ચાલ્યો ગયો. ગુફાની

અંધાર કોટડીની આજુબાજુ લોખંડી દીવાલની માફક સૈનીકો ચોકી કરવા ગોઠવાઈ ગયા— અને મહારાજા પોતના ભાગ્ય પંર ભરૂસો રાખી એક ખુણામાં પડી રહ્યા હતા. અને નીશ્વાસ નાખ્યો કે હે ભગવાન શું આવું દુઃખ મારા ભાગ્યમાં આપવું હતું તો મને મોત કેમ ના આપ્યું
( વાંચક બુરખાધારી વ્યકિતનું નામ દુર્ષ્ટસિંહ પોતે હતો. )

પરંતુ પ્રભુના દરબારમાં પણ ન્યાય તો હોય જ સુભદ્રાદેવીએ શશીકાન્તને જે પ્રમાણે સુચના આપી હતી. તે પ્રમાણે શશીકાન્તે બુદ્ધિનિધાન પ્રધાન ને સરદાર દયાળસિંહને વાત કરી. એને મહારાજાને છોડાવવા માટે નીશ્ચય કર્યો હતો. તે દયાળસિંહ સરદારને વિચાર આવવાથી મધુરીને પણ બોલાવવાની જરૂર જણાયાથી તેની સહાયતા બરાબર કામમાં આવશે તેમ ધારી તેને પણ બોલાવી લીધો.

બુરખાધારી દુષ્ટસિંહના ગયા પછી વાતાવરણ શાંત હતું તે વખતે મારવાડી પોશાકમાં પ્રધાન, શશીકાન્ત, સરદાર– ત્રણે જણાએ ગવૈયાનો સ્વાંગ પહેર્યો હતો અને મધુરીને મારવાડી પોશાકમાં સજ્જ કરી. ગાવાવાળી તરીકે સાથે લીધી. તમામ વ્યકિતઓએ હથીયાર વગેરે પોતાના ગુપ્ત પોશાકમાં એવી રીતે રાખ્યાં હતાં કે કોઈને વહેમ ન પડે—

આ પ્રમાણે તમામ બાબત બરાબર ગોઠવી ચાર જ વ્યક્તિઓ ચામુંડાની ગુફા નજીકના રસ્તે આવતાં આવતાં મધુરી પોતાનું મધુરૂં સંગીત ગાતી ગાતિ. ગુફા નજીક આવી તેજ વખતે પ્રેમલત્તા સુભદ્રાને માટે તે જગાએ આવે છે. અને આ તમામ વ્યકિતઓને આવતાં જોયા અને ઈશારાથી સમજાવીને ચાલી જાય છે કે જાણે આ લોકો તરફ કોઈ જાતનું ધ્યાન જ નથી.

## પ્રકરણ ૪૭ મું

### સુભદ્રાનો છૂટકારો

મહારાજાના બચાવ માટે સુભદ્રા રણ સંગ્રામમાં ઝઝુમી રહી હતી. તે પ્રસંગે દુષ્ટ ભદ્રકુમારની અચાનક દૃષ્ટી પડતાં દુષ્ટોની સહાયથી તેને કેદમાં નાંખી પછી ભદ્રકુમાર મધુરીના ઉશ્કેરવાથી આવ્યો હતો.

બંધ કોટડીનું તાળું ખોલવાનો અવાજ થતાં જ સુભદ્રા સાવધાન થઇ સિંહણની માફક ચંડીકા જેવું રૌદ્ર રૂપ ધારણ કરી પોતાના આસન ઉપર સાવધાન થઇને આવનારની વાટ જોતી બેઠી રહી હતી તે જ વખતે પાપી ભદ્રકુમારને જોયો તેના બચાવના માટે બે ત્રણ સૈનીકો પણ સાથે જ હતા. અને તે કોટડીની બહાર ઉભા રહ્યા. અને ભદ્રકુમાર અંદર ગયો.

ભદ્રકુમાર—સુભદ્રાદેવી હું તમારો છૂટકારો કરવા માટે

આવ્યો છું. માટે જલ્દી મારી સાથે ચાલો. અને મારા રહૃદયની અભિ લાષા પૂરી કરી જીવનને સફળ કરો.

સુભદ્રા—તારા જેવા નર પશુ હીચકારાના હાથે છુટા થવું તેના કરતાં તો મોતના શરણ થવું વધારે ઉચિત્ત છે. તારા જેવા નિચ કામાંધ કુળાગાંર સાથે વાત કરવી તે પણ મહા પાપ છે. માટે વધારે કંઈ પણ બોલ્યા વગર જેવો આવ્યો છે તેવો ચાલ્યો જા.

ભદ્રકુમાર—હું તારા શબ્દ રૂપી વચનથી ડરી જઈને ચલ્યો જઉં એવો હું ડરપોક કે ભીરૂ નથી. આ તો ભદ્ર-કુમાર પોતાનો હેતુ સીદ્ધ કર્યા સિવાય કદાપી હાલે જશે નહી. માટે તું તારૂં ભવિષ્યનું સુખ સમજતી હોય તો તું મારૂં કહ્યું માની જા અને હમેશના માટે તું મારી થા અને કરોડોની દોલત ભોગવવાને ભાગ્યશાળી બન.

સુભદ્રા—તારા જેવા કુતરાની ચાટની માફક એઠું ખાનાર વ્યક્તિના સાથે આ સિંહણનો મેલાપ થયો જાણ્યો છે. કોઇ દિવસ કાગ, હંસ બન્યો છે. દરીઆએ પોતાની મર્યાદા ત્યાગી હોય એવું સાંભળ્યું છે. મેરૂ પર્વત ચલાયમાન થયો હોય તેવું ધ્યાનમાં આવ્યું છે. વનના રાજા વનરાજે કોઈ દિવસ ઘાસ ખાધી એવું જોયું છે. તારામાં ને શહેતાન માં શું ફેર છે તું કોનો દીકરો ભગવાનદાસનો જેના બાપે ગરીબોના લોહી ચુસી કરોડોની મીલકત ભેગી કરી અને હજારો નિર્દોષ ગરીબોના ઘરબાર લુંટી લઇને હજારો ગરીબોના શ્રાપ લીધા હોય તે બાપના દીકરામાં વંઠેલપણું ન હોય તો બીજું શું હોય તું તારી જનેતાના માના પેટે પથ્થર પાક્યો હોત તો બીચારા ધોબી લોકો પણ ધોવાના ઉપયોગમાં લેત તું તો ધોબીના કુતરા જેવો છે ન ઘરનો

કે ન ઘાટનો તારી શી મજાલ છે કે તું સુભદ્રાને તારી બનાવી શકે, સુભદ્રાનો સાચો સહાયક તો મારો ભગવાન મારૂ શીયળ અને મારૂ ચારિત્ર જ્યાં ત્રણે વસ્તુનો ત્રીવેણી સંગમનો પ્રવાહ મારા પવિત્ર હૃદયમાં પવિત્રપણે જ્યાં સુધી વહયા કરે છે ત્યાં સુધી તારા જેવા લાખ નરપશુંઓ આવે તો પણ આ સુભદ્રાને હાથ પણ અડાડી શકે તેવો કોઈ માઇનો પૂત જોતી નથી સમજ્યો નીચ કુતરા જા તારૂ કાળું મોં લઇને ચાલ્યો જા.

ભદ્રકુમાર—બસ. હવે મને ખાત્રી થતી જાય છે કે તું મારી ભલાઇનો ગેર ઉપયોગ કરે છે. મારા હૃદયમાં જે તારા પ્રત્યે સદ્ભાવ હતો તે બાબત હવે મારા હૃદયથી દૂર થાય છે હવે મને તું નિષ્ઠુર થવાની ફરજ પાડે છે તો હજી પણ કહું છું કે મારી વાત તું માન્ય કર. અને આ ભયંકર દુખમાંથી તું મુક્તિ મેળવ નહિ તો સમજ જે કે તારી જીંદગી નકામી થઇ જશે અને તું પાછળથી પસ્તાઇશ. હજી પણ મારી ખાનદાની ઉપર વિશ્વાસ રાખ કે તને રાજાની રાણી કરતાં પણ ઘણી જ સુખી કરીશ માટે હજુ પણ સમય છે. માટે સમજુ થઈ આ નર્કાગારમાં છૂટો થા અને મારા બળતા જીગરને શાંન્તી આપ.

સુભદ્રા—શું કાગની કોટમાં કદી મુકતા માળા પહેરેલી જોઇ છે શું કાગડો કદાપી મોતીનો ચારો ચરી શકે છે શું નાલાયક કદી લાયક થવાની આશા રાખે છે. તારી લાયકાત અને તારી ખાનદાનીતો ન્યારથી તું નરપીશાચોના હાથનુ હથીયાર બની તુ તારા મહારાજા અને તારી પ્રજાને દગો આપતાં શીખ્યો ત્યારથી જ જણાય છે માટે વધારે બકવાદ ન કરતાં જેમ આવ્યો તેમ તું ચાલ્યો જા.

ભદ્રકુમાર—ઠીક ત્યારે તું મને આટલા બધા અપમાનિત શબ્દો સંભળાવી મારૂં ભયંકર અપમાન કરી. મને નીષ્ઠુર થવાની ફરજ પાડી રહી છે. ઠીક હવે હું પણ જોઉં છું કે તું મને કેવી રીતે મારા ધારેલા કાર્યથી પાછો હઠાવી શકે છે. તરત જ બહાર ઉભેલા સૈનીકોને ભદ્રકુમારે બૂમ પાડી. અંદર આવો જરાપણ દયા લાવ્યા સિવાય તેના ઉપર બળાત્કાર કરો. તેને ભ્રષ્ટ કરો તરત જ સૈનીકો આવ્યા અને જેવા સુભદ્રા ઉપર બળાત્કાર કરવા જેવા જાય છે. તેવી જ સિંહણની માફક ગર્જના કરી અવાજ કર્યો કે ખબરદાર શયતાનો એક પણ પગલું આગળ વધ્યા છો તો તમારૂં આવી બન્યું સમજશો સુભદ્રાનો અવાજ સાંભળી સૈનીકો જરા પાછા તો હઠયા. ત્યાં ભદ્રકુમાર બોલ્યો કે બાયલાઓ એક સાધારણ સ્ત્રીના બોલવાથી આવા ડરી શું જાઓ છો ચાલો આગળ વધો. હું પણ જોઉં છું કે તેને કોણ બચાવે છે ભદ્રકુમારના વચન પ્રહારથી સૈનીકો નીચ કામ કરવા ઉત્તેજીત થયા અને જેવા સુભદ્રાનો હાથ પકડવા જાય છે તેજ વખતે સુભદ્રાએ ટાઈમ ગુમાવ્યા વગર જ તેની પાસે રાખેલી કટારી સામા આવતા સૈનીકની છાતીમાં ભોંસી દીધી. અને તેના સોએ વર્ષ પૂરા કર્યા, ત્યાં તો બીજો પણ સૈનીક સુભદ્રા ઉપર તૂટી પડવા જાય છે તેવી જ સુભદ્રાએ ફરીવાર કટારીનો ઉપયોગ પણ તેના ઉપર કર્યો અને તે પણ યમરાજના દરબારમાં મોકલી દીધો. અને સુભદ્રા બોલી કે નીચ નરાધમ તું પણ આવ કેમ ધ્રુજે છે. બાયલા જો તેં તારી માનું દુધ પીધું હોય તો આવ મારા સામો લે હું તારા સામી ઉભી રહી છું. જરા તો હાથ અડાડી જો કે તેનું પરિણામ કેવું આવે છે.

ભદ્રકુમાર તો બન્નેની સ્થિતિ જોતાં એવો તો ડરી ગયો કે કોઈ હીસાબે હવે અહીંથી છૂટો થઉં તો ઠીક...

તેજ વખતે પ્રેમલત્તા હસતાં હસતાં આવીને બોલી કે ઓહોહો શું આપ ભદ્રકુમારભાઈ અહિંયા વાહ વાહ તમારા જેવા સારા માણસને આ જગાએ આવવું શોભે છે.

ભદ્રકુમાર—કોણ પ્રેમલત્તા તું ક્યાંથી શા માટે આવી છું.

પ્રેમલત્તા બોલી કે તમારા સરદારનો હુકમ બજાવવા માટે આવી છું.

ભદ્રકુમાર—સરદારનો શો હુકમ બજાવવાનો છે.

પ્રેમલત્તા—આપના પ્રત્યે સરદારનો શક અને સુભદ્રાદેવી નો પ્રેમભાવ આપના સરદાર પર કેમ વધે તેવી રીતે સમજાવવા સારૂ ચીઠીની ચાકર થઇને આવી છું. માટે હાલ આપ જાઓ, અગર જરા વાર થોભો, હું તો હાલ જ સુભદ્રાને મળીને ચાલી જઉં છું.

આપનો યુવરાજ આજે વિરસેનને પ્રેમલત્તાએ ખાનગી સમાચાર જે પ્રમાણે આપ્યા હતા તે પ્રમાણે સમાચાર પહોંચવાથી વીરસેન અને બીજા ત્રણ સૌનીકો તેજ વખતે આવી પહોંચ્યા હતા. સમયની રાહ જોઈને ઉભા રહ્યા હતા.

કેમ સુભદ્રાબહેન તબીયત તો સારી છે પ્રેમલત્તાએ ઇસારો કર્યો અને કાનમાં કીધું કે થોડી વારમાં જ તમારો બચાવ થશે. તેવી ગોઠવણ મે કરી રાખી છે અને આ મારી લખેલી પત્રીકા ફક્ત યુવરાજ ના હાથો હાથ આપ પહોંચાડજો એવી આ તમારી બેનની આગ્રહ ભરી વિનંતી છે બહુ સારૂ લાવો. તરત જ ચીઠી આપી. અને સાનમાં સમજાવ્યું કે હું જે બોલું તેનો જવાબ તમારે મોટા અવાજથી આપવો કે ભદ્રકુમાર પણ સાંભળી શકે તેટલે કોઇને શંકાનું કારણ રહે નહિ.

પ્રેમલત્તા—સુભદ્રા તને સરદાર સાહેબ ઘણી જ સુખી

કરશે અને તને રાજ્યની મહારાણી બનાવશે માટે આ આવેલી તક ગુમાવીશ નહિ અને પ્યારા સરદારને પ્રેમ ભાવથી જરા બોલાવતા શીખ. અને મારી શીખામણ મોટા માને તને તું ઘણી જ દુખી થઈશ. અને તે દુખીપણે આ પ્રેમલત્તા જ કરશે સમજી.

સુભદ્રા—તારા સરદારને કહેજે તારા જેવા નરાધમ ઉપર પ્રેમ બનાવવો તેના કરતાં યમરાજના સ્થાનમાં જવું આ સુભદ્રા ઘણું પસંદ કરે છે તું અને તારા સરદારની શક્તિ હોય તો મારા પર જુલ્મ કરવામાં જરા પણ બાકી રાખશો નહિ સમજી. ભસતા કુત્તા કરડે નહિ. માટે છાની માની તું તારે તારા સરદારને કહેજે કોઈ સારી કુતરીની શોધ કરે કે તેને રમાડવાના ઉપયોગ આવે તું પણ તારો સ્ત્રી ધર્મનો ત્યાગ કરી આવી સલાહ આપતાં શરમ નથી આપતી.

પ્રેમલત્તા—સુભદ્રા સરદારના કોપમાં આવવાનું પરિણામ ઘણું જ ભયંકર આવશે. જો તું તારા સાચા પ્રેમથી ચાહીશ તો સરદાર તારા ચર્ણોનો ગુલામ બનીને તને અપાર વૈભવ શાળી બનાવશે. માટે ખોટો ડોળ અને શીલ વૃતનો ઢોંગ મૂકી મળેલા સૌન્દર્યનો ઉપભોગ કરતાં શીખ.

સુભદ્રા—શું તારા સરદારની ઉદારતા જાણે મારા ઉપર શું તે નરાધમનો પ્રેમ. માટે મારો જવાબ સાંભળીલે અને તારા શયેતાન સરદારને કહેજે કે સુભદ્રા મોતને વરશે પણ તારી પાપી વાસનાને કદી પણ વશ થશે નહિ સમજી,

તે જ વખતે સમય જોઈ વીરસેન અને તેના સૈનીકો ભદ્રકુમાર ઉપર તુટી પડયા પ્રેમલત્તા તો ભાગી ગઈ. અને સુભદ્રાને મુક્ત કરી યુવરાજના સ્થાન ઉપર લઈ ચાલ્યા ગયા.

# પ્રકરણ ૪૮ મું

## મહારાજાનો છુટકારો અને પાપીઓનો પરાજય

મહારાજા બોચારા ભુખ્યા તરશ્યા અશક્ત શરીરે ગુફાની અંધાર-કોટડીમાં કેદ પડ્યા છે. ચારે બાજુ મહારાજા જરાપણ છટકી ન શકે તેવી રીતે ચોકી પહેરા મજબુત ગોઠવવામાં આવ્યો છે.

એક હવાનો પણ સંચાર આવી ન શકે, તેવી ભયંકર દશામાં મહારાજા બોચારા પોતાના ભાગ્યનો વિચાર કરતાં ફક્ત મોતની વાટ જોઈ રહ્યા છે. તે વખતે શસ્ત્રધારી બુરખાવાળાઓ સૌ પોતપોતાની મોજમાં બેઠા બેઠા વાતોના ગપ્પા ચલાવે છે. તેજ વખતે એક સુંદર મધુરા અવાજનું ગીત ચાર પહેરેગીરોના સાંભળવામાં આવે છે. ગીત પણ એટલું બધું સુંદર અને મધુર લાગે છે કે સૈનીકો બધા તે ગીત સાંભળવા માટે ગુફાની બહાર આવે છે તે વખતે ચણુ ચાર જણુમારવાડી પોશાકમાં આનારી સાથે

તાલસૂર વગાડતા વગાડતા આવતા જણાય છે. તે વખતે સેનીકો પણ ગાનારીની સુંદરતા પર આફ્રીન થઇ તેને નજીક બોલાવીને એક ગીત માટે આગ્રહ કરે છે. સમય જોઇ મધુરી પણ સુંદર ગીત ગાવા માંડે છે.

કોઈ કહે જો ને માહરો સંદેશ,
મારો વાલમ ગયો પરદેશ—કોઇ૦
ભર યુવાની બનતી દીવાની,
થાય હૃદયમાં કલેશ—કોઇ૦
જોબનવંતી હું મદમાતી,
સુંદર શોભે લત્તા કેશ—કોઇ૦
વાલમ વિનાહું ભાન ભુલી ગઈ.
કોઇ લાવો દયા લવલેશ—કોઇ૦
કેવા રંગીલા હૃદય છબીલા,
જરી જુવોને મારો વેશ—કોઇ૦

ગીત ગાતી ગાતી આંખના ઈશારા મારતી મારતી ઉભેલા પહેરેગીરને એવા તો લટ્ટુ બનાવ્યા કે સાંભળનારાઓ પોતાનું ભાન પણ ભુલી ગયા. જેમ જેમ ગાનારી ગીત ગાતી જતી તેમ સાંભળનારા નાચતા જતા હતા.

ત્યાર પછી—

શરાબ વિના મુજને ચેન જરી પડતુ નથી.
આશક વીના મુજને ઘડી બેસવું ગમતું નથી.

પહેરેગીરોએ તે જ વખતે આહાહા, પ્યારી ક્યા કમાલ કરતી હૈ. જાણે આકાશની અપસરા–શું તેની સુંદરતા, શું તેનો અવાજ, અરે ભગવાન તેં તો આજે કમાલ કરી.

સોનામાં સુગંધ મેળવી આપી. અરે યાર શરાબ લાવો. અને આ આપની દીલોજાન-પ્યારીને પેટ ભરીને પીવરાવો. તરત જ સારામાં સારો શરાબ મંગાવ્યો. અને ગુફાની બહાર બેઠક કરી. શરાબના જામ તૈયાર કર્યા તૈયાર કરેલા જામમાંથી એક જામ ગાનારીએ હાથમાં લઇ સુંદર હલકથી ગાતી ગાતી બધા બુરખાવાળાઓને આપવા માંડી. આખરે તમામ શરાબ બધા સૈનીકોને પાગ્યો. તે વખતે બધા એ નીશામાં ચકચૂર થઇ ગયા. જેમ આવે તેમ બોલવા માંડયા. તે જ વખતે શશીકાન્ત પ્રધાન, સરદાર ત્રણે જણા ગુફામાં દાખલ થયા. અને બહુ જ ચુપકીથી ચાલતા ચાલતા આગળ વધ્યા ત્યાં તો ધીમો અવાજ સંભળાયો. પાણી પાણી પ્રભુના ખાતર કોઇ પાણી પાવો. જે દીશામાંથી અવાજ આવતો હતો તે દીશા તરફ ત્રણે જણાએ ચાલવા માંડયું. ત્યાં તો મહારાજાની દુર્દશા જોતાં જ ત્રણે જણા ચમકી ગયા.

આ વખતે મધુરી બહાર ઉભી ઉભી તમામ સૈનીકોની દેખરેખ રાખતી રાખતી ગાતી જતી હતી. જેમ જેમ ગાયન ગવાતું જતું તેમ તેમ સૈનીકો પોતાનું ભાન વધુ ને વધુ ગુમાવતા જતા હતા.

તરત જ શશીકાન્ત કોણ મહારાજા જયાં મહારાજા શબ્દ સાંભળતાં જ મહારાજા સમજ્યો કે પાપી મને શીક્ષા કરવા આવ્યો. તરત જ મહારાજા બોલ્યો કે મને કૃપા કરી મારશો નહિ. પ્રભુના ખાતર મને પાણી આપો. તેજ વખતે શશીકાન્ત બોલ્યો નામદાર આપ જરા પણ ગભરાશો નહિ. આપ જલ્દી ઉઠો અને અમારી સાથે ચાલો. ત્યાં મહારાજા બોલ્યા કે આપ કોણ છો ત્યાં શશીકાન્તે જવાબ

આપ્યો કે હાલ સમય નથી. હાલ તો આપ અમારી સાથે અમારા રહેઠાણે ચાલો. પણ ભાઈ મને રસીથી બાંધવામાં આવ્યો છે હાથ પગમાં જંજીરો છે. કે કેવી રીતે ઉઠી શકું તે વખતે તરત જ સરદારે પોતાના હથીયાર વતી બેડીઓ તોડી નાંખી બંધન કાપી નાંખી. મશકમાંથી પાણી પાયું. અને મહારાજાને ખભે ઉપાડી નીર્વીઘ્નપણે ગુફા બહાર આવી મધુરીને શાન કરી જે બાજુ ઘોડા બાંધ્યા હતા તે બાજુ ઝપાટાબંધ આવી પહોચ્યા અને સરદારે મહારાજાને પોતાના ઘોડા પર લીધા અને બાકીના સ્વાર થઈ પ્રધાનના નિવાસસ્થાનના રસ્તે ચાલી નીકળ્યા અને સૌ પોતાના નિર્ભય સ્થાન પર આવી પહોંચ્યા.

તરત જ પ્રધાને માણસોને સુંદર પથારી વીગેરે કરવા માટે અને ન્હાવાનું ગરમ પાણી વીગેરે કરવા માટે હુકમ આપ્યો.

તરત જ મહારાજાને પથારી પર સુવાડયા. અને ગરમ ઉકાળો વીગેરે પાયો. અને મહારાજા જ્યારે શુદ્ધીમાં આવ્યા ત્યારે મહારાજા બોલ્યા કે ભાઈઓ આપે મને જે જીવીત દાન આપ્યું છે તેના માટે હું આપનો આભારી છું આજનો બદલો તો પ્રભુ તમને આપશે. અને આપ કોણ છો તે નામ બતાવી આ મારા દુઃખી આત્મા ઉપર દયા કરી નામ બતાવશો તો મોટો ઉપકાર થશે.

તરત જ પ્રધાને પોતાનો અશલ પોશાક પહેરીને આવ્યો અને મહારાજાના ચર્ણે પડયો. અને બોલ્યો કે તે તો નામદાર હું આપનો બુદ્ધિનીધાન. ત્યાં મહારાજા બોલ્યા કોણ બુદ્ધિનીધાન તમે અહીં ક્યાંથી. ત્યાં જવાબ આપ્યો કે તે વધુ સમય આવે કહીશ. તો બીજા કોણ છે તે તો એક આપનો શશીકાન્ત અને બીજો પરોપકારી સરદાર

દયાળસિંહ છે. અને ચોથી આપની નૃતીકા મધુરી છે. પ્રધાનનો ખુલાસો સાંભળી મહારાજા બોલ્યા કે હે ભગવાન તારી કુદરતને કોઈ જાણી શકે નહિ. શું આવા હલાહળ કળજુગમાં પણ આવા નીસ્વાર્થી વફાદાર આત્માઓ પણ છે.

મહારાજા બરાબર શુદ્ધીમાં આવ્યા. સ્નાન વિગેરે કરી ભોજન વીગેરે જમાડયા. અને મહારાજાને જરા વિશ્રાંતી લેવા કહ્યું. મહારાજા પણ ઘણા જ થાકી ગયા હતા. તેથી આરામ કરવાની તૈયારી કરી તે વખતે તેમને સરદાર દયાળસિંહને બોલાવ્યા. અને કીધું કે હે વીરપુરૂષ તેં મારી જે સેવા બજાવી છે તે સેવાના માટે કંઈક માગ.

નામદાર આપના આશીર્વાદથી બધુ છે. છતાં આપનો આગ્રહ છે તો ફક્ત આપનું વચન માગુ છું. તરત જ મહારાજાએ પોતે વચન આપ્યું અને તે વચન દયાળસિંહે લીધું. અને કહ્યુ કે જ્યારે મારે આપના વચનની જરૂર પડશે ત્યારે માગીશ ત્યાં સુધી તે વચન અનામત રાખુ છું. આખરે તમામે આરામ કર્યો. અને મીઠી નીદ્રાની ગોદમાં સુઈ ગયા.

## પ્રકરણ ૪૯ મું

### પાપીઓની દોડધામ અને રણચંડીકા–સુભદ્રા

દુષ્ટસિંહના ગુફામાંથી ગયા પછી જે જે બનાવ બન્યા તે તમામ બનાવોની હકીકત ગત પ્રકરણમાં વર્ણવ્યા મુજબ મહારાજા અને સુભદ્રાનો છૂટકારો થયાની ખબર જ્યારે દુષ્ટો સાવધ થયા તે પછી ગુફામાં જઈ મહારાજાની તપાસ કરી અને જ્યારે મહારાજા ન જણાયા ત્યારે દુષ્ટોના તો હોશકોશ ઉડી ગયા. અને પોતાને સોંપેલી જે જવાબદારી હતી તે બાબતનો સરદારને શું જવાબ આપવો. અને કેવી રીતે બચાવ કરવો તે જ વિચારમાં પડી ગયા હતા. છેવટે વિચાર કરી નક્કી કર્યું કે સરદારને હાલને હાલ સમાચાર આપવા અને બધી બાબતનો ખુલાસો કરવો.

તરત જ નરપીશાચોએ દુષ્ટસિંહને સમાચાર આપવા માટે મોકલ્યા. દુષ્ટસિંહ તો રાજમહેલમાં મહારાણીની સાથે જ હશે જ તેવી ધારણા રાખીને બે ગુપ્તચરો .દુષ્ટસિંહની

પાસે આવ્યાના સમાચાર આપ્યા; તરત જ દુષ્ટસિંહે બન્ને જણાને પોતાના ખાનગી મસલતના હોલમાં બોલાવ્યા અને પૂછ્યું કે બોલો કેમ એકદમ-અચાનક આવવાનું થયું. ત્યાં તો ગુપ્ત ચરો ધ્રૂજતા ધ્રુજતા હાથ જોડી બોલ્યા કે સરદાર અમને ક્ષમા કરો. મહારાજાસાહેબ અને સુભદ્રા બન્નેનો છુટકારો કોઈ બદમાસો કરાવી ગયા. અને ભદ્રકુમાર અને પ્રેમલતા બન્ને બેહોશ જેવી સ્થીતીમાં પડયા છે. જ્યાં દુષ્ટસિંહને બન્નેના છુટકારાનાં સમાચાર સાંભળતા જ તેના મગજનું સમતોલપણું ગુમાવી દીધું. અને પોતાના ધારેલા પાસા પાર પડવામાં ઘણી જ મુશ્કેલી જણાવવા લાગી. અને જેમ હાર્યો જુગારી બમણું રમે તેમ એકદમ પોતાના હૃદયની જ્વાળા કાઢવા માંડી. અને બોલ્યો કે જોઉં છું કે આ દુષ્ટસિંહના વચમાં ડખલ કરવાનું શું પરિણામ આવે છે. જાઓ નાલાયકો તમારૂં કાળું મોઢું મને ન બતાવશો. અને ચાલ્યા જાઓ ગુપ્ત ચરો તો જીવ લઈને બીચારા ભાગી ગયા. તે વખતે એક અચાનક બેદી ચીઠ્ઠી દુષ્ટસિંહના નજીક આવી પડી. ચીઠી હાથમાં લઇ વાંચવા માંડયો.

દુષ્ટ નરાધમ,

શેર માથે સવાશેર હોય છે તે વાત ભુલીશ નહી હજુ પણ તારી દીશા બદલી અમારા શરણે આ નહી તો તારૂં જીવન નષ્ટ થશે.

લી. તારો હીતેચ્છુ.

આ ચીઠી વાંચતાં જ દુષ્ટસિંહે મહેલની ચારે તરફ માણસો દોડાવ્યા. અને ચીઠી કોણ નાંખી ગયું તેની તપાસ કરવા હુકમ કર્યો. પણ પાપી આંખો કંઈ પુણ્યવાનને શોધી

શકવા સમર્થ થઇ શકો નહિ. આખરે માણસો વીલા મોઢે પાછા આવ્યા. તરત જ દુર્દસિંહના શરૂઆતના કાર્યમાં મહા વિઘ્ન આવી પડયું હવે પોતાને શું કરવું તેના માટે પોતે મહારાણી પાસે પાછો આવ્યો.

મહારાણી બોલી કે, સરદાર આપ કેમ આટલા બધા મુઝાયેલા કેમ જણાઓ છો. શું કંઇ આફત આવી કે શું.

દુષ્ટસિંહ—મહારાણી ગજબ થયો. મહારાજાને કોઇ છોડાવી લઇ ગયું છે. ગમે તેમ હો પણ આપના મહેલનો જ કોઇ માણસ ફુટેલો હોવો જોઇએ. નહિ તો આ બાબત બની શકે જ નહિ. હવે કેવી રીતે કરવું. અને આવેલી આફત કેવી રીતે ટાળવી તેનો જ ઉપાય જેમ બને તેમ જલદી કરવામાં આવે તો આપનો બચાવ છેજ નહિ તો આપણા બંનેનાં મોત છે તે નક્કી માનજો, માટે હવે તરત જ તમામ યોજનાઓ પ્રજા સમક્ષ મુકી તેનો તરત જ અમલ કરવો તે જ વધારે સલામતી ભરેલું છે તેથી હવે જરા પણ વીલંબ ન કરતાં હીંમતથી આપણું આરંભેલું કાર્ય પૂરૂ કરવામાં ઢીલ ન કરો.

મહારાણી—શું મહારાજાને દુષ્ટો છોડાવી ગયા, તો તેથી ગભરાવાનું શું કારણ છે માટે તમે આવા બહાદુર થઇને છેક આવા ગમગીન કેમ થઓ છો. માટે હાલને હાલ દરબાર ભરવાનો હુકમ કરો અને તમામ બાબત હવે તરત જ નક્કી કરો. અને શહેરમાં તમામ બાબતનો બંદોબસ્ત કરો અને ગમે તે વખતે આપણો હુકમ થતાં જ આપણું લશ્કર સઘળુ તૈયાર થઇ જાય અને આવતી આફતને રોકે માટે હાલને હાલ દુર્મદસિંહને તમામ લશ્કરી સત્તા આપીદો અને

આપણા તમામ વિશ્વાસુ માણસોને દરેક નાકા ઉપર દેખરેખ રાખવા માટે ગોઠવી દો. અને આજને આજ આપનો ઘડેલો કાર્યક્રમ પૂરો કરો.

આ વખતે વિનયકુમાર પ્રજાજનના ત્રણ ચાર આગેવાનોને લઈને મહારાણીની મુલાકાત લેવા આવ્યો. વિનયકુમારે દરવાજા આગળ ઊભેલા પહેરેગીરને કહ્યું કે મહારાણી સાહેબને સમાચાર આપો કે નગરના આગેવાનો આપને મળવા માગે છે માટે આવવાની રજા આપો. તરત જ પહેરાવાળો અંદર ગયો અને મહારાણી સાહેબને સમાચાર આપ્યા. મહારાણીએ સભ્યતા પૂર્વક જવાબ આપ્યો કે જા આવેલા ગૃહસ્થોને માન પૂર્વક અંદર લાવ—તરત જ વિનયકુમાર અને આગેવાનો બધા રાજ્ય મહેલમાં ગયા. અને મહારાણીને નમન કરી ઉભા રહ્યા. મહારાણીએ પૂછ્યું કે કેમ આવવું થયુ છે તે હકીકત શાંતિપૂર્વક સમજાવો.

વિનયકુમાર—મહારાણી સાહેબ કાંઈ પણ અવિવેક લાગે તો ક્ષમા કરશો. આગેવાનો ફક્ત મહારાજા સાહેબના સમાચાર જાણવા માગે છે. અને સાથે સાથે જણાવે છે કે જ્યાં સુધી મહારાજા સાહેબની સાચી હકીકત પ્રજાના જાણવામાં નહી આવે ત્યાં સુધી નગરમાં હડતાળ પડશે. અને પ્રજામાં અશાંતિ પેદા થશે.

મહારાણી—શું તમે બધા મારી પાસે ન્યાય માગવા આવ્યા છો કે મને વાગેલા ઘા ઉપર નીમક ભભરાવવા આવ્યા છો. મહારાજાના ગુમ થયાના સમાચારથી મારા આત્માને શું શું થતું હશે તેનો તમને ક્યાંથી ખ્યાલ હોય. માટે હવે તો તમામ પ્રજાની જવાબદારી જ્યાં સુધી મહારાજા સાહેબના સમાચાર નહિ આવે ત્યાં સુધી પ્રજાની જવાબદારી હું લેવાની

શું અને મહારાજાનો પત્તો ગમે ત્યાંથી પણ મેળવવા કોસીસ કરીશ. માટે આવી આકુલતા પ્રસંગે પ્રજા જ્યારે મને રાજમાતા તરીકે સાથ ન આપે તો મારે શું કરવું. માટે ગૃહસ્થો આપના મહારાજાના પ્રત્યેની વફાદારી અને લાગણી જેવી તમારી છે તેના કરતાં મારી લાગણી હજાર ઘણી વધારે છે. માટે પ્રજાને તેમજ પ્રજાના આગેવાનોને મારી નમ્ર વિનંતી છે કે હાલ આઠ દિવસ જરા સબુર રાખે અને શાંન્તિ રાખે. આ વખતે એક નવયુવાન પુરૂષ પણ અચાનક ત્યાં આવી ચઢ્યો અને બોલ્યો કે મહારાણી સાહેબ આપની ચાલાકી ભરેલી ભાષાથી નગરની પ્રજા હવે છેતરાશે નહિ મહારાજા પ્રત્યે આપની અને આપના માનીતા નગરકોટવાળની લાગણી કેટલી છે. તે પ્રજા સિવાય ફક્ત ભગવાન જ જાણે છે માટે હજીપણ સમય છે સમજો નહિ તો પરિણામ ખરાબ આવશે, અને પાપીઓને તેના પાપની શિક્ષા જરૂર ભોગવવી પડશે સમજ્યા યુવાનની તેજસ્વી અને છટાદાર વાણીથી તમામ રાજસભા હેરત પામી અને તેના પ્રભાવશાળી ચહેરા પર સ્પષ્ટ નીકરતા હતી. ( આ યુવાન કોઈ નહિ પણ સુભદ્રા પોતે હતી. )

મહારાણી પણ આ યુવાનની વાણી સાંભળી જરા વિચારમાં તો પડી પણ તે થોડી જ સેકન્ડમાં પોતાના મુળ સ્વભાવ પર આવી બોલવા લાગી કે યુવાન તું કોની સામે બોલે છે તેનું તને ભાન છે. ત્યાં યુવાને જવાબ આપ્યો કે હું એક નાલાયક દગાબાજ પતિદ્રોહી સ્ત્રીની સામે બોલું છું. અને બોલીશ તમારી તાકાત હોય તો મને પકડવા હીંમત કરો. ત્યાં તો યુવાન આગેવાનો સમક્ષ બોલ્યો કે તમે કોની પાસે ન્યાય લેવા આવ્યા છો શું આ દંભી વૈભવ હવસના

યોગી આત્માઓ તમને ન્યાય આપશે. તેનો ન્યાય તો પ્રજાએ પોતાના સ્વબળથી કરવો જોઇએ. તેજ વખતે દુષ્ટ સિંહ ઉભો થયો અને ધાંટાં પાડી કહેવા લાગ્યો, કે ઓ કુલાંગાર શું તુ બધાને નામર્દ અને હીચકારા સમજે છે. માટે જેવો આવ્યો તેવો ચાલ્યો જા નહિ તો હાલને હાલ યમરાજના દરબારમાં પહોંચાડી દઇશ. યુવાન હું તો જઉ છું સાથે સાથે જણાવવા માટે આવ્યો છું. તમારૂ તમામ પાપ પ્રભુના દરબારમાં ઉઘાડું થઇ ગયું છે. માટે જો હૃદયમાં પ્રભુની બીક રાખતા હોતો કરેલા પાપની ક્ષમા માગી સત્ય અને નિતીના રસ્તે ચાલો. નહિ તો તમારી મરણ વખત આવે તમારી આંખ ઉગડશે આગેવાન ભાઇઓ હવે તમે આ નરકાગારમાંથી ધેર જાઓ. અને પ્રભુનો ભરૂશો રાખો સૌ સારાવાનાં થશે તેજ વખતે વિનયકુમારે કીધુ કે આપની સુચના ધ્યાનમાં રાખીશું. આખરે પ્રજા પોતાના સગઠનના બળથી પૂરેપૂરો ન્યાય લેશે તેની આપ ખાત્રી રાખશો. આટલા સમાચાર યુવાને સાંભળી તરત જ પોતે સમય જોઇ પોતાના ઘોડા પર સ્વાર થઇ પવન વેગે ચાલ્યો ગયો. અને મહરાણી અને દુષ્ટસિંહ તો આ વખતનો બનાવ પોતાની હાજરીમાં જ બનવાથી બન્ને જણાના હૃદયમાં કંઇક ડર પેઠો. તરત જ વિનયકુમારે ફરીવાર પૂછ્યું મહારાણી સાહેબ પ્રજાના આગેવાનોની હકીકતનો આખરે શું જવાબ આપો છો.

મહારાણી—જવાબ શું આપવાનો હોય મારે જે ન્યાય આપવાનો હતો તે ન્યાય પ્રથમના વાકયમાં જ આપી દીધો છે. માટે આપ જાઓ વખત આવે બધું બરાબર થઇ જશે સમજ્યા. ત્યારે વિનયકુમારે વિવેક ભર્યો પ્રજા તરફનો આખરી સંદેશો આપી દીધો.

આજથી આઠ દિવસમાં પ્રજાને નામદાર મહારાજાની હકીકતનો જવાબ જો સંતોષકારક નહિ મળે તો પ્રજાને યોગ લાગશે તે રસ્તો પ્રજા પકડશે. માટે જે કરો તે વિચારીને કરશો. અને દુષ્ટસિંહને પણ ચેતવણી આપીએ છીએ કે તમારી પાસે પણ પ્રજાને થયેલા અન્યાયનો ન્યાય માગશે. માટે તમે પણ જે કરો તે વિચારીને કરશો. અને પ્રજાનો દ્રોહ ન કરતાં પ્રજાના મિત્ર બનશો આટલું કહી વિનયકુમાર અને આગેવાનો બધા ચાલ્યા જાય છે. મહારાણી અને દુષ્ટસિંહ બન્નેને હવે કેવી રીતે કરવું તેનો વિચાર કરે છે. અને તરત જ ભદ્રકુમારને તેડવા માટે માણસને મોકલે છે.

## પ્રકરણ ૫૦ મું

### પ્રેમલત્તાનો કાગળ

વીરસેન યુવરાજની સુચના મુજબ સુભદ્રાને છોડાવીને યુવરાજ સજ્જનસિંહની છાવણીમાં લઇ ગયો. અને સુભદ્રાદેવીને ભયમુક્ત કરી. સજ્જનસિંહ યુવરાજને સમાચાર મળતાં યુવરાજ પણ સુભદ્રાની નીડરતા જોઇને ઘણો જ ખુશી થયો અને બોલ્યો કે કેમ બ્હેન આ ગરીબ ભાઇની ઝુંપડીમાં ગમશે કે નહિ. યુવરાજના શબ્દોથી સુભદ્રા શરમાઇ ગઇ અને બોલી કે આપ અમારી પ્રજાના ભવિષ્યના શીરતાજ છો. આપને આવું બોલવું વ્યાજબી લાગે છે. તે વખતે પ્રેમલત્તાએ આપેલી ચીઠી યાદ આવી. તરતજ ચીઠી સુભદ્રાએ યુવરાજના હાથોહાથ આપી. અને સુભદ્રા બોલી કે જો આજે આપણા બધાની જીંદગી સલામત રહેવા પામી હોય તો આ ચીઠી લખનારની બહાદુરીનું જ પરિણામ જ છે. નહિતો આજે કોઇપણ હયાત હોત કે ન હોત તે તો પ્રભુ જાણે. માટે ચીઠી વાંચી જુઓ.

તરતજ યુવરાજે ચીઠી વાંચવી શરૂ કરી.

મારાહૃદયનાહાર વ્હાલા યુવરાજશ્રીના ચર્ણોની સેવામાં મારૂં જીવન આપશ્રીના ચર્ણોમાં સોંપ્યું છે. આપ વિના આ સંસાર મને વિષ જેવો લાગે છે. માટે યોગ્ય લાગે તે કરશો પણ આ દાસીને આપના હૃદયમાં સ્થાન આપશોજી.

આપના આશીર્વાદથી તમામ બાજી પાપીઓની ધુળમાં મેળવી છે. મહારાણી તો દુષ્ટસિંહનેજ મહારાજા સમજે છે. પુ. પિતાશ્રીને દગાથી પકડયા અને રાજ્યના હિત ચિંતકોએ છોડાવ્યા છે. આપ સઘળી તૈયારી કરી વૈશાખ શુકલા ત્રીજના સવારના નવ વાગતાં રાજસભામાં આવી પહોંચશો. આપને આવવા માટેનો રસ્તો બધો તૈયાર રાખીશ. સમય આવે સિંહાસનનો કબજો લેશો. પણ લખેલી તારીખ ભૂલમાં ન જાય.

એજ અરજ.

લી. આપની દાસી પ્રેમલત્તાનું પાએ લાગણ.

યુવરાજ પ્રેમલત્તાની ચીઠી વાંચી ઘડીભર વિચારમાં પડયો. તેજ વખતે સુભદ્રાએ તરતજ યુવરાજને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે યુવરાજજી તેમાં વિચાર કરવાની જરૂર નથી. તેની પવિત્ર ભાવનાને આપે માન આપવું તે આપની પ્રથમ ફરજ છે. તરતજ યુવરાજે ખુલાસો આપ્યો કે જેવી બ્હેન સુભદ્રાની આજ્ઞા. તરતજ સુભદ્રાએ જે જે હકીકત દરબારમાં બની હતી તે તમામ હકીકત વિગતવાર યુવરાજને જણાવી દીધી. અને સુચના કરી કે હવે આપણે આળસ ન કરતાં અખાત્રીજના દિવસે સીધોજ રાજ્ય ગાદીનો કબજો લેવો. અને પાપીઓને પોતાના પાપની શીક્ષા બરાબર આપવી જોઇએ.

યુવરાજ સજ્જનસિંહને સુભદ્રાની સલાહ વિચારવા જેવી લાગી. અને તરતજ પોતાના વિશ્વાસુ સામંત વિરસેનને બોલાવી તમામ સમાચાર પ્રધાન બુદ્ધિનીધાનને અને શશીકાન્તને આપવા અને તમામ જાતની તૈયારી કરી. આખાત્રીજની ઉગતી પ્રભાતે રાજ્યનો કબજો લઈ લેવો. અને પાપીઓને પાપની શિક્ષા આપવી. આ પ્રમાણે હકીકત વિરસેનને કહી. અને તરતજ તે ઘોડેસ્વાર થઈને સમાચાર આપવા માટે પવન વેગે ચાલ્યો.

તરતજ સુભદ્રા દેવી બોલી કે યુવરાજજી નગર કોટવાળ દુષ્ટસિંહના ધર્મપત્નિ દયાવતિ બહેન તો દયાનો સાગર અને દેવીનો અવતાર છે. તે તો એક સાચી ક્ષત્રાણી તરીકેનું ગૌરવ લાવવા જેવી પવિત્ર વીરાંગનાનો અવતાર છે. માટે આજનો જો આ બધો યશ અને કિર્તી હોય તો તે પ્રતાપ બધો દયાવતી દેવીનો છે.

યુવરાજે જવાબ આપ્યો કે તમારૂં કહેવું સત્ય છે. તેમ શશીકાન્તનો અને વિનયકુમારનો પણ ઓછો આત્મભોગ નથી. તેને તો પોતાની વિધવા માતાનો વૈભવનો અને જીવન સુધાન્ત ત્યાગ કરી પોતે દેશદાઝ હૈયેધરી પોતાના જીવનને ધન્ય બનાવ્યું છે. તેમાં આપનો શો મત છે. સુભદ્રા બોલી કે આપનું કહેવું તદ્દન સત્ય અને બરાબર છે જે યુવાન પોતાના જીવનની મહત્તા પરોપકારના અર્થે સમજતો હોય તેજ યુવાનજ આ પ્રમાણે આત્મભોગ આપી શકે છે. બાકી યુવરાજ તે શશીકાન્ત જેવો ઉત્સાહી છે તેવોજ સદગુણી અને ગંભીર છે. સત્ય અને નિતીનો પુજારી છે. મારૂ હૃદય તેના માટે ઘણાજ માનથી જુએ છે અને ભવિષ્યમાં જોશે.

ત્યાં યુવરાજે કહ્યું મારી ભૂલ થતી હોય તો ક્ષમા કરશો આપે મને પ્રેમસત્તાની બાબતમાં જે ગર્ભીત સુચના કરી તેને અપનાવવા માટે જે ઇસારો કર્યો. તો હું પણ પુછું છું કે તમારો જીવન સાથી થવા માટે તમે કોઇ યોગ યુવકની શોધ કરી છે કે નહિ. મને તો સર્વ વાતે શશીકાન્ત તમારા માટે યોગ અને લાયક જણાય છે. સુભદ્રાએ યુવ-રાજની વાતનો જવાબ પણ બુદ્ધિપૂર્વક આપ્યો શશીકાન્તના માટે આપનો અભિપ્રાય બરાબર છે. પણ આપ એટલું તો સમજી શકો છો કે પ્રેમ લેવો કે આપવો તે આપણા હાથની વાત નથી. જેટલો એ શબ્દ બોલવો સહેલો છે તેટલોજ તે શબ્દ અમલમાં મુકવો તે ઘણોજ વિચારણીય પ્રશ્ન છે. દરેક મનુષ્યમાં પોતપોતાના સંસ્કાર અને બુદ્ધિ ઉપર પોતાના જીવનનું માપ આપોઆપ થાય છે. માટે તે બાબત તો આપ હાલ મારા વિચાર ઉપરજ છોડો. શાથી કે કોઈના કહેવાથી કરવું તેનાં કરતાં પોતાના આત્માના અવાજ ઉપર જીવનનો સવાલનો આધાર રાખવો.

પ્રેમ એટલે પ્રભુતામાં પગલાં મુકવા અને તે પ્રભુ-તાના વિચારોનું પ્રતિબીંબનો આભાસ જ્યારે બન્નેના આત્મા ઉપર પડે છે ત્યારે આપોઆપ બન્ને આત્માઓ પ્રેમની મહત્તાને બરાબર સમજી તેના ઉપર સત્તા જમાવવા માટે કામેલ બને છે. કારણ કે જીવનનો સાચામાં સાચો ધ્યેય તો એકજ હોઈ શકે કે જીવનની મુસાફરીમાં બન્ને આત્માઓના વિચારો અને વર્તન એકજ હોય તોજ તે પ્રેમની મહત્તા અને મમતા ગણાય છે. જુઓ સાંભળો.

પ્રેમ પ્રેમ દુનીયા કહે પણ પ્રેમ શું સ્વરૂપ છે,<br>
સમજે તો પ્રેમ તત્વ છે. નહીતો ઊંડો કુપ છે. ૧

સોમલ ઘણો છે ઉજળો, સુંદર રૂપે જણાય છે,
ખાવા જો જઈએ પ્રેમથી, તો તરત પ્રાણ હણાય છે. ૨

રેશમ તણી જ્યાં ગાંઠ પડતી તેલની પર ધાર છે,
તુટે નહિ છૂટે નહિ. એ પ્રેમનો વહેવાર છે. ૩

શબ્દ બોલવો પ્રેમનો તેમાં નહિ જરી વાર છે,
કહે ભોગી તે શબ્દ પાળવો તલવાર કેરી ધાર છે. ૪

સુભદ્રાની મહત્વતા ભરેલી વાત સાંભળી યુવરાજ ઘણોજ આનંદીત થયો અને બોલ્યો કે ધન્ય છે દેવી તમારી બુદ્ધિને. ત્યારે સુભદ્રા બોલી કે.

ઉતાવળા સો બાહવરા, ધીરા સો ગંભીર
ચાલે સમજી જીવનમાં, નહી તો પડે જંજીર

સાચો પ્રેમી જગતમાં, બોલ્યું ફરે ન લગીર
યશ કિર્તી એ મેળવે, સાચો પ્રેમ ફકીર.

ફીકરની ફાકી કરે ડરે, નહી નરવીર
સાચો પ્રેમ વચન માટે, આપે ઉતારી શીર

શીર ઉતારી આપતાં, થાય નહી દીલગીર
દુનીયા ભલે પાગલ કહે, પણ થાય નહી ગમગીન.

પ્રેમની મહત્તા સમજી, પ્રભુતામાં થાય તલ્લીન
ઝુરતા પ્રેમી વિયોગથી, જેમ જળ વિનાની મીન

છતાં આશા તજે નહિ, થાય પ્રભુ આધીન
કહે ભોગીલાલ પ્રેમીને, તજશો નહિ યકીન

આ પ્રમાણે સુભદ્રાની પ્રભાવિક વાણી સાંભળી યુવરાજ મનમાં ઘણોજ ખુશી થયો.

ત્યાર પછી સુભદ્રાએ કહ્યું કે યુવરાજ જ્યારે જ્યારે ઐતિહાસિક પ્રકરણોને જ્યારે આપના મનમાં યાદ લાવીએ અને ભૂતકાળમાં થયેલા મહા પુરૂષોના ચારિત્ર તથા તેઓની કાર્યદક્ષતા યાદ કરીએ તો તેઓના જીવનમાંથી ઘણુંજ જાણવાનું મળી રહે છે કારણકે વસ્તુપાલ અને તેજપાળ ગમે તેટલા બહાદુર અને પ્રમાણિક પુરૂષો હતા. રાજ્યકાજના કામમાં પણ ઘણાજ કુનેહબાજ અને વિચારશિલ હતા. છતાં જ્યારે જ્યારે વસ્તુપાળ ગુંચવાડામાં પડતા ત્યારે તેજપાળની ધર્મપત્ન અનોપમા દેવીની સલાહ લેતા હતા. અનોપમા તે સર્વોપમાં હતી. દરેક કાર્યમાં કુશળ હતી. તેના હૃદયમાં નિસ્વાર્થ સેવા ભાવ હતો. ગુજરાતનું ગૌરવ વધારનારી એક સન્નારી હતી. તે પણ એક જૈનકુળની વિરાંગના હતી.

આપે પણ જ્યારે રાજની લગામ હાથ કરતા પહેલાં આપે એક વિચાર તો આત્મા સાથે નક્કી કરવો કે હું રાજા નથી સત્તાધિશ નથી પણ પ્રજાનો સાચો સેવક છું. જ્યાં સુધી આ વિચારો તમારા હૃદયમાં ઓતપ્રોત નહી થાય ત્યાં સુધી આપ પ્રજાના સાચા રાજા નહિ બની શકો. માટે યુવરાજજી અભિમાન, ક્રોધ અને લોભ એ ત્રણે દુષણો આત્માનું અહિત કરનારા છે. તે ત્રણે દુર્ગુણોને આત્માથી દુર કરી ને શુદ્ધ વિચારો આત્મ સંયમ અને પ્રેમ ભાવના જ્યારે આપના આત્મામાં સંપૂર્ણ પણે આવશે. તેજ વખતે આપ એક પ્રજાના રાજા નહિ. પણ સમસ્ત વિશ્વના રાજા થશો માટે જે પુરુષો સત્તાના લોભમાં ન કરવાના કામ જ્યારે કરે છે. અને પોતાની મહત્તા વધારવામાંજ મશગુલ બને છે, તે, મનુષ્ય કીડી, શહેતાન બની પોતે પોતાના મનથી બહાદુરી સમજે છે.

પણ સાચી માનવતા તો ગરીબોનું કલ્યાણ કરવામાં, આત્મા સંયમ સાધવામાં, વાડી વૈભવની મમતા દુર કરવામાં, આમ જનતાની તન મન ધનથી સેવા કરવામાં, અને પોતાના અવગુણ દુર કરી સામાના સદ્ગુણો વિચારવામાં જ સમાયલી છે. તેવા વિચારો લાવવા માટે જ્ઞાનની અને વિદ્યાની જરૂરીયાત છે. તેથી જ જ્ઞાની પુરુષોએ પ્રથમ સ્થાન જ્ઞાનને આપ્યું છે. આપ જરા બુદ્ધિથી વિચાર કરશો તો, સમજાશે કે પ્રેમલત્તાએ સમય જોઇ દાસી. પણ સ્વીકાર્યું, સારા સંસ્કાર હતા. તો બુદ્ધિ પૂર્વક અને કુનેહ પૂર્વક રીતે રાજ્યની તેમજ પ્રજાની સેવા નિ સ્વાર્થ પણે કરવા પહેલા કરી, પોતાના મન ઉપર કાબું મેળવ્યો. દુશ્મનને પણ જીતી, પોતાના જીવનનો સાથી પણ પોતાની ચાલાકી અને પવિત્ર વિચારોના પ્રતાપથી પોતે શોધી શકી વળી પ્રેમની ગંભીરતા અને તેની મહત્તા પણ બરાબર વિચાર પૂર્વક સમજી શકી, તેથી જ તે અબળા બાઇ પ્રબળા બની, સબળા નરનું, પાણી ઉતારવા તૈયાર થઇ શકી, તેથી જ કહું છુ કે રાજા તરીકેની જ્યારે જવાબ દારી લેવાનો સમય આવે ત્યારે રાજા તરીકે નહિ. પણ એક પ્રજાના સેવક તરીકે જવાબ દારી ઉપાડી જગતને સેવાભાવનો દાખલો બેસાડશો, એજ મારી આપને સલાહ અને વિનંતી છે.

વળી શશીકાન્ત અને વિનય કુમાર સ્થોતિમાં ગરીબો છે પણ દીલના દીલાવરો છે, ગંભીર છે. કોઇ પણ જાતના સ્વાર્થ વગર પોતાની વિધવા માતાના સ્નેહને તીલાંજલી આપી. આજે પોતાના જીવનને આમની સાથે હોડમાં મુકી સેવા કરી પોતાના જીવનને ધન્ય બનાવી રહ્યા, છે. તેનું કારણ એક જ કે, તેનામાં સારા સદ્ગુણના સંસ્કારથી જ પોતાનું મન

વૈભવ ભોગ વિલાસ તરફ ન કરતાં આજે ત્યાગમાં જ પોતાનું શ્રેષ્ટ સમજી રહ્યા છે.

મધુરી વારાંગના હોવા છતાં પણ સંસ્કારનું પવિત્ર સિંચન થતાં પોતાની અજ્ઞાનતા દુર કરી આજે પોતે સ્ત્રી તત્વની મહત્તા સમજવા લાગી છે. વળી માલતી માબાપ વગરની બાળાએ સારા સંસ્કારથી જ પોતાની મહત્તા, અને સૈયમ દીપાવી રહી છે. અને ચંદ્રકુમાર જુઓ તો કરોડપતિ ગૃહસ્થ હોવા છતાં તે તેના કુળમાં કુલાંગાર તરીકે પોતાના જીવનને ખાડામાં હોમી, આજે જ્યાં જુઓ ત્યાં હડધુત થઇ રહ્યો છે. તે પ્રમાણે દુષ્ટ સિંહ અને દુર્મદ સિંહ પણ વિષય લાલસા અને વૈભવ ભોગવવા તરિકે માટે જ એક નરાધમ ઓળખાઇ રહ્યા છે. આ બધું શું બતાવે છે ? તેનો જરા-પણ ખ્યાલ કરવામાં આવે તો જરૂર મનુષ્ય પોતાના કર્તવ્યનું ભાન કરી શકે છે. મહારાણી પણ હવસના પ્રેમમાં અંધ બની. એક પાપીના પંજામાં આવી, પોતાના જ પગ ઉપર કુહાડો મારવા તૈયાર થઇ છે માટે જ જ્ઞાન અને ચારીત્રની અવશ્ય મનુષ્યના જીવનમાં તેની ખાસ જરૂર છે. સુભદ્રાની સાત્વીક અને સુંદર વાણીનો યુવરાજના દીલ ઉપર ઘણીજ સારી અસર થઇ. અને સુભદ્રાદેવી પાસે પોતે સુભદ્રાદેવીની સુચના મુજબ પોતે પ્રતિજ્ઞા કરીકે, બ્હેન સુભદ્રા હું પ્રભુ શાક્ષીએ પ્રતિજ્ઞા કરૂં છું કે, જ્યારે મારા હાથમાં રાજ્યની લગામ આવશે તે વખતે હું મારાથી બનતી તમામ શક્તિ પ્રજા કલ્યાણના અર્થેજ વાપરીશ અને પ્રજાના સેવક તરીકે જ રહીશ તે વખતે સુભદ્રાએ કહ્યું કે પ્રભુ આપને આપનું વચન પાળવાની શકિત આપે.

આ પ્રમાણે યુવરાજ સજ્જન સિંહ અને સુભદ્રાદેવીની વાતચીત ચાલે છે જ વખતે એક માણસે આવી. સમાચાર આપ્યા કે યુવરાજજી આપ હાલને હાલ વખત ન ગુમાવતાં આપની છાવણી છોડી બીજા કોઈ શુરક્ષિત સ્થળે ચાલ્યા જવામાં જ સલામતિ છે.

યુવરાજે કીધું કે : શા માટે ત્યારે આવેલા માણસે સમાચાર આપ્યા કે દુર્મદસિંહ નગર કોટવાલના હુકમથી સેંકડો માણસોનું લશ્કર લઈ આ બાજુ આપ સાહેબને પકડવા માટે આવે છે, માટે હાલ કૃપા કરી આપ મારી વિનંતીને માન આપી આપ પધારો.

સુભદ્રા પણ સમય જોઈ યુવરાજને તે પ્રમાણે વર્તવા માટે સલાહ આપી એટલામાં તો પાપી દુર્મદ સિંહ પોતાના માણસે સાથે ત્યાં આવી પહોંચ્યો તેજ વખતે યુવરાજ પણ સમય જોઈ પોતાના રહેઠાણની થોડેક દુર પહાડની ગુફામાં છુપાઈ ગયો. અને સુભદ્રાદેવી એટલો જ તે જગા ઉપર નિશ્ચિત પણે અડગ રીતે બેસી રહી.

તેવામાં દુર્મદ સિંહ આવ્યો. અને દેવી શુભદ્રાને દુર્મદ સિંહે પ્રણામ કર્યાં અને બોલ્યો કે, આનાકાની વગર જ આપ અમારા તાબે થાઓ અને યુવરાજને પણ અમને સોંપીદો. સુભદ્રા બોલી કે આવો, રાજ્યના સેનાપતિ આપ સાહેબની આજ્ઞા પ્રમાણે મારાથી બની શકે તેમ નથી. માટે આપ જો આપનું તેમજ તમારા ઉપરી અધિકારીનું ભલુ ચહાતા હોય તો જેવા આપ આવ્યા તેવી રીતે જવામાં જ શોભા છે.

ત્યાં દુર્મદ સિંહ બોલ્યો કે, આપે હજુ મને ઓળખી શકયા નથી, હું તો મારો નિશ્ચય પુરો કર્યા સિવાય જઈ શકું તેમ નથી, માટે કૃપા કરી આપ સમજીને તાબે થાઓ. નહિતો મારે સખત બનવું પડશે. દુર્મદ સિંહભાઈ હજુ પણ મારૂં કહ્યું માનો તો સારૂં નહિ તો તમામ બાજી હાથથી જશે, કારણ કે સત્યનો બેલી પ્રભુ બિરાજમાન છે, આપ કઈ બહાદુરી બતાવવા આવ્યા છો, આપને આપના કર્તવ્યનું પણ ભાન નથી. શું તમારામાંથી માનવતા પરવારી ગઈ છે. જરા પણ સત્ય નિતીની વાત પણ સમજી શકતા નથી ? કયાંથી સમજાય. જેવો આહાર તેવો ઓડકાર જેવી સોબત તેવી અસર કઈ જાતની પાશવતા બતાવવા આવ્યા છો લ્યો તમારામાં શક્તિ કે શૌર્ય હોય તો મને પકડી લ્યો. હું આજ સ્થળે ઉભી છું.

સુભદ્રાનો નીડર અને બેપરવાઈ ભરેલો જવાબ સાંભળી દુર્મદસિંહ વિચારમાં પડયો, આખરે તેને પોતાનું પોત પ્રકાશવા વિચાર કર્યો અને સાથે આવેલા સૈનીકોને હુકમ કર્યો કે આ હઠીલી છોકરીને કેદ કરો.

તેજ વખતે સુભદ્રા બોલી કે દુર્મદસિંહ. તમારાં કરતાં તમારા સૈનીકોના હૃદયમાં પરમાત્માનો વાસ છે. તે સમજે છે કે નીરાધાર અબળા ઉપર હાથ ઉપાડવો તે એક નીચ નરાધમ શયતાનનું કામ છે. માટે તે લોકોને તસ્દી આપ્યા વગર આપજ આવો. તેજ વખતે દુર્મદસિંહ ક્રોધના આવેશમાં આવી. જેવો સુભદ્રાને પકડવા જાય છે તેજ વખતે એક ભેદી બાણ દુર્મદસિંહના ડાબા હાથમાં ચોંટી ગયું અને દુર્મદસિંહ ઘાયલ થયો. તેજ વખતે એક ભેદી

સ્વાર તે જગા ઉપર આવ્યો. કેમ દુર્મદસિંહ ઠીક છેને તો હવે આપ પધારો. અને જેવા આવ્યા તેવા જ પાછા જાઓ. નહિ તો તમારો પ્રાણ મારા હાથમાં છે. તેજ વખતે દુર્મદસિંહ સમય જોઈ પોતાના માણસોને લઇ પાછો ચાલ્યો ગયો.

તે વખતે શુભદ્રા બોલી મહાશય આપે સમય ઉપર આવી, મારી અને યુવરાજની જીંદગી બચાવી તેના માટે આભાર તે વખતે યુવરાજ પણ દુર્મદના ગયા પછી તરત જ ત્યાં આવ્યો અને સુભદ્રાને કીધું કે ધન્ય છે. આ પરોપકારી સરદારને, યુવરાજે આવેલા પુરૂષને તેઓનું નામ જણાવવા વિનંતી કરી તે વખતે આવેલા પુરુષે પોતાનો બનાવટી સ્વાંગ ઉતારી અસલ રૂપમાં બોલી કે, યુવરાજ સાહેબ એતો હું આપના ચરણ કમળની દાસી. પ્રેમલત્તા ત્યાં સુભદ્રા બોલી કે, બહેન પ્રેમલત્તા હા બહેન આતો મારી ફરજ અને હૃદયનો પ્રેમ.

---

# પ્રકરણ ૫૧ મું

## મહારાણીનો ઢંઢેરો

મહારાણી સુવર્ણલત્તા પાપી દુષ્ટસિંહની સલાહ પ્રમાણે આજે નગરમાં જાહેર ઢંઢેરો પીટાવ્યો. અને પ્રજાને જાણ કરીકે મહારાજા સાહેબ શીકારે ગયા હતા ત્યાંથી હજુ સુધી પાછા ફર્યા નથી. તેઓની તપાસ ઘણી કરાવી. છતાં તેઓશ્રીનો હજુ પત્તો લાગતો નથી. માટે જાહેર પ્રજાની સલામતી માટે રાજ્ય સત્તાની તમામ જવાબદારી આવતી કાલે સવારે વૈશાખ સુદ ત્રીજના સવારના વખતે દુખાતા હૃદયે હું લઇશ. અને સર્વ રાજ્યના સલાહકાર તરીકે નગર કોટવાળ દુષ્ટસિંહ રહેશે. અને તે બાબતની તમામ વિધી રીતસર દરબાર વખતે કરવામાં આવશે માટે તે વિધી પ્રસંગે રાજ્યના કર્મચારીઓ અને પ્રજાના આગેવાનો સર્વે આવશો. આ પ્રમાણે અચાનક પ્રજાએ આ ઢંઢેરો સાંભળ્યો ત્યારે તમામ પ્રજા વિચારમાં પડી. આ વખતે વિનયકુમાર રસ્તા ઉપર ઊભો હતો. અને વિદ્યાપીઠના ગુરૂદેવ માનસૂરિ પણ

દહેરાસર દર્શન કરીને આવતા હતા. વિનયકુમાર પ્રણામ કરી ગુરુદેવની સાથે ચાલ્યો.

વિનયકુમાર અને ગુરુદેવ માનસૂરિ બંને જણા વિદ્યાપીઠમાં આવ્યા અને શશીકાન્ત અને સુભદ્રા અને મહારાજાનો કેવી રીતે પત્તો લગાડવો. અને આવતી કાલ સવારનાજ તમામ બાજી પાપીઓની ધુળધાણી થાય. તોજ પ્રજામાં શાંતી રહેશે.

આ વખતે પ્રેમલત્તા ત્યાં આવી. વિનયકુમારને કીધું કે જરા પણ આવેશમાં આવ્યા વગર અને બીલકુલ શાંતીથી નગરમાં જે જે તૈયારીઓ કરવાની હોય તે તમામ કરવા આળસ કરશો નહિ. જો આવતી કાલનો સમય ચૂકયા તો તમામ બાજી હાથથી જશે, તેજ વખતે માલતી પણ ત્યાં આવી. કેમ માલતી શું સમાચાર લાવી. માલતી બોલી કે યુવરાજશ્રીને પકડવા માટે દુર્મદસિંહ સૈનિકોને લઈ ગયો છે. પણ ત્યાંકણી તે ફાવ્યો નથી. અને ધાયલ થઇને પાછો આવ્યો છે. નગરજનો તો આવતી કાલનીજ રાહ જોઈ રહ્યા છે અને ગુરુદેવ આખરે આ બાબતમાં શું સલાહ આપે છે તે માટે નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો આવવાના છે.

માલતીની વાત પુરી થયા પછી પ્રેમલત્તા બોલી કે બહેન યુવરાજશ્રીની જરા પણ ચિંતા કરશો નહિ. તે જ્યાં છે ત્યાં સહીસલામત છે.

તેજ વખતે નગરના ગૃહસ્થો ઓધડદાસભાઈ ચતુરભાઈ નેમચંદભાઇ વિગેરે આવ્યા. ગુરૂજીને પ્રણામ કરો સામા આસન ઉપર બેઠા. ગુરુદેવે પૂછ્યું કહો શેઠીઆઓ શા માટે અત્રે પધારવું થયું છે.

તે વખતે આવેલા ગૃહસ્થોની વતી ઓઘડદાસ શેઠ બોલ્યા કે ગુરુદેવ આવતી કાલ માટે જે ઢંઢેરો પીટાવવામાં આવ્યો તેમાં તો બાપજી અમને તો મોટું તરકટ લાગે છે. અને અમારો અંતર આત્મા સાક્ષી પૂરે છે કે, મહારાજા સાહેબ જરૂર હયાત છે, પણ પાપીઓની મુરાદ સત્તા જમાવવાની અને રાજ્ય લેવા માટે આ પાપી નરાધમ દુષ્ટસિંહે જ આ બધી કપટજાળ ઊભી કરી છે અને મહારાણીપણ તેનું રમકડું બની ગઇ છે. માટે આવી સ્થિતિમાં અમારે શું કરવું.

તરત જ ગુરૂદેવ માનસૂરિ એ આવેલા ગૃહસ્થોને આશ્વાશન આપીને કહેવા લાગ્યા કે જે બાબતનો ઢંઢેરો પીટાવ્યો છે તે બાબત ઉપર વિચાર કરતાં તદ્દન બોગસ અને બનાવટી તર્કટ લાગે છે. માટે આ બાબત ઉપર મહાજને બહુજ સંભાળ પૂર્વક વિચાર કરી બેઠો બળવો ઉપાડવો, અને દરબાર વખતે કોઇપણ ગૃહસ્થોએ ત્યાં હાજરી આપવી નહિ. અને કદાચ દરબાર વખતે બોલાવવામાં આવે તો પણ ધીરજથી અને શાંન્તીથી ઉશ્કેરાયા વગર જવાબ આપવો કે આ દરબારની વિધી અમને આગેવાનોને કબુલ નથી. તેથી નહિ આવી શકાય. આગેવાનોને ગુરુદેવની વાત ઉપર શ્રદ્ધા બેઠી. અને તરતજ તે પ્રમાણે કબુલ થયા. તે વખતે દયાળસિંહ સરદાર પણ ગુરુદેવની વીણાપીઠમાં આવી પહોચ્યાં. ત્યાં તો સરદારને જોઇ બધા નવાઇ પામ્યા. સરદારે બધાને હાથ જોડી નમસ્કાર કર્યા. ગુરુદેવે કીધું કે કેમ સરદાર મહારાજા શશીકાંત વિગેરેના કોઇ સમાચાર જાણ્યા છે. તરતજ સરદારે કહ્યું કે મહારાજા સાહેબ પ્રભુ પ્રતાપે બચી ગયા છે, અને તેમનો છુટકારો પણ થયો છે, અને તે તમામ ભાગ્યવાનો સહીસ-

આમત છે. અને હું તેની જાણુ કરવા માટે આવ્યો છું. માટે આવતી કાલ સવારે દરેક નાના મોટા તમામ લોકો વાનોએ દરબાર વખતે હાજર થવાનું છે.

સરદારની વાત સાંભળી બધાના હૃદયમાં આનંદ થયો અને દરબારમાં જવા માટે ગુરુદેવે ના કહ્યું હતું તે ગુરુદેવે બધાને દરેક રીતે સાવધાન થઈ નાના મોટા બાળ અબાલ બધાએ દરબારમાં તું અને તમામ કારકીદી જોવી.

પ્રેમલત્તા અને માલતી વીનયકુમાર અને ગુરુદેવ વિગેરે આવતી કાલ સવારે શું કરવું અને કેવી રીતે દુષ્ટોની તમામ બાજી ધુળમાં મેળવવી અને મહારાજા ફરીવાર પોતાના સ્થાન ઉપર બિરાજમાન થઇ પાપીઓને પોતાના કર્તવ્યની શિક્ષા આપી પ્રજામાં આનંદ અને શાંતી સ્થાપે. આ બધો વિચાર બહુજ શાન્તીથી વિચાર કરી. સૌ પોતપોતાના કાર્યની જવાબદારી સમજીને તમામ ગૃહસ્થો વિખરાયા.



## પ્રકરણુ પર મુ

### મહારાણીની ભવ્ય આકાંક્ષાઓ

સુવર્ણપુરના રાજ્ય મહેલમાં આજે પાપીઓ પોતાના પડતા પોબારથી આજે નવિન જાતના ઉમંગમાં આવી ગયા છે. અને ઉગતી પ્રભાતે તમામ રાજ્યનો કબજો લઈ મહારાણી અને દુષ્ટસિંહ પોતાની કપટ કળામાં પોતાના પોબાર જાણી હૃદયમાં ફૂલ્યા સમાતા નથી. મહારાણી અને દુષ્ટસિંહ બન્ને જણુ પોતાના રંગભુવનમાં પોત–પોતાની હોશીયારીની વાતો કરતા કરતા પ્રેમ ગોસ્ટીમાં તલ્લીન બની મહારાણી બોલી કે, કેમ મારા હૃદયના આધાર કેવી અજ્ઞાન પ્રજાને બેવકુફ બનાવીને પ્રજાના વફાદાર તરીકે આપની છાપ પાડી વર્ચસ્વ જમાવી દીધું. ત્યાં દુષ્ટસિંહ બોલ્યો કે તેતો તમામ બુદ્ધિ વહાલી તમારીજ, તમે જો મને આટલો સહકાર ન આપ્યો હોત તો આજે વગર મહેનતે આવી તમામ રાજ્ય સત્તા કબજે થઇ શકી નહોત માટે

વહાલી તેતો આપણા ઉપર પ્રભુનો ઉપકાર માનો કે આખરે તમારા હૃદયની અભિલાષા પ્રભુએ પુરી કરી.

મનુષ્ય જ્યારે પોતાની પાપી વાસનાઓમાં ઓત પ્રોત બની જ્યારે પોતાનું કર્તવ્ય ભુલી જાય છે ત્યારે તેને પોતાની પાછળ શું વાતાવરણ ઘેરાઇ રહ્યું છે તેની તેને બીલકુલ ગમ તેમ સમજ પડતી નથી. જ્યારે પતંગ દીવાના પ્રકાશ ઉપર આક્રોન બની તેને ભેટવા જાય છે ત્યારે પતંગ નથી. સમજતો કે હું મારા જીવનની આહુતિ આપી હમેશના માટે વિદાય લઉ છું. તેવી રીતે મહારાણી અને દુષ્ટસિંહ પતંગની પેઠે આજે પોતાના મનમાં મલકાઈ અને ભવિષ્યમાં મહત્વ ભરી લાલસાઓ અને વૈભવ ભોગ ભોગવવાની અભિલાષાઓની ઉર્મીઓ ઉભરાઈ રહી છે. ત્યાં મહારાણી બોલી કે હવે પ્રાણનાથ આડી અવળી બાબતને મુકી આવતી કાલ સવારે દરબાર વખતે શું શું કરવાનું છે અને કેવી રીતે કરવું તે બાબતનો વિચાર કરીને તમામ પ્રોગ્રામ નક્કી કરવામાં આવે તો ઘણુંજ સુલભ થઈ પડશે. ત્યાં દુષ્ટસિંહ બોલ્યો કે તારૂં કહેવું બરાબર છે. વહાલી. તો સાંભળ મેં યોજનાઓ જે જે ઘડી છે તે તને સમજાવું.

આ વખતે રંગભુવનમાં બંને અવિચારી આત્મા એમજ સમજે છે કે આપનો તમામ માર્ગ સરલ અને નીષ્કંટક બની ગયો છે. પણ વાતો કરનારને એટલો પણ ખ્યાલ નથી કે ભીંતને પણ કાન હોય છે. પાપીઓ પોતાની પાપમય ભાવનાઓને જેમ વધારે પોષવા માટે જે જે પગલાં ભરે છે તે પગલા ભરતી વખતે જરાપણ પ્રજાની કે જગતની બીક કે પરવા રાખતો નથી. તે તો એમજ સમજે છે કે

આ જગતમાં મ રા જેવો બહાદુર અને સત્યવાદી કોઇ નથી. હવે દુષ્ટસિંહ પોતાની ઘડેલી યોજનાઓ મહારાણીને સમજાવે છે. જ્યારે પ્રભાતના શુભ ચોઘડીએ દરબાર ભરાય ત્યારે તમારે ઘણીજ ગમગીની અવસ્થામાં અને શોકના પોષાક પહેરી બીલકુલ સાદાઇથી દરબારમાં આવવું અને મહારાજાના સિંહાસનને બે હાથ જોડી બાજુના આસન ઉપર બેસવું.

તે વખતે મહારાજાની યાદગીરી તરીકે તેમના ગુમ થવાના શોકમાં ઘણીજ ઉદારતા ભરેલી રકમ સારા માર્ગે વાપરવાની જાહેરાત કરવી. અને નગરમાં ચાલતી તમામ સાર્વજનિક સંસ્થાઓમાં તે રકમ આપવાની જાહેરાત કરવી. તે પછી પ્રજાને ઉદ્દેશી તમારે બે શબ્દો બોલવા અને તમામ રાજ્ય વ્યવસ્થાની જવાબદારી મને સોંપવાની જાહેરાત કરવી. તે પછી આપણા સંભાવિત ગૃહસ્થોમાંથી પોતપોતાની લાયકાત પ્રમાણે રાજ્યની કારોબારી કમીટીમાં વ્યવસ્થાપક તરીકે નામની જાહેરાત કરવી. તેમાં પ્રથમ નામ ભદ્રકુમારનું મુકવું. અને તમામ વિધી પૂરી થયા પછી નગરના દરેક મંદીરોમાં તેમજ મસજીદોમાં મહારાજા માટે પ્રાર્થના કરવા માટે વિનંતી કરવી. અને મહારાજાના વિયોગથી તમારા માથે આવી પડેલી મહાન આફત માટે પ્રભુ તે સહન કરવા શક્તિ આપે. તેવી રીતે તમારે યાચના પ્રભુ પાસે કરવી. અને માનસૂરી ભગવાનદાસ ઓઘડદાસ વિગેરે જે જે સજ્જનો હાજર હોય તે તમામ સજ્જનો ઉપર રાજ્યનો આધાર છે તેવી રીતે તે લોકોને મોટા બનાવવા અને રાજ્યના તમામ નાના મોટા કર્માચારીઓ અમલદારોઅને સૈનીકોને પણ પોતાની ફરજ સમજાવવી, પ્રજાની શાંતીમાંજ પોતાની તેમજ રાજ્યની

શાંતી છે. તેવાં એ સારા વચનોમાં બ્યાન કરવું. અને તે પછી આપના પક્ષના માણસોને સારામાં સારૂં ઈનામ આપવાનું જાહેર કરવું. સેનાપતી દુર્મદસિંહને સેનાપતિ બતાવવા.

આ પ્રમાણે તમામ યોજનાની વાત કરી. તરતજ પોતાના નોકરોને બોલાવી દરબાર મંડપને શણગારાવવા સારૂ હુકમ કરી દીધો. દરવાજાના ઉપર આસોપાલવના તોરણ બંધાવવા સારૂં પણ કહી દીધું. સુશોભીત રીતે તમામ મંડપને આલીશાન અને આકર્ષીત દેખાય તેવી રીતે ગોઠવણી કરવાની પણ સુચના આપી. નોકરોને વિદાય કર્યા તે પછી દુર્મદસિંહને બોલાવ્યો તેને પણ તમામ હથીયાર સહીત તમામ શસ્ત્રધારી લશ્કરની તમામ ટુકડીઓને નગરના મુખ્ય મુખ્ય રસ્તાઓ ઉપર બંદોબસ્ત સાથે હાજર રાખવી, અને કંઈપણ તોફાન જેવું લાગે તો ગોળીબારનો હુકમ કરવાનો ઓડર સાથેને સાથે આપી દેવો તેમાં જરા પણ ગફલત થાય નહિ

દરબાર ગઢ આગળ સારા ચુનંદા સરદારોની ટુકડીઓ હાજર રાખવી. કદાચ અણધારી આફત આવી જાય તો કત્લેઆમ ચાલુ કરવી. આ પ્રમાણે લશ્કરી બંદોબસ્તની તમામ જવાબદારી પણ દુર્મદસિંહને આપી. તે સિવાય તમામ ખાતાના અમલદારો ઓફીસરો વિગેરેને ઘટતી સુચનાઓ આપી. દુર્મદસિંહ પોતે રજા લઈ પોતાના નિવાસ સ્થાન પર ગયો.

આ વખતે જ્યારે યોજનાની વાતચીત ચાલતી હતી તે વખતે પ્રેમલત્તા તમામ વાત સાંભળતી હતી. અને તેના તમામ સમાચાર તેને આંખના પલકારાની માફક સરદાર દયાળસિંહને પહોંચાડયા.

---

## પ્રકરણ ૫૩ મું

### પ્રધાન અને મહારાજાની મંત્રણા

પ્રધાન બુદ્ધિ નિધાનના નિવાસ સ્થાને આજે શશીકાન્ત સુભદ્રા મધુરી વિગેરે નો મુકામ હોવાથી નગરની પર આવી પડેલી ભયંકર આફત માટે આવતી કાલ દરબાર ભરાવવાના વખતે શું શું કરવું તેની યોજના ઘડવા માટે બુદ્ધિ નિધાને બીજાઓને આમંત્રણ આપીને પોતાના નિવાસ સ્થાને આવવા માટે જણાવ્યું હતું. તેથી યુવરાજ પણ પોતાના મિત્ર વિરસેન સાથે વેશ પલટો કરી ત્યાં આવી ગયા હતા. એ સિવાય યુવરાજના બીજા વફાદાર દોસ્તો પણ ત્યાં આવ્યા હતા. સરદાર પણ વિનવ કુમાર અને માલતીને લઈને ત્યાં આવ્યા હતા. અને સાથે પ્રેમ- લતાનો સંદેશો પણ લાવ્યા હતા.

જ્યારે તમામ મેમ્બરો હાજર થઈ ગયા પછી પ્રધાને કહ્યું કે નામદાર મહારાજા સાહેબના તેમજ નગરના રક્ષણ

માટે અને રાજ્યની થતી બરબાદી અટકાવવા માટે આપને શું કરવું તેના માટે તમને બધાને બોલાવવાની જરૂર જણાયાથી સૌને બોલાવવામાં આવ્યા છે. તો આપ સૌ તે બાબતમાં શું કરવું તેની સલાહ અને વિચારો આપશો. સાથે સાથે તે પણ જણાવવા રજા લઉં છું કે આપણે લોહીની નદીઓ વહાવ્યા વગર એક પણ માણસની ખુના મરકી ન થાય તેવી રીતે અહિંસકમય રીતે આપને આપણા વિચારો આપવાના છે. માટે તે બાબત ઉપર આપ પુરતો વિચાર કરશો.

પ્રધાનનું બોલવું પૂરૂં થવા પછી બધા મેમ્બરો જે જે ભેગા થયા હતા. તે તમામ એક એકના સામું જોઈ વિચાર કરવા લાગ્યા. ત્યારે શશીકાંન્ત બોલ્યો કે વિચાર કરવામાંતો આવેલી તક આપણે ગુમાવીશું માટે જો મારી વાત આવેલા માનવંતા મેમ્બરોને વ્યાજબી લાગતી હોય તો તે પ્રમાણે કરવા માટે વિચાર કરશો ત્યારે સુભદ્રા બોલી કે તમારી જે વાત હોય તે મળેલા સભાસદોમાં ખુલાશો કરશો. તરત શશીકાન્તે વાતની શરૂઆત કરી.

૧, પ્રથમ મહારાજા સાહેબ પોતે બરાબર બનાવટી વેશ બદલોકરી દરબાર વખતે હાજરી આપી ત્યાંનું વાતાવરણ જોઈ દુર્ટસિંહને સવાલ જવાબ પૂછે અને તેમની સાથે માનવંતા સરદાર અને બુદ્ધિ નીધાન પ્રધાન જાય.

૨. પ્રેમલત્તાને મહારાણી બનાવવા સારૂં દુર્ટસિંહે જે દસ્તાવેજ લખી આપ્યો છે. તે પણ તૈયાર રાખવો પ્રેમલત્તા પણ બી એની સાથે હાજર રહે સાથે મધુરી પણ પોતાના પુરાવા સાથે હાજર રહે.

૩. વિનયકુમાર તથા માનસુરી બન્ને પ્રજાજન તરીકે દરબાર વખતે હાજરી આપે અને વિનયકુમાર જોશીનો પાઠ ભજવે.

૪. સુભદ્રાદેવીના ઉપર જે વિતક વિતેલા છે તેનો ખુલાસો દુષ્ટસિંહ પાસે રૂબરૂમાં પૂછવો.

૫. હું તથા બીજા મેમ્બરો તમામ ખેડુતના લેબાસમાં ત્યાં હાજર રહીશું તે વખતે આપણે બધાઓએ મૌન રહેવું જે જે સવાલ જવાબ બોલવા પડશે તે હું તથા સુભદ્રા બોલીશું.

મહારાણીની તમામ હકીકત પ્રેમલત્તાને પુછવાની સભા વચ્ચે માગણી કરીશું.

આ પ્રમાણે કરવાનું મુખ્ય કારણ ફક્ત રાજ્યમાં આંધાધુંધી ન ફેલાય દુશ્મનો ને ખ્યાલ પણ ન આવે કે કોઇ પણ જાતનું આપના વિરૂદ્ધનું વાતાવરણ પેદા થયું છે. અને સોમલદત્ત શેઠ પછી પ્રજાની વતી જે પૂછવાનું હશે તે પૂછવાની તક લેશે.

તરત જ આ સાદી અને સીધી હકીકત બધાની ધ્યાનમાં ઉતરી ગઇ. અને સૌ પોતપોતાની કામ ગીરી સંભાળવા તૈયાર થયા અને આવતી કાલ પ્રભાતે પ્રભુનું નામ લઇને સત્ય અને નિતીથી સુંદર વાત વરણ જમાવવું, અને પાપીઓને પોતાના પાપનો પશ્ચાતાપ કરાવવો, સુભદ્રાદેવીએ શશીકાન્તની વાતનો જવાબ આપ્યો અને મહારાજાને પણ નિર્ભય રહેવાને ભલામણ કરી અને પોતાના હૃદયથી ખાત્રી આપી કે આપણા નૈતિક કાર્યમાં જરૂર આપણને પ્રભુ સહાય કરશે.

આખરે સૌ વીદાય લઇ પોત પોતાના સ્થાન પર ગયા.

---

## પ્રકરણ ૫૪ મું

### સુવર્ણલત્તા અને દુષ્ટસિંહ દરબાર મંડપમાં

નગરમાં આજે ઘરઘર આનંદ મંગળના ચોઘડીયાં વાગી રહ્યાં છે. નાના મોટા બાલ અબાલ વૃદ્ધ યુવાન સ્ત્રી અને પુરુષ દરેક આજે દરબાર મંડપમાં ઉત્સાહભેર ટોળે ટોળા જઈ રહ્યાં છે. દુષ્ટસિંહ અને સુવર્ણલત્તા પણ આજે પોતાની મેલી મુરાદ બર આવતી જોઈ મનમાં મલકાઈ રહ્યા છે પાપી દુષ્ટસિંહ તો આજે પોતાના ભાગ્યનો પડતો પોબાર જોઈ મોટી મોટી મહત્વની આશાઓ ભવિષ્યની વિચારી રહ્યો છે. દરબાર મંડપ પણ સુંદર રીતે શણગારવામાં આવ્યો છે. પ્રજાજનો માટે સરદારો માટે રાજ્ય કર્મચારીઓ માટે સ્ત્રીઓ માટે પણ બેસવા માટે સુંદર વ્યવસ્થા કરવામાં આવી છે. રાજ્ય મંડપમાં તેમજ આજુ બાજુ શસ્ત્ર સહીત લશ્કરી પેરા ગોઠવવામાં આવ્યો છે. દરેક અફસરો પોતપોતાની ફરજ બજાવવા માટે હાજર થઈ

ગયા છે. બરાબર સવારના નવ વાગતાં શુભ ચોઘડીએ સુંદર વાજીંત્રના મધુરા અવાજે, જે આવેલા મહેમાનના દીલમાં કાંઈ અનેરૂં વાતાવરણ પેદા કરી દીધું છે. અને પ્રજા તો એક મતે બોલી રહી છે કે આજથી રાજ્યની લગામ પ્રજાહિતેચ્છુ દુષ્ટસિંહના હાથમાં આવશે. અને પ્રજાને પ્રજાનો સાચો સેવક પ્રજાને મળશે. આ વખતે ગયા પ્રકરણમાં વર્ણવ્યા મુજબ મહારાજા સરદાર અને બુદ્ધિનિધાન પણ કોઈ પણ રીતે ઓળખી ન શકાય તેવા પોષાકમાં હાજર થઈ ગયા. અને સૌથી છેલ્લી બેઠકમાં બેસી ગયા હતા. પ્રેમલત્તા મધુરી માલતી વિગેરે તમામ સ્ત્રીઓ સભામાં હાજર થઈ ગઈ હતી. બાકીના શશીકાન્ત યુવરાજ, વીરશેન, વિગેરે તમામ બનાવટી ખેડુતના પોષાકમાં હાજર થયા હતા. વિનયકુમાર ગુરુદેવ માનસુરી પણ પ્રજાજન તરીકે હાજર રહ્યા હતા. આ સિવાય રાજ્યનાં તમામ પ્રતિષ્ઠીત ગૃહસ્થો ભદ્રકુમાર વિગેરે પણ હાજર થઈ ગયા હતા. તમામના આવી ગયા બાદ રાણી સુવર્ણલત્તા શોકના પોષાકમાં હાજર થયા. અને સૌને નમસ્કાર કરતાં અલાયદી બેઠકમાં બીરાજ્યા. દુષ્ટસિંહને આવતા ચોપદારે નેકી પોકારી અને લશ્કરે સલામી આપી. અને દુષ્ટસિંહ પોતાની સ્પેશીયલ બેઠકમાં બેઠા. આ વખતે દુષ્ટસિંહે આજના દરબારની વિધીની જવાબદારી ભદ્રકુમારને સોંપી હતી. તેથી ભદ્રકુમારે ઉભા થઈ બ્રાહ્મણોને આશીર્વાદ આપવા વિનંતી કરી. બ્રાહ્મણોએ આશીર્વાદ આપ્યા. અને મહારાણી અને દુષ્ટસિંહના ગુણગાન ગાયા બાદ ભદ્રકુમારે વિવેચન કર્યું કે મારા વ્હાલા પ્રજાજનો અને સરદારો તથા રાજ્ય કર્મચારીઓ આજનો કાર્યક્રમ જે રીતે ગોઠવવામાં આવ્યો છે તે કાર્યક્રમની શરૂઆત કરતાં પહેલાં મારે ખેદ પૂર્વક જણાવવું જોઈએ કે આજનો દરબાર ભરવાનું

મુખ્ય કારણ મહારાજા સાહેબનું ગુમ થવું યુવરાજની નાલાયકીના લીધે આજે રાજ્યની પ્રજા ઉપર જે અણધારી આફત આવી પડી છે તે આફત પ્રજાની દૂર કરવા માટે અને પ્રજામાં ભયની લાગણી દૂર થાય તે માટે હું નામદાર મહારાણી સાહેબને પ્રજા તરફથી વિનંતી કરૂં છું કે આપ મહારાજા સાહેબની ગેરહાજરીમાં રાજ્યનું અને પ્રજાનું સુકાન હાથમાં લેવા પ્રજા તરફથી આગ્રહ ભરી વિનંતી કરૂં છું. આશા રાખું છું કે મારી વાત ઉપર પ્રજા જનો પણ સંપૂર્ણ સહકાર આપવા કૃપા કરશે.

તેજ વખતે સભામાંથી અવાજ આવ્યો કે આ બાબતમાં કંઇ પુછવા જેવું હોય તો પ્રજા તરીકે પુછી શકાય છે કે નહિ. ત્યાં ભદ્રકુમારે જવાબ આપ્યો કે ખુશીથી પુછી શકાય છે.

તે વખતે દુષ્ટસિંહ ચમક્યો. અને બોલ્યો કે ચાલુ કાર્યમાં કોઇને પણ બોલવાનો અધિકાર નથી. માટે કોઇ પણ વ્યક્તિને બોલવા દેવામાં નહિ આવે. તે વખતે પ્રજાજનોમાં સાધારણ કોલાહલ થયો. અને બે ચાર યુવાનો પણ બોલ્યા કે બોલવા દેવામાં દુષ્ટસિંહ સાહેબ આપણને શો વાંધો છે. માટે પ્રજાની ઇચ્છા છે કે જરૂર ગમે તેવી સાધારણ વ્યક્તિ હોય તો પણ તેનો હક છીનવી લેવો તેમાં રાજ્યની શોભા ન કહેવાય, તે વખતે દુષ્ટસિંહે કહ્યું કે તેમાં મારે વાંધો નથી. પણ મુહૂર્ત વહી જાય છે તેથીજ ના પાડી હતી. તેજ વખતે પ્રજાજનોના આગ્રહથી બનાવટી પોશાકમાં આવેલા મહારાજા બોલ્યા કે પ્રજાજનોને મારી વિનતી એટલીજ છે કે મહારાજા કેવીરીતે ગુમ

થયા. શું થયું તેના માટે રાજ્ય તરફથી કોઈ પણ જાતની તપાસ થઈ છે ખરી.

સજ્જનસિંહ યુવરાજ શાથી ચાલી ગયા ચાલી જવાનું શું કારણ બન્યું તેનો પણ પ્રજાએ વિચાર કરવાનો છે.

રાજ્યમાં બેન દીકરીઓના કેટલાં કેટલાં અપહરણ થયા કેટલીક બહેનોની આબરૂ લુંટાઈ તે વાતનો પણ વિચાર કરવાનો છે. " આ બાબતમાં નગરના નગરશેઠના ઉપર બનાવટી ચીઠ્ઠી મોકલીલાખો રૂપીયાની માગણી કરવામાં શા માટે આવી હતી તેની તપાસ રાજ્ય તરફથી થાય.

ભદ્રકુમારભાઈ જે આજે દુષ્ટસિંહ સાહેબના સાચા સલાહ કાર બન્યા છે. તેમને પણ હું પૂછું છું. કે આપે આપના નગરમાં રહેતી નૃતિકા મધુરીને કોઈ હીરાજડીત દાગીનો આપી આવ્યા છો. તે પછી આપના મહારાણી સાહેબની દાસી પ્રેમલત્તાની પાસે આપે પ્રેમની માગણી કરી હતી. વળી બહેન સુભદ્રાદેવીની લાજ લુંટવા જતા આપને કોઈએ શીક્ષા કરી હતી, મહારાણી સાહેબ અને દુષ્ટસિંહ સાહેબ જ્યારે બગીચાના જીર્ણમહેલમાં હતા. તેવ ખતે કોઈ જોશીને બોલાવી આપે આપણા જોશ જોવડાવ્યા હતા. અને મહારાજા સાહેબને દારૂના નિશામાં ચકચુર બનાવવા સારૂ દુષ્ટસિંહ સાહેબ આપે મહારાણી સાહેબ ને સલાહ આપી. હતી કે નહિ.

ચામુડાદેવીની ગુફામાં મહારાજા સાહેબને હાથ પગમાં બેડીઓ નાંખી લુટારઓએ કેદ કર્યા હતા. તે ગુફાની તપાસ કરવા માટે રાજ્ય તરફથી કંઈ પણ પગલા લેવાયા હતા.

ભદ્રકુમારભાઇ પાસેથી લાખ્ખોની મદદ લઇ ભદ્રકુમાર ભાઇને રાજ્યના દિવાન તથા નગર શેઠની પદવી આપવાનો લેખ દુષ્ટસિંહ સાહેબ આપે લખી આપ્યો હતો. ભદ્રકુમારભાઇ આપે આપના પુજ્ય પિતાશ્રીને હલકા શબ્દો સંભળાવ્યા હતા. તે વખતે આપને ત્યાં પ્રેમલત્તા બહેન આવ્યા હતા. અને આપને શીખામણ આપી હતી. મહારાણી સાહેબ સુભદ્રાદેવીએ આપને સંભળાવેલ શબ્દોનું વેર લેવા માટે આપે દુષ્ટસિંહ સાથે મંત્રણા કરી સુભદ્રાદેવીનું શીયળ લુંટવા સારૂં વિચાર કર્યો હતો. તે વખતે સુભદ્રાદેવી જેલમાંથી મુક્ત થઇ ગયા હતા અને આપની પાપી મુરાદ આપની પાસે રહી હતી.

મધુરી બહેનને હું નૃતિકા તરીકે પૂછતો નથી પણ એક નગરની ખાનાદાન દીકરી તરીકે પુછું છું કે તમારા આવસમાં ગામડાની છોકરીઓનું હરણ કરી કોણ લાવ્યું હતું અને લાવ્યા પછી તમારે ત્યાં કોઇ બનાવટી બેરી આવ્યો હતો. અને દુષ્ટસિંહ અને ભદ્રકુમારભાઇએ કુમારીઓને ભ્રષ્ટ કરવા માટે રાતના આવવા માટે વાયદો આપ્યો હતો. દુષ્ટસિંહ સાહેબના વિરોધ માટે પ્રજાજનોની સભા ભેગી થઇ હતી તે વખતે સૈનીકોના હાથે શશીકાંતને લાઠીઓ મરાવવા સારૂ અને સભાને તોડી નાખવા સારૂ ભાઇ ભદ્રકુમાર સાહેબને શો લાભ હતો. આવી આવી અનેક બાબતો ઉપર પ્રજાજનો આગળ હું જોઉં આપ રાજ્યની લગામ સોંપી સુખી થવા માગો છો તેને ઉપરની કહેલી બાબતોનો ખુલાસો પુછવા માટે હું તો ગરીબ ગામડીઓ માણસ વધારે બોલતાં ન આવડે તેથી હું પ્રજાજનો આગળ તેનો ખુલાસો પુછવા માટે વિનંતી કરૂંછું. હું સમજુંછું કે

પ્રજા ડરપોક છે. લશ્કરી સરંજામ જોઇ ગભરાઇ જાય તેવી છે. પણ ભાઇઓ જ્યારે મહારાણી સાહેબ અને વહાલા દુષ્ટસિંહ સાહેબ જ્યારે પ્રજાના વફાદાર તરીકે રાજ્ય અને પ્રજાની જવાબદારી લેતાં પહેલાં ઉપરનો ખુલાસો આપવા સારૂ શું પોતાની જવાબદારી નહિ સમજે.

આ વખતે પ્રજાના યુવાનોમાં જોશ આવ્યું અને યુવાનો બોલ્યા કે જરૂર આ તમામ હકીકતનો ખુલાસો જ્યાં સુધી મહારાણી સાહેબ અને દુષ્ટસિંહ સાહેબ તથા ભદ્રકુમાર નહિ આપે ત્યાં સુધી બીજો કાર્યક્રમ હાથમાં લેવા દેવામાં નહિ આવે.

ત્યારે બોલનાર વ્યક્તિએ પ્રજાને ઉદ્દેશી કહ્યું કે ધમાલ કરવાની જરૂર નથી. આવેષમાં આવવાનું નથી. તેમજ કોઇ પણ વ્યક્તિને અન્યાય થાય તેમ કરવાનું નથી. કોઇની ઇજ્જત ઉપર હલ્લો ન થાય તે જોવાનું છે. માટે હું તો કરજોડીને પ્રજા પાસે ભીક્ષા માગું છું કે મગજનું સમતોલપણુ રાખશો. અને હજુ મારી આગળ વાત સાંભળી સંપૂર્ણપણે વિચાર કરશો.

દુષ્ટસિંહ સાહેબને બુદ્ધિનિધાન પ્રધાન કેમ ખોટા લાગતા હતા. માનસૂરી આચાર્યદેવને પોતાના મકાનમાં નજર કેદ શા માટે કરવામાં આવ્યા હતા. નગરશેઠ સોમદત્ત જેવા લાયક અને ઉદાર ગૃહસ્થને બજાર વચ્ચે બેડીઓ નાંખી બંદીવાન દશામાં કયા ગુન્હા માટે કેદ કરવામાં આવ્યા હતા. અને મહારાજા વૃદ્ધ હોવાથી યુવરાજના ઉપર મહારાજાને ગુમ કરવાના કે મારી નાંખવા માટે માટે આરોપ મુકવામાં આવ્યો. પ્રજામાં પોતાના પાપની લીલા ઢંકાઇ

જાય અને પોતે સાધુના લેબાસ પ્રજાના સેવક બની રહે તે પ્રમાણે શા માટે ચાલબાજી કરવામાં આવી રમ અને ઢંઢેરા પીટાવવા પડ્યા છે.

પ્રેમલત્તાને મહારાણી બનાવવા માટે દુષ્ટસિંહ સાહેબે શા માટે લેખ લખી આપ્યો હતો. સુભદ્રાદેવીનું શા માટે અપહરણ કરવામાં આવ્યું હતું. શીવરાત્રીના રોજજ આ બધું પ્રકરણ બનવાનું છે તેવી ખબર શું મહારાણી સાહેબને હતી કે નહી કેવળ મહારાણી સાહેબે કયા દરજ્જા ઉપર રહી પોતાની લાયકાત શું બતાવી છે. અને મહારાજાને ભયંકર શીક્ષા આપવા દુષ્ટસિંહ સાથે સંમત થયા હતાં. બોલો મારા પ્રજાજન બોલો હવે આથી વધારે મારે કહેવાનું નથી. મહારાજા સાહેબ તો તદન નિર્દોષ અને ભલા હતા તેમની ભલાઈનો ઉપયોગ મહારાણીએ કર્યો. અને મહારાણીની વિષયી ભાવનાનો નીચ ઉપયોગ આપના કહેવાતા પ્રજાસેવક દુષ્ટસિંહ સાહેબે કર્યો અને પોતાની નલાયકીપણું બતાવી સાહસ ઉપાડયું. અને આજે રાજ્યનો કબજો રાજ્યના હકદારને ઉંચો મુકી પોતે લેવા માટે તૈયાર થાય છે.

જેમ જેમ સભાજનો આગળ એકેક વાકય જ્યારે બોલતા જાય છે. તેમ તેમ પ્રજાજનો તો વિચાર સાગરમાંજ ડુબી ગયા અને હીંમત ભરેલું બોલવું જાણી અજાણ્યા ગામડીયા પ્રત્યે સૌને માન ઉત્પન્ન સ્વભાવિક જ થાય છે. છેવટે જ્યારે અજાણ્યો માણુસ જે જે હકીકત બોલી ગયો તેના ઉપરના ઉપરાંહારમાં આખરે એટલું જ બોલ્યો કે, આ તમામ હકીકત જો આપ શ્રીમાનો ને વ્યાજવી લાગતી હોય અગર આ બાબતનો ખુલાસો જો નામદાર દુષ્ટસિંહ સત્ય

અને સાચો આપે તો જરૂર પ્રજા તેમને રાજ્ય સિંહાસન ઉપર બેસાડી, પોતાની ફરજ અદા કરશે અને કદાચ આ હકીકતનો ઉત્તર ન આપી શકે તો પ્રજા તેના માટે વિચાર કરશે, બસ આટલું જ કહિ હવે મારૂ બોલવું બંધ કરૂછું.

તેજ વખતે સરદાર બોલવા ઊભા થાય છે. અને ભદ્રકુમાર શેઠને પોતાની પાસે આવવા માટે બોલાવે છે. ભદ્રકુમારને પૂછ્યું કે આપતો પ્રજાના હિતી ચિંતક છો. રાજ્યના વફાદાર નગર શેઠ છો. અને દુષ્ટસિંહના ખાસ વફાદાર દોસ્ત અને મિત્ર છો.

આપ આજથી આઠદિવસ ઉપર ચામુડાદેવીની ગુફામાં કેમ ગયા હતા તે જણાવશો સાચું બોલશો તો પ્રજા તમને માફી આપસે અને જૂઠું બોલશો તો તમારા સોએ વર્ષ આ મારી તલવારના ઝટકા વડે આજ મંડપમાં પૂરા થશે. માટે બોલો સત્ય હકીકત શું છે. તે જણાવો તેજ વખતે ભદ્રકુમારના તો હોશ કોશ બન્ને ઉડી ગયા. ના ના સાહેબ આમાં હું કશું પણ જાણતો નથી આપ મને ખોટો દમ આપી આજના શુભ કાર્યમાં વિઘ્ન નાંખવા માટે બધો દાવ અજમાવો છો. ભદ્રકુમારે જવાબ આપ્યો. સરદારે કીધું કે ઠીક જાઓ હવે તમે જાણો અને તમારૂ નશીબ જાણે મેં મારી ફરજ બજાવી.

પ્રજાજનો સાવધાન નગરનો કોટવાલ નગરનો રક્ષણ કર્તા હોય કે ભક્ષણ કર્તા હોય બોલો જવાબ આપો ત્યાં તો પ્રજા તરફથી જવાબ મળ્યો કે પ્રજાનો સેવક હોય અને પ્રજાના દુઃખમાં સહાનુભૂતિ બનાવનાર હોય તો

આપના માનીતા પ્રજાના હીત ચિંતક દુષ્ટસિંહ સાહેબને જરૂર પૂછી જુઓ કે આપે પ્રજાના હિતાર્થે શું શું કર્યું અને મહારાજા સાહેબ હાલમાં ક્યાં છે. કઇ દશામાં છે. આ વખતે મહારાણી સુવર્ણલત્તા અને દુષ્ટસિંહના હૃદયમાં મોટી ઉથલ પાથલ થવામાંડી પોતાના ધારેલી ધારણા ઉંધા પડવાનો સમય દેખાવા માંડયો ત્યારે મહારાણી ઊભા થઇને બોલ્યા કે પ્રજાજનો જરૂર શાંન્તી રાખો નકામી વાતોમાં વખત ન ગુમાવતાં જે કામ કરવા માટે ભેગા થયા છે તે કામ મહારાજા સાહેબ પરની લાગણી ધરાવી પાર પાડો તેજ વખતે સુભદ્રાદેવી ઉભી થઈ અને બોલી કે નામદાર મહારાણી સાહેબ અવિનય થાય તો માફ કરશો મારે બે શબ્દો બોલવાની મરજી છે તો કૃપા કરી સાંભળશો ભાઇઓ આ સુભદ્રાદેવી તે નગરની કુમારીકા નગરશેઠની દીકરી મહારાણી સાહેબ મારા ઊપર કઇ જાતનું વેર લેવાનું હતું. કે મને આ દુષ્ટ નરાધમના માણસો પાસે પકડીને જેલમાં નાંખી હતી, અને મારા ઉપર બળાત્કાર કરવા માટે દુષ્ટસિંહ સાહેબને કહ્યું હતું, તેતો ભગવાન નો ઉપકાર માનો કે આપના નગરનો ચારિત્ર શાળી 'યુવક શશીકાન્તે પોતાના જીવનની પરવા કર્યાવગર જ મને છોડાવી મારી પવિત્રતા સાચવી મારા ઉપર ઉપકાર કર્યો ન હોત તો આજે હું કઇ સ્થિતિમાં હોત તેનો ભગવાન જાણત, કહો દુષ્ટસિંહ સાહેબ આ બાબતનો જવાબ આપ શું આપો છો. તેથી પ્રજાને મારે એકજ વાત કહેવાની છે કે પ્રજા તો પોતાના મહારાજાની માગણી કરે, અને મહારાજાના માટે સાચી હકીકત શું છે. તે જાણ્યા પછી જ આજની વિધીનું કામ કાજ કરવાની શરૂઆત કરે.

તેજ વખતે શશીકાન્તની બહાદુરી ઉપર પ્રજા ખુશી

થઈ અને અમારે તો અમારા રાજા જોઈએ. આવી માંગણી રાજય સભામાં પ્રચંડ અવાજે થવા માંડી. અને પ્રજાએ ચોકખું કહી દીધું કે જ્યાં સુધી મહારાજાની સાચી હકીકત પુરવાર કરવામાં નહી આવે ત્યાં સુધી આજનો સમારંભનો કાર્યક્રમ અધુરોજ રહેશે. બોલો દુષ્ટસિંહ સાહેબ મહારાજાની સાચી હકીકત શું છે.

તેજ વખતે સભામંડપમાં કોલાહલ વધી ગયો. અને જેટલું વાતાવરણ દુષ્ટસિંહના લાભનું હતું તેટલુંજ વાતાવરણ તેના વિરૂદ્ધમાં થતાં વાર ન લાગી.

તેજ વખતે સમય જોઇ માનસૂરી આચાર્ય ઉભા થયા. તે વખતે પ્રભાવીક ગુરુદેવના ઉભા થવાથી લોકો શાન્ત થયા અને ગુરૂ મહારાજ શું કહેવા માગે છે તે સાંભળવા આતુર બન્યા.

ભાઈઓ હવે ઝાઝું કહેવામાં સાર નથી. જો પ્રજાના ભાગ્યબળથી મહારાજા સાહેબ જો હયાતીમાં હોય અને કદાચ આપણે તેમના દર્શન કરવા સારૂ ભાગ્યશાળી બનીએ તોજ આ વાતનો નીકાલ આવી શકે. માટે હું તો મારા હૃદયના અવાજથી કહું છું કે મહારાજા સાહેબ જરૂર હયાત છે અને જરૂર આજનો ન્યાય તેઓશ્રીના શુભ હસ્તેજ થવાનો લાગે છે માટે હાલ તો પ્રજા પોતાના રક્ષણ કર્તા મહારાજા સાહેબને જ્યાં હોય ત્યાંથી શોધી લાવી પોતાની ફરજ અદા કરે.

બનાવટી લેબાસમાં મહારાજાએ તમામ હકીકત એવી ભાષામાં કીધી હતી કે મહારાજા તરીકે કોઈ પણ તેઓને

ઓળખી શકયુંજ નહોતું તેથી પ્રજા પણ વીચારમાં પડી કે મહારાજાને કયાંથી અને કેવી રીતે શોધવા તેના વિચારમાં સૌ પડી ગયા.

તે પછી માનસુરી બોલ્યા કે નવા સેનાધિપતિ આપની પ્રજાના વફાદાર તરીકે હાલમાં દુર્મદસિંહ શોભે છે. તેમને કંઇક માલુમ હોય તો પુછવાથી ખ્યાલ પડશે.

દુર્મદસિંહને પ્રજા તરફથી દબાણ થવાથી દુર્મદસિંહ સમય ઓળખી ગયો. અને પોતાની ભુલ પોતાને સમજાઇ ગઇ એટલે તત્તજ તેના હૃદયનો પલટો થતા વાર ન લાગી.

દુર્મદસિંહ આવી સભામંડપમાં ઉભો થઇ બોલ્યો કે હું મારી સમશેરના સોગન સઇ કહું છું કે મહારાજા સાહેબ દગાના ભોગ બન્યા છે. અને હું જાણું છું ત્યાં સુધી તેઓશ્રી હયાત હોવા જોઇએ તેવું મારૂં માનવું છે. કદાચ મહારાજા સાહેબની આ સમયે જો પધરામણી થાય તો હું મારા પ્રાણના ભોગે પણ તેઓના જીવનનું રક્ષણ કરીશ.

એ વખતે સમય જોઇ પ્રેમલત્તાના ઇસારાથી ચતુરી નૃતિકા સભા મંડપમાં આવી. અને કહેવા લાગી કે—

જો પ્રજા એકજ દીલથી મહારાજા સાહેબની પધરામણી ચહાતી હોય તો હું તેનો ખુલાસો કરી પ્રજા ખુશી થાય તેવા સમાચાર આપવા બંધાઉં છું.

ત્યાં તો પ્રજાના પ્રચંડ અવાજથી સભા મંડપ ગાજી રહ્યો અને એકજ અવાજ આવ્યો કે અમારે તો અમારા શીરછત્ર મહારાજાજ જોઇએ છે.

તો સાંભળો મહારાજા ચાંમુડા દેવીની ગુફામાંથી ભયં-

ક્રૂર યાતના ભોગવતા હતા. તે વખતે આપના ગજ્યના વફાદાર શશીકાન્તભાઈ અને પ્રધાન બુદ્ધિનીધાન અને સામે ઉભેલા સરદાર તથા યુવરાજ મારવાડીના પોષાક ગામડીયાનો સ્વાંગ સજી છોડાવી લાવ્યા હતા. અને તે નામદાર મહારાજા આજે આપના સભા મંડપમાં હાજર છે. માટે કૃપાળુ કૃપા-નિધાન પ્રજાના પિતા તુલ્ય મહારાજા પોતાનો અસલી વેશ ધારણ કરી પ્રજાને દર્શન આપી આભારી કરશે. એવી આ કીંકરીની અરજ છે. તેજ વખતે મહારાજા પોતે પોતાનો બનાવટી પોષાકનો ત્યાગ કરી રાજવંશી પોષાકમાં ઉભા થઈ પ્રજાને દર્શન આપવા જેવા આગળ આવે છે તેજ વખતે આખી પ્રજા, મહારાજાના ચરણોમાં પોતાના કૃત્યની અને અજ્ઞાનતાની ક્ષમા માગી ચરણોમાં ઝુકી પડી.

તેજ વખતે મહારાજાના રક્ષણ માટે દુર્મદસિંહ પોતાના સૈનિકો સાથે આવી હાજર થયો. અને દુષ્ટસિંહ અને મહારાણી જેવા નાસવા જાય છે તેવાજ તેમને પકડી કેદ કરવામાં આવે છે અને તેનો ન્યાય આવતી કાલના દરબારમાં થશે તેવી જાહેરાત કરી. દરબાર બરખાસ્ત કરે છે.

---

# પ્રકરણ ૫૫ મું

## દરબારમાં ન્યાય અને આનંદ

મનુષ્યનું ધાર્યું જો કુદરત થવા દેતી હોય તો કુદરતને કોઇ માનત નહિ તેવીજ રીતે મહારાણી અને દુષ્ટસિંહની કુટીલ ભાવના જો પાર પડી હોત તો પ્રભુના નામ પર કોઇને શ્રદ્ધા ન રહેત માટે પાપનું અંજામ પાપ છે. તે વાત આખરે સત્ય અને સાચી નીવડે છે.

જે મહારાણી રાજ મહેલમાં આનંદ કરતી હતી હજારો દાસ દાસી આગળ હુકમ બજાવતી હતી તેજ મહારાણી આજે કારા ગૃહમાં પોતાના પાપનો પશ્ચાતાપ કરતી ચોધારે આંસુ વહાવી રહી છે દુષ્ટસિંહના માટે ધિક્કાર બતાવી રહી છે. પાપી દુસ્ટસિંહ સત્તા લોભી અને હવસખોર અને પોતાના બહાદુરીનો જેણે અભિમાન હતો તેના નામથી પ્રજા બીચારી થરથર કંપતી હતી તે નરાધમ

પણ આજે પોતાના પાપના પ્રતાપે કારાગૃહમાં પોતાની તમામ યોજના ધુળ મળી જતાં જંજીરમાં જકડાઇ પડયો છે. કહેવાતો સિંહ આજે શીયાળની માફક પોતાના ગુન્હાની ક્ષમા યાચી રહ્યો છે.

પ્રજાજન, પણ પલકમાં શું શું થયું અને શું શું થશે તેના ખ્યાલમાં આજે જયાં જુઓ ત્યાં શશીકાન્તની સુભદ્રા અને પ્રધાનનીજ વાતો કરી રહી છે. અને મહારાણી તેમજ દુષ્ટસિંહને હજારો શ્રાપ આપી રહી છે.

બીજે દિવસે પ્રભાતનો સમય થતાંની સાથેજ દરબાર મંડપમાં લોકો ચીકાર ભરાઇ ગયા છે. જરા પણ ઉભા રહેવાની જગા નથી. લોકો આજે મહારાણીનો ન્યાય શું થશે દુષ્ટસિંહને કેવી શીક્ષા થશે તે જોવાના કુતુહલથી આખી નગરની પ્રજા જોવા માટે ઉલટી પડી છે.

મહારાજા સાહેબ સમય થતાં આવી પહોંચે છે ચોપદાર નેકી પોકારે છે અને મહારાજા સૌ પ્રજાજન નમસ્કાર કરતા કરતા સિંહાસનને નમસ્કાર કરી પોતાના સ્થાન પર બીરાજે છે.

તમામ આગેવાનો કર્મચારીઓ વિગેરે પણ મહારાજા સાહેબની આજ્ઞાથી પોતપોતાની જગા ઉપર ગોઠવાઇ ગયા છે મહારાણીને અને દુષ્ટસિંહને બન્ને ગુનેગારોને પણ પોલીસના પહેરા નીચે ગુનેહગારોની જગા આગળ હાથ પગમાં જંજીરો સાથે લાવવામાં આવ્યા છે.

તેજ વખતે મહારાજા સાહેબે હુકમ કર્યો કે મધુરીને બોલાવો તરત મધુરીને બોલાવી અને જે જે હકીકત પુછ-

વાની હતી તે તમામ હકીકત પૂછી અને તદન નિર્દોષભાવે હકીકતનો જવાબ આપતા. મધુરી બોલી કે આ બધો પ્રતાપ હોય તો પેલા ઉભા તે જોશી મહારાજ પરદેશીનો છે.

તરતજ મહારાજાએ જોશીને બોલાવીને અને પૂછયું કે આપ કોણ છો અને ક્યાંથી આવ્યા છો તરતજ જોશીએ જવાબ આપ્યો કે નામદાર હું તો આપના નગરનો એક બાળક છું મારૂં નામ વિનયકુમાર છે. તરતજ વિનયકુમાર પોતાના અસલી પોષાકમાં આવી ગયો અને મહારાજાને પગે લાગી તમામ હકીકત જાહેર કરી. ત્યારે મધુરી બોલી કે નામદાર મને પાપના ધંધામાંથી બચાવનારા હોય તો આ એકજ વીરનર છે કે એનું ચારિત્ર દેવને પણ જુલાવે તેવું છે અને જેના સહવાસથીજ હું ન્યાય નીતીના પાઠો શીખી. મેં મારી ફરજ બજાવી છે. અને સાથે સાથે ભદ્રકુમાર શેઠ પણ મને લાલચમાં નાખવા માટે આ હીરા જડીત હાર જે ભેટ આપ્યો હતો તે આપશ્રીના ચર્ણોમાં પાછો આપું છું.

તે વખતે પ્રજાના લોકોએ વિનયકુમાર ઉપર યશ કિર્તીનાં ફૂલો વેર્યા. અને ધન્યવાદ આપ્યો. તે પછી શશી-કાન્તને બોલાવ્યો અને શશીકાન્તની પણ જુબાની લીધી. અને શશીકાન્તે પોતાની બહાદુરીની કશી વાત ન કહેતાં ફક્ત પોતાની ફરજ બજાવી. પોતે પોતાનું કર્તવ્ય સમજીને કર્યું રહું.

તે પછી સુભદ્રાદેવીને બોલાવી. સુભદ્રાદેવીએ શશીકાન્તની તમામ બહાદુરી તેનું ચારીત્ર તેની નૈતિક હિંમતની તમામ હકીકત બીલકુલ સત્ય રીતે જણાવી તેની પ્રશંસા કરી તેને

ધન્યવાદ આપ્યો હતો. અને બોલ્યો કે સંસ્કારી માતાઓના ચારિત્ર વડે પોતાનું નામ આજે શોભાવી પોતાના જીવનને ધન્ય કર્યું છે.

તે પછી મહારાજાએ પ્રેમલત્તાને બોલાવી પ્રેમલત્તાને પણ મહારાજાએ પૂછ્યું ત્યારે પ્રેમલત્તાએ તમામ હકીકત તેમજ દુષ્ટસિંહે લખી આપેલો લેખ તમામ પુરાવા રજુ કરી પોતાની ફરજ રાજ્યને વફાદાર રહી પોતાની સેવા બજાવી હતી. તે તમામ ઉલ્લેખ કરી બન્ને જણના ગુનેહગાર તરીકે મજબુત પુરાવા રજુ કર્યા.

આ વખતે યુવરાજ પણ પોતાનો બનાવટી પોષાકનો ત્યાગ કરી પોતાના વૃદ્ધ પિતાના ચર્ણોમાં ઝુકી પડયો યુવરાજને જોતાં મહારાજા સાહેબ તેને પોતાના બાહુ પાસમાં વિંટી લીધો અને પોતાના આસન ઉપર બેસાડયો ત્યારે યુવરાજ પિતાની આજ્ઞા માગી. બોલવા ઉભો થયો અને તમામ હકીકત દુષ્ટસિંહ સબધી અને પોતાની અપર માતાની સંક્ષીપ્તમા કહી પણ આ બધી હકીકતની બાતમી આપનાર તે વિરનર હોય તો ભાઇ શશીકાન્ત અને વિનયકુમાર અને ત્રીજા સરદાર ચોથી બેન માલતી અને બ્હેન સુભદ્રાદેવીના જ પ્રતાપ છે. આ વ્યક્તિઓએ જો ચેતવણી સમય સરની ના આપી હોતતો આજે મારી અને તમારી હસ્તી પણ ન હતી માટે ખરો પ્રતાપતો ભાઇ શશીકાન્ત અને વિનયકુમારનો છે. તે પછી ભદ્રકુમાર ભાઇને મહારાજાએ બોલાવ્યો અને કહ્યું કે, પધારો નગર શેઠ ભદ્રકુમાર તો બીચારો નીચું જોઇ ભોંય ખોતરતો ઉભો રહ્યો અને મહારાજાના તેજ આગળ શું બોલવું તેનું પણ

તેણે ભાન નહોતું માહારાજાએ જરા કડક સ્વભાવે પૂછ્યું કે બોલ શું હતું સાચું બોલ ત્યાં ભદ્રકુમાર ધ્રુજતો ધ્રુજતો સાહેબ દુષ્ટસિંહ સાહેબે મને આપેલી લાલચમાં ફસાઇ મેં રાજ્યદ્રોહ કર્યો છે માટે હવે મને ક્ષમા આપી મને સુધરવાની તક આપો આ વખતે ભદ્રકુમારના પિતા ભગવાનદાસ પણ હાજર હતા. દીકરાની લાયકાત જોઇ પિતાના દીલમાં પારાવાર શોક થયો અને પશ્ચાતાપ કરવા લાગ્યો,

તે પછી સોમદત્તશેઠને બોલાવ્યા. તેમને પણ બધી હકીકત ટુંકમાં જણાવી શશીકાંન્તની તેમજ વિનયકુમારની હદ ઉપરાંત પ્રશંસા કરી અને શશીકાંન્તની માતા રમાવન્તિ પણ પારાવાર વખાણ કરી. એ ત્રણે જણના ઉપકારનો બદલો તો નામદાર દેવની કે ઇંદ્રની સમૃદ્ધિ આપવામાં આવે તો પણ હું વાળી શકું તેમ નથી. છેવટે માનસરો ગુરુદેવને પણ મહારાજાએ કહ્યું કે ગુરુદેવ આપને રાજ્ય તરફથી જે જે કષ્ટ સહન કરવું પડયું છે તેના માટે હું આપની પાસે ક્ષમા માગું છું. અને આપનો શુભ આશીર્વાદ માગું છું. મહારાજા આશીર્વાદ તો શશીકાન્તનો માગો દેવી સુભદ્રાનો માગો દેવી પ્રેમલત્તાનો માગો કે જેણે આખા નગરનું તેમજ રાજ્યનું હિત હૈયે ધરી પોતાના જીવનનું બલીદાન આપવા તૈયાર થઇ. ને રાજ્યની તેમજ પ્રજાની આબાદી ટકાવી રાખી છે ધન્ય છે તે વીરોને અને ધન્ય છે તે વિરાંગના દેવીઓને પ્રભુ તેમને સદાય જીવંત રાખો.

છેવટે મહારાજાએ તમામ પુરાવા મજબુત જોયા અને તે પછી મહારાણીને પૂછ્યું કે તમારે કંઇ તમારા બચાવ માટે કહેવું છે ત્યારે મહારાણી બોલી કે આપશ્રીના પવિત્ર

હાથે મારા પાપના પશ્ચાતાપ માટે મોત માગું છું આ સિવાય મારે કંઈ કહેવું નથી.

તે પછી દુષ્ટસિંહને પૂછ્યું કે તમારે તમારા બચાવ માટે કંઈ બોલવું છે. નામદાર મને મારા પાપનો બદલો મળી ચુકયો છે હવે તો આપ ફાંસીની શીક્ષા આપો તેટલે મ્હારા પાપ ભોગવવા માટે યમરાજનાં દરબારમાં ચાલ્યો જાઉં.

મહારાજાએ તમામ પુરાવા સાંભળ્યા વિચાર્યા ગુનેહ ગારોના ગુન્હા સાબીત થયા તેટલે તરતજ હુકમ કર્યો કે મહારાણીને જન્મટીપ અને એકાંતવાસની જેલની શીક્ષા કરવામાં આવે છે. અને દુષ્ટસિંહને પણ શીક્ષા ફરમાવવા હુકમ કરે છે. તે વખતે તરતજ સરદાર દયાળસિંહ મહારાજા સાહેબની હજુરમાં આવી. ઊભા રહ્યા. અને બોલ્યા કે આપ એ અતિ આગ્રહથી મને આપેલું વચન હું માગું છું. પ્રથમનું વચન માગું છું, અને બીજું વધારાનું વચન, આપો એવી ભીક્ષા માગુ છું તરતજ મહારાજાએ બીજું વચન આપ્યું તે વખતે સરદારે કીધું કે જે વચન આપે હજારો જનતાની સમક્ષ આપ્યું છે. તો તે વચનમાં ફકત એટલું જ માગુ છું કે જે મહારાણી સાહેબે બીજાનું ઘર બરબાદ કરી પોતાનો હવસ પુરો કરી પોતે સુખ ભોગવવાની લાલસા રાખી હોય અને તેજ મહારાણીને આજે તેમની ભુલના પ્રતાપે કારાવાસ ભોગવવો પડયો; તે તેમને તેમના પાપની શીક્ષા થઈ ચૂકી છે. તો હવે આપ મને આપેલા વચન પ્રમાણે તેઓને આપ ફરીવાર ક્ષમા આપી. તેમને આપના મહારાણી તરીકે જાહેર કરી તેમનું બરબાદ થએલું જીવન આબાદ કરશો. એજ મારી પ્રાર્થના.

તે વખતે મહારાજા અને પ્રજાના લોકો તો સરદારની માગણી જોઈને વિચારમાં પડયા કે ધન્ય છે આની નીસ્પ્રહિતાને ત્યાં તો પ્રજાનો અવાજ આવ્યો કે મહારાજા સાહેબને પોતાનું વચન પાળવું જ જોઈએ, તે જ વખતે મહારાણીને તરત જ બંધન મુક્ત કરી પોતની પાસે બેસાડી.

ત્યાર પછી સરદાર બોલ્યા કે બીજું વચન માગવા માટે હું જે સમય જોતો હતો તો તે સમય આજે આવી ગયો, જેના પરિણામે મારૂં જીવન બરબાદ થયું હતું અને બીજા બાહુતીના જીવન આબાદ થતાં હતાં, પણ આખરે બાહુતી તે બાહુતી અને પોતાના તે પોતાના, તે બાબત આજે મારા હૃદયમાં નક્કી થઈ હોવાથી, હું મારા પ્રાણાધાર મારા શીર છત્ર દુષ્ટસિંહના જીવનની મુક્તિ માગુ છું. અને હું સરદાર નહિ. પણ તેઓની અર્ધાંગના દરી દયાવતિ છું જ્યાં દયાવતિ પોતાના મુળ પોષાકમાં ઉભી રહી. તેજ વખતે સભામાંથી પ્રચંડ અવાજો થયા કે ધન્ય છે સતી શારોમણી બ્હેન દયાવતિને ધન્ય છે. તેની પતિ ભક્તિને, સભામાં કોલાહલની શાંન્તી થયા પછી મહારાજાએ પણ દયાવતિની પતિ ભક્તિનાં વખાણ કરી દુષ્ટસિંહ પર દયા કરી તેને જીવનદાન આપી. મુક્ત કર્યો. ત્યારે દયાવતિ બોલી કે નામદાર આજથી તેમનું નામ બદલવા માટે વિનંતી કરૂં છું તો તેમનું નામ મારૂ જે નામ દયાળસિંહ હતું તે નામની જાહેરાત કરી આભારી કરશો.

દુષ્ટસિંહ પણ મહારાજાના ચર્ણો આગળ નમી પડયો અને પોતાના તમામ પાપની ક્ષમા માગી મહારાણીને પણ પોતે પોતાની માતા તરીકે જાહેર કરી.

દેવી સુભદ્રાની પ્રેમસત્તાની મધુરીની તમામની માફી માગી. દુષ્ટસિંહ બદલાઈ આજે દયાળસિંહ બન્યો.

કુદરત પલકમાં શું શું નથી કરતી તે આ બાબત ઉપર વિચારી ખ્યાલ કરશો. તે પછી તરત જ મહારાજાએ ભાઇ શશીકાન્તને બોલાવ્યો અને બ્હેન સુભદ્રાદેવીને બોલાવી બન્નેનો હસ્ત મેળાપ કરવા માટે સોમદત્તશેઠને વિનંતી કરી. સોમદત્તશેઠે બન્નેને શુભાશિષ આપી હસ્ત મેળાપ કર્યો.

તે પછી માલતીનો હસ્ત મેળાપ પણ વિનયકુમાર સાથે શેઠ સોમદત્તે કર્યો.

તે પછી તરત જ મહારાજાએ ભદ્રકુમારને બોલાવ્યો સાથે મધુરીને બોલાવી. તે બન્ને જણાનો પણ હસ્ત મેળાપ કરી. બન્ને પતિત આત્માઓ ભવિષ્ય પાવન થઈ જીવનનું કલ્યાણ કરે એવો આશીર્વાદ આપ્યો.

આખરે મહારાણીએ પણ પોતાના પતિ મહારાજા સાહેબની તેમજ પ્રજાજનની હૃદયથી માફી માગી. અને મહારાજાએ વિનંતી કરી કે આજના શુભ અવસરમાં રાજ્યનો તમામ ભાર અને વહીવટ યુવરાજ શ્રી રાજન સિંહને સોંપી તેમનો રાજ્યા ભિષેક પણ હાલને હાલ કરી આપ હવે શાન્તી મય જીવન ગુજારો એવી આ દાસીની નમ્ર અરજ છે. તરત જ પ્રજાએ મહારાણીની વાતને વધાવી લીધી. તરત જ મહારાજાએ યુવરાજને રાજ્યા ભિષેક કરી તેના નામની આણ્યા ફેરવી દીધી. યુવરાજે પણ રાજ્યની વફાદારીના સોગન લઈ પોતે રાજ્ય સિંહાશન પર બીરાજ્યા અને તરત જ જાહેરાત કરી કે આજથી રાજ્યના વડા તરીકે પ્રધાન બુદ્ધિ નિધાન રહેશે. રાજ્યના મહામંત્રી તરીકે ભાઈ શશીકાન્ત રહેશે. અને માહરા પ્રાઇવેટ કામકાજના કાર્યમાં

ભાઇ વિનય કુમાર રહેશે. ભદ્રકુમારને પણ સલાહકાર તરીકે નીમવામાં આવે છે. અને દયાળસિંહને પોતાના અસલ હોદ્દા ઉપર કાયમ કરવામાં આવે છે. દુર્મદસિંહને મારા અંગરક્ષક તરીકે રાખવામાં આવે છે. દેવીસુભદ્રા બ્હેનને તેમજ માલતી બ્હેનને પોતાની સેવા નીમીત્તે રાજ્ય તરફથી વર્ષે બે હજાર રૂપીયાનું વર્ષાસન આપવા જાહેર કરૂછું. મધુરીને પણ રાજ્ય તરફથી માન સહિત પોશાક આપવામાં આવે છે.

તે વખતે સુભદ્રદેવી ઉભી થઇને બોલી કે આજે બ્હેન પોતાના ભાઇને કંઇ અણુમોલી વસ્તુ ભેટ આપવા માગે છે તો ભાઇ સ્વીકારશે તેવી બ્હેન આશા રાખે છે. તરતજ યુવરાજ અર્જુનસિંહ ઊભા થયા અને બોલ્યા કે બ્હેન તમારી આપેલી ભેટ જરૂર પ્રાણ સાથે સ્વિકારીશ તરત જ સુભદ્રાદેવીએ પ્રેમલત્તાનો હાથ પકડી ઉભી કરીને યુવરાજ શ્રીના પાસે લાવી બન્નેનો હસ્તમેળાપ કરી. આશીર્વાદ આપી બોલી કે ભાઇ આ આપેલી ભેટનું પ્રાણ સાથે રક્ષણ કરશો.

આ પ્રમાણે દરેકની મનોભાવના પૂરી થઇ અને દરબાર બરખાસ્ત કર્યો અને સૌ પોતપોતાના દુઃખના દિવસો ભૂલી સૌ એકજ આનંદના આવેશમાં આવ્યા. અને સૌએ પોત પોતાના હૃદય સમર્પણ કર્યાં.

---

# પ્રકરણ ૫૬ મું

## મહારાજાના હસ્તે દરેકનું સ્વાગત

ગયા પ્રકરણમાં વર્ણવ્યા મુજબ આંખના પલકારાની માફક જે જેને બનાવો બની ગયા અને પાપીઓની ધારણા નકામી થઈ. આખરે સત્યનો જય થયો, પ્રજાજનોને પણ પોતાની અજ્ઞાનતા ઉપર જરૂર ગ્લાની પેદા થઇ, આખરે નગરજનો તરફથી દરેક વ્યક્તિનું સ્વાગત કરવા સારૂં મહારાજા શ્રીને વિનંતી કરી, અને મહારાજાએ સ્વીકારી, નગરના મધ્ય ભાગમાં આવેલા વિશાળ ચોકમાં શુશોભીત મંડપ ધ્વજા તોરણથી શણગારી બાંધવામાં આવ્યો હતો. નગરજનોના હૃદયમાં આજનો દિવસ કોઇ અનેરો હતો. તેથી નગરજનોએ પણ હૃદયના ભાવથી આજનો સભા મંડપ ઘણોજ સુંદર અને કારીગરીથી ભરેલો બનાવ્યો હતો. આજુ બાજુ સુંદર પુષ્પોના કુંડા તથા આસોપાલવના તોરણ રંગ બેરંગી વાવટાઓ વિગેરે ઘણીજ સુંદર રીતે ભાવ ભરેલી

ભાવના વડે આત્મ ભોગ આપનારાઓનું, સ્વગત કરવા માટે દરેકના મન ઉલ્લસી રહ્યા છે.

ટાઇમ સર મહારાજા સાહેબ પોતાના રસાલા સાથે આવી પહોંચ્યા. તમામ નગરજનો ગૃહસ્થો અને આગેવાનો પણ આવી પહોંચ્યા આજે દરેકના હૃદયમાં ફક્ત શાન્તી અને આનંદ સિવાય કોઇ પણ જાતની ચિંતાનું વતાવરણ જણાતું નથી. કેવલ આનંદ અને આનંદનું વાતાવરણ ગુંજી રહ્યું છે.

સુભદ્રાદેવી, શશીકાંન્ત, વિનયકુમાર, માલતી, સોમદત્તશેઠ રમાવતી, સદ્‌ગુણા, ભદ્રકુમાર, મધુરી, વિગેરે તમામ નગરજનો પણ ટાઇમ સર હાજર થઇ ગયી છે.

તરત જ મહારાજા ઊભા થઇ બોલ્યા કે મારા વ્હાલા નગરજનો, અને મારી માતા, અને ભગિનીઓ, આજનો દિવસ આપના નગરમાં એક અણમોલ દિવસ ગણાશે, આજે જણાતો રાજ્ય અને પ્રજામાં જે આનંદ હોય તો તે એકજ વ્યક્તિને આભારી છે. અને તે બ્હેન સુભદ્રાદેવી અને ભાઈ શશીકાંન્ત, પ્રથમ તો તેઓના મંનની મક્કમતા અને હૃદયથી સેવા ભાવનાની ધગશ, તેના લીધેજ છે, તેમની પાછળ બીજી વ્યક્તિઓએ પણ સાથ આપી આજે પોતાના જીવનને ઉજ્જવળ કરી માતા પિતાનું કુળ શોભાવ્યું છે.

તેથી પ્રજાજનોના તેમજ આગેવાનોના આગ્રહથી ભાઇ શશીકાંન્તને પ્રજા તરફથી હાર્દીક આર્શીર્વાદ અને અભિનંદન આપું છું, નગરજનો તરફથી પ્રજા વલ્લભનો ઇલકાબ આપું છું. તેવી રીતે બ્હેન સુભદ્રાદેવીને પણ પ્રજા વાત્સલ્યદેવીનું બીરદ આપી તેઓની કદર કરૂં છું, તે પ્રમાણે

વિનયકુમાર માલતી વિગેરે ને પણ પ્રજા તરફથી સન્માન વિગેરે કરવામાં આવ્યું તે પછી માહારાજા સાહેબ બોલ્યા કે આજની ખુસાલીના પ્રસંગ વખતે ગુરૂદેવ માન સૂરિની વિદ્યાપીઠમાં રાજ્ય તરફથી પાંચ લાખ રૂપીયાની સખાવત કરૂં છું, અને તે ગુરુદેવ સ્વીકારશે. તે પછી સોમદત્ત શેઠે પણ નગર ઉદ્યોગને ખીલવવા માટે રૂપીયા બે લાખ આપવા જાહેર કર્યા આ બધું ઉદારતા ભરેલું વાતાવરણ જોતાં ભગવાનદાસ શેઠ ઉભા થઇ બોલ્યા કે મને ઝાઝુ બોલતા આવડતુ નથી. ફક્ત મારી મિલકતામાંથી ત્રીસલાખ રૂપિયા બ્હેનં સુભદ્રાદેવી અને ભાઈ શશીકાંત ને આપવા જાહેર કરૂં છું અને તે રૂપિયામાંથી ઉદ્યોગ, દુઃખીને મદદ, સરસ્વતિ મંદિરો, અને અપંગોની સેવા, નિમીત્તે તેઓની મરજી માફક વાપરશે. તે માટે હું મારા સંપૂર્ણ હક્ક સાથે રૂપિયા સ્વીકારવા વિનંતી કરૂં છું.

આ વખતે સભામાં તાલીઓના ગડગડાટથી વાતાવરણ ઘણુંજ આકર્ષક અને પ્રેમ ભાવ ભરેલું શોભતું હતું.

તે વખતે દયવંતિની પ્રેરણાથી દુષ્ટસિંહ ઉર્ફે દયાળ સિંહે પણ સેવા વ્રત માટે પ્રતિજ્ઞા લીધી. તેવીજ પ્રતિજ્ઞા ભદ્રકુમાર અને મધુરીએ લીધી ત્યારે યુવરાજ મનજનસિંહ અને પ્રેમલત્તાએ પણ દરેક રીતે પોતાનો સહકાર અને આત્મભોગ આપવો જાહેર કર્યો અને આનંદના વાતાવરણમાં સભા મંડપમાં સૌ નગરજનો મંગળમય કાર્યો કરી મહારાજા સાહેબની જે બોલાવી સૌ વીસર્જન થયા.

---

## પ્રકરણ ૫૭ મું

### યોજના અને છેવટનો આનંદ

આજે સુભદ્રાદેવી પોતાના સ્વસુર મઇ અને પુજ્ય માતા રમાવવતીના પાયે પડી. રમાવતિએ આશીંવાદ આપ્યો. રમાવતિના હૃદયમાં આજે આનંદ માતો નહોતો પોતાના કુળ દિપક દીકરાના ચારિત્ર વડે આજે પોતાનો દીકરો યશકિર્તી વર્યો છે. તેથી માતા રમાવતિ પ્રભુનો ઉપકાર માને છે.

માલતી અને વિનયકુમાર પણ માતા રમાવતિને પગે લાગવા આવ્યા. ભદ્રકુમાર અને મધુરી પણ માતા રમાવંતિનો આશીંવાદ લેવા આવ્યા. દેવી દયાવતિ અને દયાળસિંહ પણ માતા રમાવતિનો આશીંવાદ લેવા આવ્યા. મહારાજા સજ્જનસિંહ અને પ્રેમલત્તા પણ માતા રમાવતિનો આશીંવાદ લેવા આવ્યા, છેવટે મહારાણી સુવર્ણ લત્તા પણ માતા રમાવતિની ક્ષમા યાચવા આવ્યા. આ પ્રમાણે તમામ કલુષિત વાતાવરણ દુર થઇ

જતાં સત્ય ન્યાયનું નિર્મળ વાતાવરણ નગરની ચારે તરફ શોભી રહ્યું, અને તેની સુવાસ આજુ બાજુ તમામ ગામ નગરોમાં પ્રસરી રહી. આખરે તમામ ગૃહસ્થ સમુહ સાથે ગુરુદેવ માનસુરિની વિદ્યાપીઠમાં આવ્યા, અને વિધિપૂર્વક નમસ્કાર કરી ગુરુદેવની સલાહ લેવા બેઠા, દેવીસુભદ્રાની તેમજ શશીકાન્તની સુચના મુજબ નગરશેઠ સોમદત્ત અને ભગવાનદાસ તેમજ બીજા અન્ય આગેસરોને પણ બોલાવ્યા.

તે વખતે સુભદ્રાદેવીએ તૈયાર કરેલી યોજના ગુરુદેવ આગળ રજુ કરી.

૧ વિદ્યાપીઠમાં દરેક જાતના ગૃહઉદ્યોગ વહેવારીક જ્ઞાન કૌટુમ્બીક જ્ઞાન સમયને અનુસરી રહેવું તે જ્ઞાન વહેવારીક જ્ઞાન અને ધાર્મીક જ્ઞાન દરેક નાના મોટાને બીલકુલ અગવડ વગર મળી શકે અને સૌ પોતપોતાના જીવનનો વિકાસ આ યોજના વડે સાધી શકે, તેમાં લગભગ રૂપિયા પંદર લાખના ખર્ચે સાધન સામગ્રી અને સારા ચારીત્રવાન અધ્યાપકો પૂરા પડી શકે, તેની તમામ જવાબદારી શેઠ ભગવાનદાસ અને શેઠ સોમદત્તને રાખવા આગ્રહ ભરી વિનંતી છે.

આ સિવાય નગરની તેમ રાજ્યની પ્રજામાં સુલેહ, શાન્તી, અને સંપ, તથા દરેકમાં ભાતૃભાવ, નાના મોટાના ભેદભાવ વગરનો તમામ જાતનો સહકાર તથા જાતી ભેદ વિગેરેની તમામ અજ્ઞાનતા દુર કરવા સારૂ ગામે ગામ પ્રચાર કાર્યથી લોકોમાં સાચી જાગૃતી સાચો પ્રેમ સાચી ભક્તિ વિગેરે તમામ સદ્દગુણો પ્રજામાં આવે, તેવી રીતે સારા ચારિત્રવાન ઉપદેશકો દ્વારા કરવો. તેના માટે તમામ ખર્ચની જોગવાઈ પણ

નક્કી કરેલા ફંડની રકમ મારફત કરવી, અને જનતા સ્વાશ્રય કેમ બની શકે. તેવા પણ જ્ઞાનનો પ્રચાર કરવો. આ પ્રમાણે મુદ્દાસર વાતની યોજના ગુરૂદેવને પસંદ પડી. અને તે યોજના વિસ્તૃત્વ કેમ બની શકે તેના માટે પોતાનું તમામ જીવન તેમાં સમર્પણ કરવા માટે પણ ગુરૂદેવે પોતાનો મક્કમ વિચાર દર્શાવ્યો. આખરે તમામ યોજનાનો વિચાર કરવા માટે સારામાં સારા આગેવાનો તેમજ સેવાભાવીની કમેટી નક્કી કરી. અને કામની શરૂઆત તરતજ કરવી તેની પણ જાહેરાત કરી. સૌ પોત પોતાના કાર્યને કેવી રીતે આગળ ધપાવવું તે વિચાર સાથે સૌ વીખરાયા. અને ગુરૂદેવે પણ સાચા હૃદયથી સૌને આશીર્વાદ આપ્યા.

આખરે કામ દિપાવ્યું નગરને આદર્શ બનાવ્યું. અને દેવી સુભદ્રાએ પોતાની કાર્ય શક્તિ વડે તેમજ ભાઈ શશીકાન્ત પોતાની નિરાભિમાની સેવા વડે પોતાની સુંદર સુવાસ ચોમેર પ્રસરાવી બન્ને દંપતિ યુગલ પોતાના સેવાભાવી કાર્યમાં મસગુલ રહી પોતાના જીવનને ઘણુંજ ઉંચ અને આદર્શ બનાવી હૃદય સમર્પણ કર્યું.

આખરે માતા રમાવતિ સદ્‌ગુણા અને પિતા સોમદત્ત, મિત્ર વિનયકુમાર તેમજ બીજી અન્ય વ્યક્તિઓ પણ બેન સુભદ્રાદેવી અને ભાઈ શશીકાંન્તને હૃદયથી આશીર્વાદ આપવા લાગ્યા.

આખરે સત્યનો જય અને પાપીઓનો ક્ષય એ કહેવત સાચી પડી. બ્હેન સુભદ્રા અને શશીકાન્તની છેવટે ત્યાગમય જીવન ગુજારતાં લોકોની સેવામાંજ મસ્ત રહેવા લાગ્યા. આનું નામ જ હૃદય સમર્પણ.

**સમાપ્ત**

# ઉપસંહાર

સત્તાની લોલુપતા અને વૈભવની લાલસા દુષ્ટસિંહને કયા માર્ગ ઉપર લઈ ગઈ. છતાં પવિત્ર સ્ત્રીના સદ્ગુણો વડે દુષ્ટસિંહ મટી દયાળસિંહ કેવી રીતે બન્યો.

સાચા ગુરૂના સહેવાસથી બેન સુભદ્રા માલતી અને શશીકાન્ત વિનયકુમાર વિગેરે કેવી રીતે દુઃખમાં પણ મક્કમ રહ્યાં. અને પ્રાણાન્તે પણ નીતિ અને મર્યાદાનો ત્યાગ ન કરતાં આખરે કેવી ઉચ્ચ કક્ષાએ પોતાના જીવનને પહોંચાડયું. તે પણ સંસ્કારી ગુરૂ અને સંસ્કારી જ્ઞાનનોજ પ્રભાવ છે.

સાચા મિત્રોના સહવાસથી મિત્રાચારી કેવી રીતે શોભી શકે છે. મીત્રની મીત્રાચારીમાં સ્વાર્થ ન હોય તોજ મીત્રાચારી નભી શકે છે. તેવીજ મીત્રાચારી ભાઈ શશીકાન્ત અને વિનયકુમારની કેવી રીતે શોભી અને તેની સુંદર સુવાસ કેવી રીતે પ્રસરી તે પણ સુંદર ચારિત્ર અને નિસ્વાર્થ સેવાની ભાવનાનોજ પ્રતાપ છે.

નીચ વૃત્તિકા અને પતીત થયેલી અસુરીને પણ સુંદર સંસ્કારનું સાચું પ્રતિબિંબ પડતાં કેવી રીતે અધોગતિમાંથી બચી. પોતે કરોડપતિનું ઘર શોભાવી રહી છે તેનું મુખ્ય કારણ સુંદર સોબતનુંજ પરીણામ છે.

વિષયની લાલસા વૃદ્ધ ઉમરે પણ ન ભુલાય તો આખરે તેનું પરિણામ મહારાજાને કેવી રીતે ભોગવવું પડે છે. અને વિષયી મહારાણી પણ નીચના સહેવાસમાં આવી પોતાના પતિનું અહિત કરતા જરા પણ પાછી પડતી નથી. તે પણ પરીણામ નઠારી અને સ્વાર્થી સોબતના લીધેજ આવે છે.

સત્તાની લાલસા અને વૈભવ ભોગવવાની અભિલાષા માણસને કઈ અધોગતિએ પહોંચાડે છે. તે પણ દુષ્ટસિંહના વર્તનથી સારી રીતે સમજી શકાય તેમ છે.

આવી આવી અનેક બાબતો આ પુસ્તકમાંથી જાણુ-વાની સમજવાની વિચારવાની તેમજ તે પ્રમાણે વિચારવા માટે યોગ્ય માર્ગ જડી આવતા વાર લાગતી નથી. આખરે સોનું તે સોનું અને કથીર તે કથીર. આ બન્ને વસ્તુનું માપ આ વાર્તામાંથી સમજદાર આત્માઓ મેળવી શકે છે.

ચારિત્રવાન યુવરાજ તથા તેનો મિત્ર વિરશેન પણ પોતાની સાચી વફાદારી તથા યુવરાજની પિતા પ્રત્યેની લાગણી પણ આ વાર્તામાંથી મેળવી શકાય છે.

વફાદાર પ્રધાન તેમજ વફાદાર પ્રેમલત્તા પણ પ્રાણાન્તે પોતાનું સત્ય ન જાય અને પોતાની મર્યાદા સાચવી તેનું રક્ષણ કરી. આખરે રાજ્યની તેમ પ્રજાનીજ સેવા નિસ્વાર્થ પણે કરી. તેનું પરીણામ પ્રેમલત્તા એક

વખતની દાસી હતી તે પ્રેમલત્તા આજે રાજ્યની માહારાણી પદને શોભાવી રહી છે.

ત્યાગ અને ચારિત્ર એ જીવનનું મુખ્ય અંગ અને સાધન છે. તેવી વાત બરાબર સમજવી હોય તો ગુરુદેવ માનસુરીના ચારિત્રથી સમજી શકાય છે. આખરે જેના ચારિત્ર વડે જેના જ્ઞાન વડે એક વખત જે રાજ્યમાં અંધાધુધી ફેલાણી હતી. તેજ રાજ્યમાં આજે સુખ શાંન્તી અને પ્રેમની સરીતા વહેવા માંડી હોય તો તે પ્રતાપ ગુરુદેવના ચારિત્ર નો છે.

એક વખત કુલાંગાર કહેવાતો ભદ્રકુમાર જ્યારે ઠોકર વાગે ત્યારે સમજણ આવે તે પણ હકીકત આપુસ્તક ઉપરથી સમજવામાં આવે છે. જેવો તે પતિત હતો તેવીજ મધુરી પણ પતિત હતી. છતાં કુદરતે બન્નેનું જોડું નક્કી કરી આજે પ્રભુતામાં પગલાં માંડી પોતાના જીવનને સાત્વીક બનાવવા પ્રયાસ આદર્યો છે.

વાંચક આ પુસ્તક કેવલ મારી વિચાર શ્રેણીનું પ્રતિબિંબ છે. શબ્દોની ચમક ઝમક નથી. તેમ સાહિત્ય ભરેલી ભાષા પણ નથી. કેવળ સાદી અને સીધી ભાષામાં આ લખેલું પુસ્તક વાંચકના ચર્ણોમાં ધરી હું કૃતાર્થ થાઉં છું. અને પરમાત્મા સૌને સદ બુદ્ધિ આપો અને ઘેર ઘેર દેવી સુભદ્રા અને ભાઇ શશીકાંન્ત ઉત્પન થાઓ એજ ઇચ્છુ છું. આનું નામજ હૃદય સમર્પણ.

---